# પ્રસ્તાવના



આપણા દેશનું ભાવી આપણી આંખ આગળ ઘડાઈ રહ્યું છે. ...ય, સામાજિક, ધાર્મિક અને આર્થિક સુધારાનાં મંડાણ મંડાયાં ...ા સર્વદેશીય ઘડતર સમજવું એ આપણા દેશના વિદ્યાર્થીઓને ... છે, તેથી વેદસમયથી તે અદ્યાપિ સુધીનો ઇતિહાસ ટૂંકમાં ... કરું છું.

મૅટ્રિક્યુલેશન પરીક્ષા માટે તેમજ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની જરૂરિયાતોને અનુસરીને આ ... રચવામા આવ્યું છે.

આ પુસ્તક રચવામાં અનેક ઐતિહાસિક પુસ્તકોનો આધાર છે તેના ગ્રંથકર્તાઓનો તથા પ્રસિદ્ધકર્તાઓનો આ સ્થળે ...ાર માનું છે.

...લ્સન કૉલેજ,
મુંબઈ
...મી જુલાઈ ૧૯૨૭

ગુલાબભાઈ નારણજી જોશી

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

—— ० ——

આ આવૃત્તિમા ઈ સ ૧૯૨૭થી ઈ સ ૧૯૩૦ સુધીના બનાવોની નોધ સિવાય બીજો વધારો કરવામા આવ્યો નથી પહેલી આવૃત્તિ વિષે મિત્રો તરફથી થએલી સૂચનાઓ તેમ જ વિદ્યાર્થીઓની ખાસ જરૂરિયાતો ધ્યાનમા લઈ આ આવૃત્તિ સુધારીને કેટલીક જગ્યાએ સક્ષિપ્ત કરી છે આ કામમા મારા મિત્ર અને સધર્ન ડિવિઝનના એડયુકેશનલ ઇન્સ્પેક્ટર રા કૃષ્ણલાલ સૂરજરામ વકીલ એમ્ એ, આઈ ઈ એસ તરફથી મળેલી મદદને માટે હુ એમનો અત કરણથી આભાર માનુ છુ

પ્રત્યેક વિદ્યાર્થી આ પુસ્તકનો લાભ લઈ શકે એ હેતુથી પુસ્તકની કિંમત ઘટાડીને રૂ ૧-૪-૦ રાખી છે

જરીવાલા મેન્શન હ્યુજ રોડ
મુબઇ
૧૫ મી નવેમ્બર, ૧૯૩૦

**ગુલાબભાઈ નારણજી જોશી**

## પાંચમી આવૃત્તિની ( ઇ. સ. ૧૯૩૯ )

## પ્રસ્તાવના

આ પુસ્તકની છેલ્લી આવૃત્તિ બહાર પડ્યા પછીથી યુનિવર્સિટીએ મેટ્રિક્યુલેશનની પરીક્ષાના ઇતિહાસના વિષયમા હિંદુસ્તાનના રાજબંધારણને લગતા અભ્યાસક્રમમા ફેરફાર કર્યો છે. નવો અભ્યાસક્રમ નીચે પ્રમાણે છે : " ઈ. સ. ૧૯૩૫ ના ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા એક્ટ પ્રમાણેનું હિંદુસ્તાનનુ રાજ્યબંધારણ નીચેના બાબતોની રૂપરેખા : (૧) હિંદી પ્રધાન અને તેના સલાહકારો, (૨) ગવર્નર-જનરલ અને બ્રિટિશ શહાનશાહના પ્રતિનિધિ, (૩) ફેડેરલ કારોબારી સરકાર અને ફેડેરલ ધારાસભા, (૪) પ્રાંતિક કારોબારી સરકાર અને પ્રાંતિક ધારાસભાઓ, (૫) સ્થાનિક સ્વરાજ્ય. "

આ ઉપરાત ઈ. સ ૧૯૩૭ ના એપ્રિલ મહિનાની ૧ લી તારીખથી પ્રાંતોમા નવા રાજ્યબંધારણનો અમલ શરૂ થયો છે. આ બન્ને બાબતો ધ્યાનમા રાખી આ પુસ્તકનો ૫ મો ભાગ નવેસરથી લખવામા આવ્યો છે. પ્રાંતિક સ્વાતંત્ર્યના અમલની સમાલોચના કરવામા આવી છે. બીજા ભાગોમા પણ ઘટતા સુધારા વધારા કર્યા છે. ૬ ઠ્ઠા ભાગમાના વિષયો મેટ્રિકના અભ્યાસક્રમને માટે નથી, પણ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાને માટે તથા ટ્રેનીંગ કોલેજના અભ્યાસમા એની માહિતી જરૂરની છે તેથી તથા પુસ્તક હિંદુસ્તાનના ઇતિહાસ ને રાજવહીવટ વિષે સર્વદેશીય થાય એ હેતુથી ૬ ઠ્ઠા ભાગનો સમાવેશ કીધો છે.

ગવર્નમેન્ટ લૉ કોલેજ,
મુંબાઈ
૩૧ મી મે ૧૯૩૯.

ગુલાબભાઈ નારણજી જોશી

## છઠ્ઠી આવૃત્તિ ( ઇ. સ. ૧૯૪૨ ની )

### પ્રસ્તાવના

આ આવૃત્તિમા ઈ સ ૧૯૪૨ ના માર્ચના અત સુધીના બનાવોની તથા પ્રાતિક સ્વાતત્ર્યના અમલની સમાલોચના કરવામા આવી છે આ આવૃત્તિમા જોડણી " જોડણીકોશ " પ્રમાણે કરવામા આવી છે

૪૩ ચોપાટી રોડ,
મુબઈ
૧ લી એપ્રીલ ૧૯૪૨



ગુલાબભાઈ નારણજી જોશી

---

ભાગ ૨

## મુસલમાની સમય

| પ્રકરણ | વિષય | પૃ૦ |
|---|---|---|
| ૨૮ | હમાયુ | ૧૩૩ |
| ૨૯ | સૂરવંશ | ૧૩૮ |
| ૩૦ | મહાન્ અકબર | ૧૪૨ |
| ૩૧ | જહાંગીર | ૧૫૨ |
| ૩૨ | શાહજહાન | ૧૫૭ |
| ૩૩ | ઔરંગઝેબ | ૧૬૩ |
| ૩૪ | મુગલાઈ સામ્રાજ્યની પડતી | ૧૭૧ |
| ૩૫ | મુગલાઈ સામ્રાજ્ય | ૧૭૪ |

---

## ભાગ ૩

## મરાઠા સમય



---

## ભાગ ૪

## અંગ્રેજી સમય

## ભાગ ૫

## હિંદુસ્તાનના રાજ્યબંધારણની રૂપરેખા



---

## ભાગ ૬

## રાજવહીવટ અને દેશી રાજ્યો



---

# હિંદુસ્તાનનો ઇતિહાસ

## ભાગ ૧

### પ્રકરણ ૧

#### હિંદુસ્તાનની ભૂતળરચના અને તેનો ઇતિહાસ સાથે સંબંધ

કોઈ પણ પ્રજાનુ જીવન તેના આસપાસના વાતાવરણથી ઘડાય છે. કોઈ પણ દેશનો ઇતિહાસ બરાબર સમજવાને માટે તે દેશની કુદરતી રચનાનુ જ્ઞાન આવશ્યક છે માટે હિંદુસ્તાનનો ઇતિહાસ શરૂ કરતા પહેલા તેની કુદરતી રચનાનુ વિવેચન કરીએ.

પ્રાચીન કાળમા હિંદુસ્તાનની ભૂતળરચના આજે છે તેવી ન હતી કહેવાય છે કે આજે જ્યા હિમાલય પર્વત છે, ત્યા એક મહાન્ સમુદ્ર હતો અને અરબી સમુદ્રમા જ્યા લક્ષદ્વીપ અને માલદ્વીપ બેટો છે ત્યા એક ખડ હતો ભૌગોલિક પરિવર્તનને લીધે સમુદ્રમાથી એકાએક હિમાલય ઉપસી આવ્યો જ્યા આજે કચ્છનુ રણ અને રજપૂતાના છે ત્યા મોટો સમુદ્ર હતો, અને દક્ષિણ હિંદુસ્તાન એક બાજુએ આફ્રિકા સાથે અને બીજી બાજુએ ઑસ્ટ્રેલિયા સાથે જોડાએલો હતો. આ બધી કલ્પનાઓ છે અને એમા સત્ય કેટલુ છે તે કહેવુ મુશ્કેલ છે.

હિંદુસ્તાન ભારતવર્ષ, આર્યાવર્ત, ભરતખંડ, એ નામોથી પણ ઓળખાય છે. પરાક્રમી રાજા ભરતના નામ પરથી આ દેશનુ નામ ભારતવર્ષ કે ભરતખંડ પડ્યુ હતુ, અને આર્ય લોકો પરથી આર્યાવર્ત પડ્યુ હતુ.

**હિંદુસ્તાનની સીમા**

હિંદુસ્તાન એશિયા ખંડની દક્ષિણમાં આવેલો એક વિશાળ અને ત્રિકોણરૂપ પ્રદેશ છે. એની ઉત્તરે લાંબા, ઊંચા પર્વતોની કોટરૂપ હાર આવેલી છે અને દક્ષિણે હિંદી મહાસાગર આવેલો છે, તેથી કુદરતી રીતે હિંદુસ્તાન સુરક્ષિત છે એમ કહીએ તો ચાલે પણ વાયવ્ય દિશાએ આવેલા પહાડોમાં નીચા ઘાટો અથવા જવા આવવાના સાંકડા માર્ગો આવેલા છે, તેથી પરદેશી લોકો હિંદુસ્તાનમાં આવી શક્યા ઉત્તર આવેલા હિમાલય પર્વતની લંબાઈ ૧૫૦૦ માઈલ છે હિમાલય એટલે બરફનું ઘર આ દેશની નદીઓના વહેણ પર, આબોહવા પર, અને ખેતવાડી પર એની અસર ઘણી થાય છે પૂર્વમાં આવેલા બંગાળાનો ઉપસાગર, પશ્ચિમમાં આવેલો અરબી સમુદ્ર અને દક્ષિણે આવેલો હિંદી મહાસાગર પણ દેશની આબોહવા પર ઘણી અસર કરે છે આ દેશનો દરિયા કિનારો લગભગ ૪૦૦૦ માઈલ લાંબો છે

હિંદુસ્તાનની ઉત્તરદક્ષિણ લંબાઈ ૧૯૦૦ માઈલ છે અને પૂર્વપશ્ચિમ પહોળાઈ ૧૮૦૦ માઈલ છે આ દેશનું કુલ ક્ષેત્રફળ ૧૮,૦૫,૩૩૨ ચોરસ માઈલ છે, જેમાંથી બ્રિટિશ હિંદુસ્તાનનું ક્ષેત્રફળ ૧૦,૯૪,૩૦૦ ચોરસ માઈલ છે અને ૭,૧૧,૦૩૨ ચોરસ માઈલ દેશી રાજ્યોની હકૂમત નીચે છે

**હિંદુસ્તાનના કુદરતી ભાગો**

કુદરતી રીતે હિંદુસ્તાનના ત્રણ ભાગ પડી શકે (૧) હિમાલયનો પર્વતપ્રદેશ, (૨) ઉત્તર હિંદુસ્તાનનો સપાટ પ્રદેશ, અને (૩) દક્ષિણ હિંદુસ્તાનનો ઉચ્ચ પ્રદેશ

(૧) હિમાલયનો પર્વતપ્રદેશ ૧૫૦૦ માઈલ લાંબો અને ૨૦૦ થી ૫૦૦ માઈલ પહોળો છે હિમાલયનું ઊંચામાં ઊંચું શિખર ગૌરીશંકર ૨૯,૦૦૦ ફૂટ ઊંચું છે અને તે બારે માસ બરફથી ઢંકાયલું રહે છે કેટલીક જગાએ પહાડોની તરેડોમાં સાંકડા ઘાટ આવેલા છે, જ્યાં થઈને અસલના વખતમાં પરદેશી લોકો હિંદુસ્તાન પર ચઢી આવ્યા હતા વાયવ્ય ખૂણામાં આવેલા ખૈબર અને બોલન નામના ઘાટોમાં થઈને આર્યો, ગ્રીક, શક, હૂણ, પઠાણ અને મુગલ લોકો



હિંદુસ્તાનના કુદરતી વિભાગો

હિંદુસ્તાનમાં દાખલ થયા હતા જો વાયવ્ય ખૂણામાં આ માર્ગો નહિ હોત તો હિંદુસ્તાનનો ઇતિહાસ જુદો હોત કાશ્મીર અને તિબેટ વચ્ચે પણ એવા ઘાટ આવેલા છે. એ ડુંગરાળ રસ્તેથી બન્ને દેશ વચ્ચે વ્યવહાર ચાલે છે ફાહિયાન, હુએનસાંગ વગેરે ચીની મુસાફરો કાશ્મીર થઈને હિંદુસ્તાનમાં આવ્યા હતા

(૨) ઉત્તર હિંદુસ્તાનનો મેદાનપ્રદેશ સિંધુ, ગંગા, અને બ્રહ્મપુત્રા નદીના પ્રદેશનો બનેલો છે. એમાં કાશ્મીર, પંજાબ, સિંધ, રજપૂતાના, સંયુક્ત પ્રાંતો, બિહાર, ઓરિસા, બંગાળા અને આસામનો સમાવેશ થાય છે આ આખો પ્રદેશ મોટી નદીઓ અને તેમની શાખાઓને લીધે રસાળ બનેલો છે

(૩) દક્ષિણ હિંદુસ્તાનનો ઉચ્ચ પ્રદેશ દક્ખણને નામે ઓળખાય છે એની ઉત્તરે સાતપુડા અને વિંધ્યાચળ નામના પર્વતોની હારો આવેલી છે નર્મદા નદીથી કન્યાકુમારી સુધી એ ત્રિકોણાકાર દ્વીપકલ્પ આવી રહ્યો છે એના પૂર્વ અને પશ્ચિમ બાજુના કિનારાઓને કોરોમાંડલ ને મલબાર કિનારા કહે છે એની દક્ષિણે લંકાદ્વીપ છે આ ભાગની પૂર્વ, પશ્ચિમ ને ઉત્તર દિશાએ પર્વતોની હારમાળા આવેલી છે, અને ઉત્તરમાં આવેલી વિંધ્યાચળની હારથી એ ઉત્તર હિંદુસ્તાનના મેદાનપ્રદેશથી જુદો પડે છે હિંદુસ્તાનના ઇતિહાસમાં ઘણા સમય સુધી ફક્ત ઉત્તર હિંદુસ્તાનની વાત આવે છે, કારણકે વિંધ્યાચળ વચ્ચે આડો આવેલો હોવાથી ઉત્તર હિંદનો દક્ષિણની સાથે બહુ વ્યવહાર નહિ હતો નર્મદા, તાપી, ગોદાવરી, કૃષ્ણા અને તુંગભદ્રા નદીઓ આ પ્રદેશમાં વહે છે વિવિધ ધાતુ અને વિવિધ વનસ્પતિની પેદાશને માટે આ પ્રદેશ જાણીતો છે

**દરિયા કિનારો**

હિંદુસ્તાનનો દરિયા કિનારો એકંદર સીધો છે, પણ એમાં ખાંચાં ઓછાં હોવાથી એ સુરક્ષિત તેમજ બહુ ઉપયોગી નથી વળી મોટી નદીઓના મુખ આગળ રેતીને લીધે પાણી ઓછું હોવાથી સ્વાભાવિક રીતે બંદરોની સંખ્યા ઓછી છે સોળમા સૈકામાં આ દેશના ઇતિહાસમાં એક મોટું પરિવર્તન થયું મુઠ્ઠીભર પોર્ટુગીઝ

વહાણવટીઓએ યુરોપથી આવવાનો સીધો જળમાર્ગ શોધી કાઢી હિંદુસ્તાન સાથે સીધો વેપાર શરૂ કર્યો પોર્ટુગીઝ લોકોના આ સાહસની સ્પર્ધા કરી વલંદા, ફ્રેંચ, તેમજ અંગ્રેજ લોકોએ પણ દરિયા માર્ગે આવી હિંદુસ્તાન સાથે વેપાર કરવા માંડયો. વખત જતા વેપારી હરિફાઇને લીધે આ યુરોપી પ્રજાઓ વચ્ચે મારામારી થઈ અને તેમા છેવટે અંગ્રેજ લોકોનો જય થયો, અને તેમની સર્વોપરિ રાજસત્તા સ્થપાઈ

આ દેશની ભૂમિ ઘણીજ ફળદ્રુપ અને રસાળ છે, એટલે એની ખેતીની પેદાશ ઘણી સારી છે એની ખનિજ પેદાશ તેમજ જંગલની પેદાશ પણ પુષ્કળ છે એનો વિસ્તાર એટલો મોટો છે કે એ એક ખંડ કહેવાય એને તિબેટ, ચીન, અફઘાનિસ્તાન, ઈરાન, ગ્રીસ, રોમ, સ્પેન, આફ્રિકા વગેરે ઘણા મુલકો સાથે અસલથી સારો સંબંધ છે આ આંતરરાષ્ટ્રીય સંબંધને લીધે હિંદુસ્તાનની પ્રજાનુ જીવન તેમજ સંસ્કૃતિ એકદેશીય કે એકલવાયા રહ્યા નથી પ્રાચીન સમયથી આ દેશની સંપત્તિ જાણીતી છે. એની અનહદ સંપત્તિથી લોભાઈ એના પર પરદેશીઓ વારંવાર ચડી આવ્યા હતા દેશની ઉત્પાદક શક્તિ તેમજ સંપત્તિને લીધે દેશના જીવન પર કેવી ને કેટલી અસર થાય છે તે આપણે આપણા દેશના ઇતિહાસ પરથી જોઈશુ

ભૂમિની રસાળતા તથા ફળદ્રુપતાને લીધે જીવનની જરૂરિયાતો પૂરી પાડવાને બહુ મહેનતની જરૂર પડતી નથી અને તેથીજ લોકોને તત્ત્વજ્ઞાન શોધવાનો તથા ધાર્મિક અને આધ્યાત્મિક પ્રશ્નો ચર્ચવાનો અવકાશ મળ્યો હતો

**હિંદુસ્તાનની આબોહવા**

દેશની તેમજ સમાજની ઘટના કરવામા આબોહવા મોટો ભાગ ભજવે છે જો આબોહવા સારી તેમજ માફકસરની હોય તો લોકો શરીરે મજબૂત તેમજ ઉત્સાહી અને ઉમંગી હોય દેશની ફળદ્રુપતા અને ઉત્પાદક શક્તિનો

આધાર પણ આબોહવા પર રહે છે, અને સીધી રીતે કે આડકતરી રીતે પ્રજાજીવન પર તે ઘણી મોટી અસર કરે છે ગરમી તથા પાણીની છૂટને લીધે અસંખ્ય માણસો પોતાનો નિર્વાહ સહેલાઈથી કરે છે જ્યાં રેતીના રણો આવેલા છે, તથા હવા સૂકી અને ગરમ હોય છે, અથવા જ્યાં અતિશય ટાઢી તેમજ બરફ પડે છે, ત્યાં વસ્તી થોડા પ્રમાણમાં હોય છે પણ જ્યાં આબોહવા માફકસરની હોય છે, ત્યાં વસ્તીનું પ્રમાણ મોટું હોય છે આ દેશમાં આસામમાં ચેરાપુંજીમાં દુનિયામાં વધુમાં વધુ વરસાદ પડે છે, જ્યારે કચ્છના રણમાં જરા પણ વરસાદ પડતો નથી કેટલાક ભાગમાં ગરમી પુષ્કળ પડે છે, ત્યારે કેટલીક જગાએ ટાઢી પુષ્કળ પડે છે આપણા દેશનો ઘણોખરો ભાગ ઉષ્ણકટિબંધમાં આવેલો હોવાથી આબોહવા એકંદરે ગરમ છે, તેથી ઠંડા મુલકના રહેવાસીઓની સરખામણીમાં આપણી તંદુરસ્તી, કામ કરવાની શક્તિ ધૈર્ય અને ઉમંગ પ્રમાણમાં ઓછાં છે ગરમ આબોહવા, ભૂમિની ફળદ્રુપતા મહાન ગગનચુંબી પર્વતોની હારમાળા, લાંબી અને મોટી નદીઓ, મોટાં જંગલો તથા રણો આ બધાં આ દેશના લોકોની રહેણીકરણી, રીતરિવાજ, ધર્મ વગેરે પર ભારે અસર કરે છે આ દેશનો ઇતિહાસ ખરી રીતે જોતાં આ બધાં કારણોથીજ ઘડાયેલો છે

ઈ સ ૧૯૩૧ ની સાલની વસ્તીગણત્રી પ્રમાણે આખા હિંદુસ્તાનની કુલ વસ્તી ૩૫૨૮૩૭૭૭૮ માણસોની છે આમાં ૧૮,૧૮૨૮,૯૨૩ પુરુષો અને ૧૭૧૦,૦૮૮૫૫ સ્ત્રીઓ છે આમાં બ્રિટિશ હિંદુસ્તાનની વસતી ૨૭,૧૫,૨૬,૯૩૩ છે અને દેશી રાજ્યોની વસતી ૮,૧૩૧૦૮૪૫ છે ધર્મવાર લોકોની સંખ્યા નીચે પ્રમાણે છે —

## હિંદુસ્તાનની વસતી

| | | | |
|---|---|---|---|
| હિંદુ | ૨૩૯૧,૯૩,૬૩૫ | બૌદ્ધ | ૧,૨૭૮૬,૮૦૬ |
| શીખ | ૪૩,૩૫,૭૭૧ | ફિરંગી (પારસી) | ૧,૧૧,૮૫૩ |
| જૈન | ૧૨,૫૨,૧૦૫ | મુસલમાન | ૭,૭૬,૭૭,૫૪૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ખ્રિસ્તી | ૬૨,૯૬,૭૬૩ | | જંગલી | ૮૩,૯૧,૦૬૫ |
| યાહુદી | ૨૪,૧૪૧ | | પરચૂરણ વસ્તી | ૨૭,૬૮,૦૫૪ |

હિંદુઓમાં અસ્પૃશ્યોનો પણ સમાવેશ થાય છે. તેમની સંખ્યા લગભગ પાંચ ક્રોડ જેટલી છે.

# પ્રકરણ ૨

---

## • આર્યો આવ્યા તે પહેલાંના હિંદુસ્તાનના વતનીઓ

સિંધુ નદીના પ્રદેશમા દક્ષિણ પંજાબમા હરપ્પા આગળ તથા સિંધમા લારખાનાની ઉત્તરે પચીશેક માઈલ પર મોહનજો ડેરો આગળ ખોદતા દટાઈ ગએલા પ્રાચીન શહેરો જડી આવ્યા છે તેને ફરતા ઊંચા કોટ, તેના પહોળા એકેકને કાટખૂણે બાંધેલા રસ્તા, તેમાના મોટા ચોક, અટારી ને મેડીવાળા ભવ્ય મકાનો, લોકોને નાહવાના જાહેર હમામખાના (નાહવાની જગા), પાણીને જવાની મોરીઓ, તથા તેમાથી જડેલા ઘરેણા ઓજાર, હથિયાર, માટીના વાસણ તથા રમકડા પથ્થરના પુતળા, ધાતુના બનાવેલા અનેક પદાર્થો વગેરે જોવાથી જણાય છે કે એ પ્રદેશમા ઘણા પુરાતન કાળમા સુધારો દાખલ થયો હતો અને સુધરેલા લોકો વસતા હતા પણ તે લોકો વખત જતા નાશ પામ્યા અને તેમનો સુધારો ક્ષીણ થયો તે એટલે સુધી કે બે ત્રણ હજાર વર્ષ પછી હિંદમા આર્ય લોકો આવ્યા ત્યારે તેમને સિંધુ પ્રદેશમા વસતા લોકો જંગલી માલમ પડ્યા એમ મનાય છે કે એ લોકોની મુખ્ય બે જાત હતી એ બે જાત કોલ અને દ્રાવિડ નામની હતી પૂર્વ અને મધ્ય હિંદુસ્તાનમા કોલ લોકો વસ્યા હતા, અને દ્રાવિડ લોકો થોડેઘણે અંશે આખા દેશમા ફેલાયા હતા દ્રાવિડો મુખ્યત્વે કરીને પંજાબ, બંગાળા અને દક્ષિણમા વસતા હતા આ લોકો કંઈ જંગલી ન હતા તેમની પાસે પથ્થરના કુહાડા વગેરે હથિયારો હતા, તેમજ તાંબાના વાસણનો પણ તેઓ ઉપયોગ કરતા હતા જ્યારે આર્યો ઈ સ પૂ ૩૦૦૦—૨૦૦૦ ના અરસામા મધ્ય એશિયામાથી હિંદુસ્તાન આવ્યા ત્યારે તેમને આ લોકો સાથે લડાઈ થઈ, અને તેઓએ તેમને પંજાબ વગેરે પ્રાંતોમાથી હરાવીને હાંકી કાઢ્યા આર્યો પોતાની સ્ત્રીઓને સાથે લઈનેજ કાંઈ હમેશા આવ્યા ન હતા, તેથી તેમને હિંદુસ્તાનના મૂળ વતનીઓ સાથે લગ્નવ્યવહાર બાંધવો પડ્યો.

આવા સમયથી ઉત્પન્ન થએની પ્રજા પાછળથી હિંદુસ્તાનની ખરી પ્રજા બની આર્ય લોકો જેમ જેમ દક્ષિણમા ગયા, તેમ તેમ તેમના સુધારાનો પ્રચાર થયો આર્યો શરીરે ગોરા, ઉંચા, કદાવર અને મજબુત બાંધાના હતા તેમના નાક લાંબા, માથા મોટા અને વાળ કાળા હતા તેઓ આનંદી સ્વભાવના તેમજ ઉદાર હૃદયના હતા સૂર્ય અગ્નિ, વરુણ આદિ દેવોને તેઓ પૂજતા યુદ્ધકળામા તેઓ કાબેલ અને હોશિયાર હતા અનાર્યો શરીરે કાળા અને ઠીંગણા હતા તેમના નાક ચપટા હતા લડાઇમા તેઓ હોશિયાર અને યુક્તિબાજ હતા સ્વભાવે ઉદ્યોગી પ્રેમી અને શાંત હતા ઢોર પાળવામા અને ખેતી કરવામા તેઓ ઘણા નિપુણ હતા તેઓ મેના દેવોની ઉપાસના કરતા આ હિંદના વતનીઓ તથા આર્યોના પરસ્પર સંબંધથી વખત જતા આર્યોનો સુધારો, રીતરિવાજ અને રહેણીકરણી આ દેશમા દાખલ થયા

વખત જતા આર્ય લોકો પંજાબથી વધી ગંગા અને યમુના નદીને કાંઠે આવ્યા અને ત્યાંથી દક્ષિણમા ગયા પછી ધીમે ધીમે આખા હિંદુસ્તાનમા ફેલાયા આર્ય લોકો પહેલવહેલા હિંદુસ્તાનમા ક્યારે આવ્યા એ કહેવુ મુશ્કેલ છે

# પ્રકરણ ૩

## વેદસમય—ઈ. પૂ. ૨૦૦૦–૧૪૦૦

હિંદુઓ માને છે કે સૃષ્ટિ અનાદિ છે હિંદુઓનુ સૌથી જુનામા જુનુ પુસ્તક વેદ છે, અને એને તેઓ ઈશ્વરવાણી માને છે ઈશ્વરની માફક એ અનાદિ સનાતન અને નિત્ય મનાય છે વેદ ૪ છે ૧ **ઋગ્વેદ**, ૨ **યજુર્વેદ**, ૩ **સામવેદ**, ૪ **અથર્વવેદ**. ઋગવેદ સૌથી જુનામા જુનો છે અને એમા મોટેભાગે, ઇન્દ્ર અગ્નિ વરુણ વગેરેની સ્તુતિના મંત્રો છે યજુર્વેદમા યજ્ઞની વિધિઓ અને તેના હેતુઓનુ વર્ણન છે સામવેદમા સગીત અને તેની રચનાનો અને અથર્વવેદમા ઘણી પરચૂરણ બાબતોનો સમાવેશ કરવામા આવેલો છે વેદની ભાષા સસ્કૃત છે અને તે મોટે ભાગે પદ્યમા છે આજની અને વેદની સસ્કૃત ભાષામા ઘણો ફેર છે વેદના મંત્રો મરાઠીના સુંદરતા રચના ગભીરતા અને તેમા રહેલા ઉચ્ચ ભાવને માટે આખી દુનિયાના સાહિત્યમા ઊચુ સ્થાન ભોગવે છે ઋગ્વેદમા પ્રેશનુ વર્ણન છે તે મોટે ભાગે હાલના પંજાબ પ્રાતનુ છે ઈશ્વરની પૂજા સિવાય બીજા કોઈની પૂજાનો ઉલેખ વેદમા નથી અને જે કેટલાક દેવદેવીના નામ જોવામા આવે છે તે સૌ એક જ પરમશક્તિના નામ છે

**આર્યોની સમાજ-વ્યવસ્થા**

આર્યો નાના નાના ગામડાઓમા ઘર બાધીને એમના દુશ્મનો અને પશુઓના ત્રાસથી બચવા ગામની આસપાસ તેઓ વાડ કરતા કે ખાઈ ખોદતા તેઓ જુદી જુદી ટોળીમા વહેંચાઈ ગયા હતા આવી દરેક ટોળીનો એક આગેવાન હતો આ ટોળીઓની ભાષા, ધર્મ, તેમજ રહેણીકરણી એકસરખી હતી આ લોકો સૂર્ય, આકાશ, અગ્નિ વગેરે કુદરતી શક્તિઓને પૂજતા, અને અગ્નિ ચેતાવી હોમ કરતા તેમનુ જીવન ઘણુ સાદુ હતુ

તેમનામાં જ્ઞાતિભેદ નહિ હતો ગમે તે માણસ ગમે તેની સાથે ખાવા પીવાનો તેમજ લગ્નનો વહેવાર કરી શકતો સ્ત્રીપુરુષો પુખ્ત ઉમરે પ્રેમથી પરણતા વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ હતી ગૃહમાં તેમજ સમાજમાં સ્ત્રીનું સ્થાન ઘણુ ઊંચુ હતુ તેમના વિના ધાર્મિક ક્રિયાઓ થઈ શકતી ન હતી એકપત્નીવ્રત સંપૂર્ણ રીતે પાળવામાં આવતુ તેમના જીવનમાં ધર્મનુ સ્થાન ઘણુ અગત્યનુ હતુ તેમનામાં મૂર્તિપૂજા ન હતી તેમના આચાર વિચાર પવિત્ર હતા તેમના જીવનમાં બ્રહ્મચર્યનુ પાલન કાળજી પૂર્વક થતુ સ્વર્ગ છે અને પુનર્જન્મ થાય છે એમ તેઓ માનતા મુડદાને તેઓ બાળતા અને આત્માની શાંતિને માટે તેઓ ઉત્તર ક્રિયા કરતા

**આર્યોની રાજકીય વ્યવસ્થા**

પ્રત્યેક ટોળીનો આગેવાન તે ટોળીના ધર્મનો ગુરુ તેમજ લડાઈમાં નાયક હતો ધીમે ધીમે એ રાજા થયો વેદમાં રાજાની આજ્ઞા સૌએ માનવી એવુ દર્શાવવામાં આવેલુ છે રાજાનો હોદ્દો વંશપરંપરા ચાલતો પણ કેટલીક વખત રાજાને લોકો ચૂંટી કાઢતા રાજશાસનને માટે રાજસભા, ધર્મસભા અને વિદ્વાનસભા હતી રાજા લોકોની સલાહ અને સંમતિથી રાજ્યકારભાર કરતો લડાઈમાં બાણ તેમજ ભાલાઓ વપરાતા સુશોભિત રથોનો લડાઈમાં ઉપયોગ થતો દરેક રથમાં એક સારથી અને એક યોદ્ધો બેસતા અને સૈનિકો મોટે ભાગે બખ્તર પહેરતા

**આર્યોની આર્થિક સ્થિતિ**

આર્યો ખેતીવાડી તેમજ બીજા હુન્નર ઉદ્યોગો સારી રીતે જાણતા તેમના આગમન પહેલા આ દેશના વતનીઓ ચોખા અને ફળો ખાતા ઘઉં, જવ અને તલનુ વાવેતર તેમને આર્યોએ શીખવ્યુ આર્યો શાકાહારી તેમજ માંસાહારી હતા તેઓ માંસ ખાતા પણ માંસ તેમનુ નિત્ય ભોજન ન હતુ ગાયને તેઓ પૂજ્ય ગણતા તેઓ ઘેટાં, બકરાં અને ઢોર પાળતા અને ઉછેરતા ઊનના કપડાં વણવાનુ, ચામડાં રંગવાનું અને ધાતુઓની જાત જાતની વસ્તુઓ બનાવવાનુ કામ તેઓ સારી રીતે જાણતા

તેઓ સોનુંચાંદી ઘરેણાં બનાવવામાં વાપરતા અને લોઢાનો ઉપયોગ હળ, ધનુષ્ય અને ભાલા બનાવવામાં કરતા. તેઓ સોમ અને સુરા નામનો દારૂ પીવામાં, રથ હાંકવામાં અને જુગાર ખેલવામાં આનંદ માનતા. ચિત્રકળામાં તેમ જ સાહિત્ય અને સંગીતમાં તેઓ કુશળ હતા. તેઓ જળ માર્ગે વેપાર કરવા માટે હોડીઓ વાપરતા

વેદના પૃથ્વીસૂક્તમાં માતૃભૂમિના સૌન્દર્યનું તેમજ પર્વતો અને નદીઓનું વર્ણન છે એમાં દેશને માટે પ્રેમ અને સન્માન રાખવાનો ઉપદેશ છે સાથ શસ્ત્રથી શત્રુઓને જીતવા એ યુદ્ધનો ધર્મ ગણ્યો છે. વેદમાં બ્રાહ્મણોનું સ્થાન ઘણું ઊંચું છે જે બ્રહ્મને ઓળખે તે બ્રાહ્મણ હિંદુઓનું હિંદુત્વ અને તેમનો ધર્મ મોટે ભાગે બ્રાહ્મણોને લીધે ચાલુ રહ્યા છે બ્રાહ્મણનો સર્વત્ર સત્કાર થતો હતો વેદ તેમને મોઢે હતા તપશ્ચર્યા ને બ્રહ્મચર્યના પાલનથી બ્રાહ્મણો જ્ઞાન મેળવીને તેમાં વધારો કરતા અને આથી જ તેઓ પૂજાતા

જે સમયે આ દેશમાં વેદભાષા રોજના વ્યવહારની ભાષા હતી તે સમયને **વેદસમય** કહે છે, અને તે યુગમાં જે ધર્મ પ્રચલીત હતો તે વેદ ધર્મ કહેવાય છે

**જ્ઞાતિબંધારણ-વર્ણાશ્રમધર્મનો ઉદય અને વિકાસ**—ધીમે ધીમે આર્યોએ ઉત્તર હિંદુસ્તાનમાં આગળ વધી લશ્કરી બળથી તેમ જ સંસ્કૃતિના પ્રભાવથી અહીંના વતનીઓ પર વિજય મેળવ્યો આ વિજયમાં તેમણે તેમનું નિકંદન કર્યું નહિ, પણ તેઓ તેમની સાથે સુલેહથી રહી છૂટથી ભળી લગ્નસંબંધમાં ઉતર્યા કાળક્રમે આર્થિક અને લશ્કરી સગવડને ખાતર ગુણ ધર્મ અને સ્વભાવનુસાર સમાજમાં **બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય** અને શૂદ્ર એવા ચાર ભાગ પડ્યા આ દેશના વતનીઓનો ચોથા ભાગમાં સમાવેશ થયો આ રીતે વર્ણોની ઉત્પત્તિ થઈ અને જ્ઞાતિ બંધારણ ઘડાયું. આ બંધારણ કાળક્રમે વિકાસ પામ્યું અને પ્રત્યેક જ્ઞાતિનો ધર્મ નક્કી થયો બ્રાહ્મણનો ધર્મ ભણવાભણાવવાનો તથા યજ્ઞયાગ વગેરે ધાર્મિક ક્રિયાઓ કરવાકરાવવાનો હતો ક્ષત્રિયનો ધર્મ દેશનું રક્ષણ કરવાનો તથા દેશમાં સુલેહશાંતિ અને વ્યવસ્થા

જાળવવા રાજાને મદદ કરવાનો હતો. વૈશ્યનો ધર્મ ખેતીવાડી તેમ જ હુન્નરઉદ્યોગ અને વેપાર કરવાને હતો. આ ત્રણ જ્ઞાતિઓને જનોઈ પહેરવાનો તેમ જ વેદ ભણવાનો અધિકાર હતો તેથી તે **દ્વિજ** કહેવાતી હતી. શૂદ્રનો ધર્મ ઉપલી ત્રણ જ્ઞાતિઓની સેવા કરવાનો હતો શૂદ્રને જનોઈ પહેરવાનો કે વેદ ભણવાનો અધિકાર ન હતો. દ્વિજોને જીવનમા **બ્રહ્મચર્યાશ્રમ**, **ગૃહસ્થાશ્રમ**, **વાનપ્રસ્થાશ્રમ** અને **સંન્યસ્તાશ્રમ** એવા ચાર આશ્રમો પાળવાના હતા. વેદના સમયથી તે મહાકાવ્યોના સમય સુધીમાં સમાજમાં જ્ઞાતિબંધારણ ઉપર જણાવ્યા મુજબના **વર્ણાશ્રમધર્મ** પર રચાઈને વિકાશ પામ્યું.

અને મહાભારતના મહાકાવ્યોમાંથી ઘણી હકીકત મળે છે, તેથી જે સમયમાં આ ગ્રન્થો લખાયેલા હતા તે સમયને **મહાકાવ્યોનો યુગ** કહે છે. આ કાવ્યોમાં વર્ણવેલી ઘટનાઓ કેટલે અંશે ઐતિહાસિક છે એ વિષે મતભેદ છે. કેટલાકોના મત પ્રમાણે રામાયણની કથામાં આર્ય લોકોની દક્ષિણની જીતનું વર્ણન છે, અને મહાભારતની કથામાં આર્યોની બે મોટી જાત—કુરુ અને પાંચાલ વચ્ચે હસ્તિનાપુરની ગાદીને માટે કુરુક્ષેત્રના મેદાનમાં થયેલા દારુણ યુદ્ધનું વૃત્તાન્ત છે

જગતના ઇતિહાસમાં મહાકાવ્યોનું સ્થાન ઘણું અગત્યનું છે સંસ્કૃત સાહિત્યમાં તો શું, પણ આખી દુનિયાના સાહિત્યમાં રામાયણ અને મહાભારતનાં કાવ્યો અનુપમ અને અદ્‌ભુત છે એ બન્ને કાવ્યો જ્ઞાનના ભંડાર છે એમાં ભાષા સરળ, વિચાર નિર્મળ, અને ભાવો ઊંચા છે રામાયણનો સમય મહાભારતના સમય કરતાં આગળનો છે, કારણ કે રામાયણમાં મહાભારતની ઘટનાઓનું તેમજ નામોનું અપ્રમાણ વર્ણન નથી **રામાયણ** આદ્યકવિ વાલ્મીકિએ લખ્યું છે.

**રામાયણની કથા** અયોધ્યા નગરીના સૂર્યવંશી રાજા દશરથને કૌસલ્યા, કૈકેયી, અને સુમિત્રા નામની ત્રણ રાણી હતી ઘણા વખત સુધી પુત્રપ્રાપ્તિ નહિ થવાથી દશરથે 'પુત્રેષ્ટિ' યજ્ઞ કર્યો તેના ફળથી કૌસલ્યાને રામ, કૈકેયીને ભરત અને સુમિત્રાને લક્ષ્મણ અને શત્રુઘ્ન એમ ચાર પુત્ર સાંપડ્યા કૌસલ્યા પટરાણી હતી, પણ કૈકેયી અત્યન્ત રૂપવાન હોવાથી રાજાનો તેના પર બહુ પ્રેમ હતો

આર્યોના સુપ્રસિદ્ધ ઋષિ વસિષ્ઠ આ ચારે પુત્રોના ગુરુ હતા એમનો વિદ્યાભ્યાસ પૂરો થયો ત્યાર પછી વિશ્વામિત્ર ઋષિ રામ તથા લક્ષ્મણને દશરથ રાજાની અનુમતિથી રાક્ષસોના ત્રાસથી યજ્ઞની રક્ષા કરવા લઈ ગયા રામે સુબાહુ નામના રાક્ષસ તથા તાડકા નામની રાક્ષસીને મારી યજ્ઞનું સંપૂર્ણ રીતે પૂર્ણાહુતિ સુધી રક્ષણ કર્યું

મિથિલાના રાજા જનક વિદેહીને સીતા નામની પુત્રી હતી તેની

પાસે શિવજીએ આપેલું એક મોટું ધનુષ્ય હતું જે કોઈ એ ધનુષ્યને ઊંચકી ચાપ ચઢાવી તેમાંથી બાણ ફેંકે તેને સીતા પરણે એવું તેણે પણ લીધું હતું તેથી તેણે મોટો સ્વયંવર રચ્યો અને તેમાં દેશપરદેશથી રાજા મહારાજાઓ સીતાને વરવાની હોંસથી આવ્યા લંકાનો રાજા રાવણ પણ ત્યાં આવ્યો હતો રામ અને લક્ષ્મણ આ સ્વયંવર જોવા પોતાના ગુરુ સાથે આવ્યા હતા ધનુષ્ય ઊંચકવા રાવણ સુદ્ધાં સઘળા રાજાઓએ ફાંફાં માર્યાં, પણ કોઈ તેમાં ફાવ્યા નહિ છેવટે ગુરુઆજ્ઞાથી રામચંદ્રજીએ સહેલાઈથી એ ધનુષ્ય ઊંચકી ચાપ ચઢાવતાં તેના ટુકડે ટુકડા કરી નાખ્યા આથી સીતાએ શ્રી રામને વરમાળા આરોપી

રામે પોતાની સત્યનિષ્ઠા, પિતૃભક્તિ તથા હૃદયની ઉદારતાથી પ્રજાનો પ્રેમ મેળવ્યો હતો વૃદ્ધાવસ્થાને લીધે પોતાથી રાજ્યકારભાર બરાબર ચલાવી શકાશે નહિ એમ લાગવાથી રામને ગાદી સોંપી વાનપ્રસ્થ થવાની રાજા દશરથે ઇચ્છા જણાવી આ ઇચ્છાને પ્રજાએ એક મતે વધાવી લીધી પણ પોતાના પુત્ર ભરતને ગાદી અપાવવાની ઇચ્છા રાખતી કૈકયીના મનમાં આથી દ્વેષાગ્નિ પેદા થયો એક વખતે રાજા દશરથે કૈકયીના પર ખુશ થઈ વરદાન આપ્યાં હતાં એ વરદાનો માગવાનું કૈકયીને આ વખતે સૂઝયું તેણે 'રામને ચૌદ વર્ષ વનમાં મોકલો અને ભરતને ગાદી આપો એવું માગ્યું આ વચન સાંભળી વયોવૃદ્ધ દશરથ રાજા બેશુદ્ધ થઈ ગયા પણ એક વચની હોવાથી તેમણે પોતાનું વચન ઉથાપ્યું નહિ રામ પાટવીકુંવર હોવા છતાં પિતૃભક્તિને ખાતર ધર્મપત્ની સીતા ને નાના ભાઈ લક્ષ્મણને તેમની ઇચ્છાનુસાર સાથે લઈ વનમાં જવા નીકળી પડ્યા તરત જ પુત્રવિરહના શોકથી દશરથ રાજા મૃત્યુ પામ્યા

આ વખતે ભરત મોસાળમાં હતો તેને સઘળી વાતની ખબર પડતાં ઘણો ખેદ થયો પોતે ગાદી નહિ સ્વીકારતાં રામની શોધમાં નીકળી પડી તેમને સઘળી અયોધ્યાની ગાદી સ્વીકારવા વીનવ્યા પણ રામે માન્યું નહિ, તેથી રામચંદ્રજી વનમાંથી પાછા ફરે ત્યાંસુધી રાજ્યાસન પર પોતે ન બેસતાં રામની પાદુકા તે પર મૂકી રામના પ્રતિનિધિ તરીકે તેણે રાજ્ય કર્યું

ચતુરાઈ અને વિદ્યા જોઈને કૌરવોને ઈર્ષ્યા થઈ. પાંડવોનું કાસળ કાઢવા કૌરવોએ પ્રપંચથી પાંડવોને લાખાગૃહમાં બાળી મૂકવાનું કારસ્થાન રચ્યું પણ નસીબે પાંડવો આમાંથી છટકી ગયા. ત્યારપછી જંગલમાં ભટકી બ્રાહ્મણને વેશે પાંચાલના દ્રુપદ રાજાને ત્યાં તેની પુત્રી દ્રૌપદીના સ્વયંવરમાં આવ્યા. આ સ્વયંવરમાં દેશપરદેશના રાજા મહારાજાઓ આવ્યા હતા. દ્રુપદ રાજાએ જે કોઈ રાજા મત્સ્યવેધ કરે તે દ્રૌપદીને પરણે એવું નક્કી કર્યું હતું. દુર્યોધન સુદ્ધાં ઘણા રાજાઓએ મત્સ્યવેધ કરવાના ફાંફાં માર્યા પણ કોઈ ફત્તેહમંદ થયો નહિ. છેવટે ક્ષત્રિયોથી આ કામ નહિ બન્યું ત્યારે દ્રુપદે બ્રાહ્મણોને મત્સ્યવેધ કરવા નોતર્યા. આથી અર્જુન જે બ્રાહ્મણના વેશમાં હતો તેણે પોતાની ધનુર્વિદ્યાને બળે મત્સ્યવેધ કર્યો અને દ્રૌપદીએ તેને વરમાળ આરોપી. આ વખતે પાંડવો ઓળખાઈ ગયા. તેમને જોઈ દુર્યોધન બળીને ખાખ થઈ ગયો અને પાંડવોનો નાશ કરવા ઉત્તેજિત થયો. સ્વયંવરમાંથી પાંડવો કુંતી પાસે ગયા ને પોતે અમૂલ્ય વસ્તુ લાવ્યા છે એવું જાહેર કીધું. 'તમારો બધાનો એ પર સરખો હક છે' એવા કુંતીના વચનને લીધે દ્રૌપદી પાંચે પાંડવની સ્ત્રી થઈ. હવે દ્રુપદ રાજાની મદદથી પાંડવોએ કૌરવો પાસેથી રાજ્યનો ભાગ માગ્યો. કૌરવોએ હસ્તિનાપુર અને ગંગા નદીનો પ્રદેશ લઈ પાંડવોને જમના કિનારે આવેલો જંગલી અને વેરાન પ્રદેશ આપ્યો. અહીં પાંડવોએ ઇંદ્રપ્રસ્થ નામે શહેર વસાવી તેને રાજધાની કીધી. પાંડવોએ પોતાના બાહુબળથી તેમજ બુદ્ધિચાતુર્યથી રાજ્ય કર્યું. પણ દુર્યોધને કપટથી યુધિષ્ઠિરને જુગાર રમાડ્યો ને પાંડવો કૌરવોના પ્રપંચથી રાજપાટ અને તેમની વહાલી સ્ત્રીને જુગારમાં ગુમાવી બેઠા. છેવટે એમ ઠર્યું કે પાંડવો બાર વર્ષ વનમાં રહે અને તેરમે વર્ષે ગુપ્ત રહે. તે પ્રમાણે બાર વર્ષ દુઃખે વનમાં ગાળી તેરમે વર્ષે પાંડવો વિરાટ રાજાની વિરાટ નગરીમાં ગુપ્ત વેશે રહ્યા. ચૌદમે વર્ષે શ્રીકૃષ્ણની મારફત કૌરવો પાસેથી રાજ્ય પાછું માગ્યું, પણ ઉદ્ધત કૌરવોએ 'રાજ્ય તો શું પણ એક સોયની અણી જેટલી જમીન પણ મળશે નહિ' એવો જવાબ આપ્યો.

આથી રાજ્ય પાછુ મેળવવા માટે પાડવોનુ કૌરવો સાથે કુરુક્ષેત્રના મેદાનમા દારુણ યુદ્ધ થયુ આ યુદ્ધમા ભારતવર્ષના બધા રાજાઓ એક કે બીજા પક્ષમા સામેલ થયા દ્વારિકાધીશ શ્રીકૃષ્ણ પાડવોના સલાહકાર અને મદદક હતા બને પક્ષમા લશ્કર, હથ્થ્ળ અને સરજામ મોટા પ્રમાણમા હતા અઢાર દિવસ સુધી તુમુલ યુદ્ધ થયુ અને બને પક્ષોમા અસખ્યાબધ વીરો અને સૈનિકો માર્યા ગયા છેવટે પાંડવોનો વિજય થયો અને યુધિષ્ઠિર હસ્તિનાપુરની ગાદીએ બેઠા કેટલાક વખત પછી પોતાની સર્વોપરિ સત્તા સ્થાપવા યુધિષ્ઠિરે એક અશ્વમેધ યજ્ઞ કર્યો સ્વજનોના નાશથી યુધિષ્ઠિરને ઉદ્વેગ થયો તેથી અર્જુનના પ્રપૌત્ર પરિક્ષિતને ગાદી સોંપી પાડવો હિમાલય પર વાનપ્રસ્થ થયા

આ યુદ્ધમા ભારતના અસખ્ય વિદ્વાનો અને વીરો પડ્યા અને આર્ય સસ્કૃતિનો લગભગ નાશ થયો

મહાભારતમા ધર્મ, રાજનીતિ અને સામાજિક વિષયો પર મહાન ઉપદેશ છે હિંદુઓ મહાભારત શ્રદ્ધાથી વાચે છે ને એની કથા ભાવથી સાભળે છે હજારો વર્ષથી એમા રહેલુ ધાર્મિક, નૈતિક અને રાજકીય વિવેચન અને સ્ફોટન હિંદુઓના જીવનમા ઓતપ્રોત થએલુ છે

મહાભારતના અઢારમા પર્વમા શ્રીકૃષ્ણ ને અર્જુનની વચ્ચે કુરુક્ષેત્રની લડાઈના મેદાનમા થએલા સવાદનુ વર્ણન છે આ ભગવદ્‌ગીતા કહેવાય છે એ હિંદુઓનુ ધર્મ પુસ્તક છે અને એમા હિંદુધર્મનો સારાશ છે, મનુષ્યનુ કર્તવ્ય અને જીવનના રહસ્ય વિષે એમા સચોટ વિવેચન છે હિંદુધર્મ સારી તરેહથી સમજવવામા આવેલા છે એ તત્ત્વજ્ઞાનનો અદ્‌ભુત ખજાનો છે

શિશુનાગ વંશની ચોથી પેઢીએ બિંબિસાર રાજા થયો આ વીર રાજાએ અંગ દેશ જીતી લઈ ત્યાં પોતાની

**બિંબિસાર** સત્તા સ્થાપી એના સમયમાં જૈન અને બૌદ્ધ ધર્મનો ઉદય થયો એણે બૌદ્ધધર્મ સ્વીકારી તેને રાજ્યધર્મ બનાવ્યો રાજ્યની સ્થિતિ સુધારવા એણે અનંત પ્રયત્નો કર્યા અન્ય રાજાઓની કુંવરીઓ સાથે લગ્ન કરી એણે રાજ્યનો વિસ્તાર વધાર્યો કોશલ રાજાની કન્યા અને વૈશાલીની રાજકુમારી સાથે લગ્ન કરી એ રાજ્યોની સાથે એણે ગાઢ મૈત્રી કરી ટૂંકાણમાં એણે મગધના રાજ્યની જાહોજલાલી ખૂબ વધારી ૨૮ વર્ષની ઝળહળતી કારકીર્દી પછી બિંબિસાર ઈ સ પૂ ૪૯૫ માં મરણ પામ્યો તેને વૈશાલીની રાજકન્યાથી અજાતશત્રુ નામે પુત્ર થયા તેણે એનું ખૂન કર્યું હતું એમ કહેવાય છે

# પ્રકરણ ૭

## જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મ

**મહાવીર અને બુદ્ધનો ઉદયકાળ**

બિંબિસારના સમયમાં બે મહાન્ પુરુષો થઈ ગયા : શ્રી વર્ધમાન મહાવીર અને સિદ્ધાર્થદેવ અથવા ગૌતમ-બુદ્ધ. શ્રીવર્ધમાન મહાવીર જૈન ધર્મના અને શ્રી ગૌતમબુદ્ધ બૌદ્ધ ધર્મના સ્થાપક હતા. જૈનોના મત પ્રમાણે જૈન ધર્મના આદ્યપ્રવર્તક પાર્શ્વનાથ ભગવાન્ બુદ્ધ પહેલાં ઘણા વર્ષ પૂર્વે થઈ ગયા હતા. એ ધર્મના પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવ હતા.

**શ્રી વર્ધમાન મહાવીર—જૈન ધર્મ**

મહાવીર સ્વામી તો એ ધર્મના છેલ્લા અને ૨૪મા તીર્થંકર હતા, પણ જૈન ધર્મ સ્થિર કરી એનો પ્રચાર કરનાર પ્રથમ તેઓજ હતા, તેથી તેમને તેના સંસ્થાપક ગણવામાં આવે છે.

એમનો જન્મ ઈ. સ. પૂર્વે લગભગ ૫૯૯ માં ઇક્ષ્વાકુ કુળના સિદ્ધાર્થ રાજાને ત્યાં થયો હતો. એમની માતા ત્રિશલા લિચ્છવી રાજાની બેન હતી. નાનપણથી એમનામાં વૈરાગ્યવૃત્તિ હતી. માતાપિતાને રાજી રાખવા એમણે યશોદા નામની સદ્ગુણી સ્ત્રી સાથે લગ્ન કર્યાં અને આ સ્ત્રીથી એમને પ્રિયદર્શના નામની પુત્રી થઈ. ત્રીસમે વર્ષે જ્યારે તેમના માતાપિતા મરણ પામ્યા ત્યારે દુનિયાની સર્વ લાલચોને તિલાંજલિ આપી એમણે સંસાર છોડી દીધો. પછી જૈન ધર્મમાં દાખલ થઈ બે વર્ષ સુધી વનમાં એમણે ઘોર તપ કર્યું. તેઓ ક્ષમા, દયા, ધર્મ અને વૈરાગ્યના અવતાર સમા હતા. તેઓ તીર્થંકર તરીકે ગણાયા.

પ્રાણીમાત્રના હિતમાં સદા તત્પર રહેનાર આ મહાત્માએ મગધ, વૈશાલી, કૌશાંબી અને બીજા રાજ્યોમાં "अहिंसा परमो धर्म" નો ઉપદેશ ૩૨ વર્ષ સુધી કર્યો. અનેક રાજકુંવરોએ એમનો ધર્મ સ્વીકાર્યો. હજારો નરનારી એમના ધર્મમાંથી આધ્યાત્મિક શાન્તિ



જૈન મંદિર દેલવાડા માઉંટ આબુ

અનુભવવા લાગ્યા ત્યારે પટના જીલ્લાના પાવા ગામમાં ઈ સ પૂ ૫૨૭ માં એમનું મૃત્યુ થયું ત્યારે એમના શિષ્ય અને અનુયાયીઓની સંખ્યા લગભગ પાંચ લાખના હતી

જૈન ધર્મનો મુખ્ય સિદ્ધાંત અહિંસા છે નીચમાં નીચ અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ જંતુને મારવું એ પણ જૈનોને મન પાપ છે અહિંસા એમનો પરમ ધર્મ હોવાથી સૂક્ષ્મમાં સૂક્ષ્મ જીવો ક્યાં ક્યાં ને ક્યાં હોય છે તેની તેઓએ સારી તપાસ કરી છે આ ધર્મને ગુજરાતના રાજા કુમારપાળે ૧૨ મી સદીમાં ઘણું ઉત્તેજન આપ્યું

જૈનો મૂર્તિપૂજક હોવાથી દેશની શિલ્પ અને સ્થાપત્ય કળામાં એમણે ઘણો સુંદર ફાળો આપ્યો છે શત્રુંજયના મંદિરો અને દેલવાડામાં વસ્તુપાળ અને તેજપાળે બંધાવેલા દેરાઓ તો તે સમયના જૈન લોકોની અદ્‌ભુત અને અસાધારણ કળાનો ખ્યાલ આપે છે આ વખતના હિંદુસ્તાનના કારીગરો ચિત્રકારો તેમજ શિલ્પકારોની કળા અને મીનાકારી કેટલી ઉચ્ચ કોટિની હતી તેનું ભાન આ મંદિરોની રચના ઉપરથી થાય છે

શ્રી મહાવીરના મરણ પછી જૈન ધર્મમાં શ્વેતાંબર અને દિગંબર એવા બે સંપ્રદાયો ઊભા થયા જે મહાવીર સ્વામીની મૂર્તિની શ્વેત વસ્ત્ર પહેરાવી પૂજા કરે છે તે શ્વેતાંબર અને જે એમની વસ્ત્ર વિનાની અથવા નગ્ન મૂર્તિની પૂજા કરે છે તે દિગંબર

**શ્રી ગૌતમ બુદ્ધ–** હિમાલયની તળેટીમાં નેપાળ પાસે શાક્ય લોકોનું રાજ્ય હતું એના પાટનગર કપિલવસ્તુમાં શુદ્ધોદન નામે સૂર્યવંશી રાજા રાજ્ય કરતો હતો એમને માયાદેવી (ઈ સ પૂ ૫૬૩–૪૮૩) નામની રાણીથી એક પુત્ર સાંપડ્યો તેનું નામ સિદ્ધાર્થ પાડ્યું રાજાએ સિદ્ધાર્થનું ભવિષ્ય જોવડાવ્યું ત્યારે જોષીઓએ કહ્યું આ રાજકુમાર કાં તો ચક્રવર્તી રાજા થશે કે કાં તો જગતને ઉદ્ધારનાર ધર્મસંસ્થાપક બનશે પણ જો એને વૈરાગ્ય ઉપજશે તો ઉગરવાના બે માર્ગોમાંથી એ બીજો માર્ગ લેશે રાજાએ વિચાર્યું કે ઘડપણ રોગ અને મૃત્યુ જોઈ માણસને

વૈરાગ્ય ઊપજે છે, તેથી સિદ્ધાર્થ આ ત્રણમાંની એક પણ વસ્તુ જોવા ન પામે એવો એણે બંદોબસ્ત કર્યો.

નાનપણથી જ સિદ્ધાર્થની આસપાસ ભોગવિલાસના સાધનો ગોઠવવામાં આવ્યાં, અને તેને મોજશોખ તેમજ એશઆરામના વાતાવરણમાં ઉછેરવામાં આવ્યો. યશોધરા નામની ખૂબસૂરત અને સદ્ગુણી રાજકન્યા સાથે તેનાં લગ્ન થયાં. એ પ્રમાણે ૨૮ વર્ષની ઉમ્મર સુધી તેણે લૌકિક સુખમાં જીવન ગાળ્યું. તેને એક સુકુમાર પુત્ર થયો.

આ અરસામાં એકાએક રોગ અને મૃત્યુ એને દૃષ્ટિગોચર થયાં. આ જોઈ તેનું હૃદય વલોવાયું અને તેને સખ્ત આઘાત થયો. તેને લાગી આવ્યું કે મારું આ હાડકાં અને માંસનું બનેલું શરીર પણ રોગ અને ઘડપણથી પીડાઈ મૃત્યુનો ભોગ બનશે. તેણે વિચાર્યું, 'દુનિયાના આ સર્વ દુઃખો મટાડવાનો ઉપાય હોવો જ જોઈએ, અને મારે તે શોધી કાઢવો જોઈએ."

આ વિચારમાં સંસારની સર્વ મોહમાયા છોડી દઈ સિદ્ધાર્થદેવ એક રાત્રે રાજભવનમાંથી પોતાના સુકુમાર પુત્ર અને સૌન્દર્યમૂર્તિ સ્ત્રીને ત્યજી છાનામાના વનમાં ચાલ્યા ગયા. તલવારથી માથાના વાળ કાપી નાખ્યા અને સાધુવેશે જંગલમાં ભટક્યા. વનમાં અનેક ગુરુઓ પાસે એમણે જ્ઞાન મેળવ્યું. આકરાં તપો આદર્યાં, અને ૪૯ દિવસ સુધી કંઈ પણ ખાધા વિના અખંડ સમાધિમાં રહ્યા.

આ તપ પછી તરત સિદ્ધાર્થને જ્ઞાન (બોધિ) મળ્યું. આનાથી એમને પરમ આનંદ થયો અને એ સિદ્ધાર્થ મટી બુદ્ધ થયા. એમને જણાયું કે દુનિયામાં દુઃખનું મૂળ કારણ ખરાબ વાસના છે. તે દૂર કરવામાં જ ખરું સુખ સમાયું છે. તે મેળવવા માટે માણસે કષ્ટ વેઠવું જોઈએ એવું કાંઈ નથી. પવિત્ર જીવન ગાળી સત્ય અને જ્ઞાન મેળવવા જે યત્ન કરે છે તેને સુખ અને શાંતિ મળે છે. આ એમના જ્ઞાનનો સારાંશ છે. પોતાને મળેલા આ જ્ઞાનથી લોકોનું કલ્યાણ થશે એમ ધારી તેમણે હવે ધર્મોપદેશ કરવા માંડ્યો. કાશી પાસે આવેલા પવિત્ર સ્થળ સારનાથમાં એમણે પહેલવહેલો ઉપદેશ કર્યો. લોકોનાં ટોળેટોળાં એમનો ઉપદેશ

સાંભળવા આવતાં અને તેમાના ઘણા એમના શિષ્ય બની જતા.

કાશીથી બુદ્ધદેવ રાજગૃહ આવ્યા. ત્યાં એમણે બેસુમાર પશુઓનો વધ થતો અટકાવ્યો અને **अहिंसा परमो धर्मः** નો બોધ કરવા માંડ્યો. પછી તો બૌદ્ધ ધર્મનો ફેલાવો દિનપ્રતિદિન વધતો ગયો. રાજગૃહના રાજા બિંબિસાર અને તેની પ્રજા એ ધર્મનાં અનુયાયી થયા. અનેક જાતિ અને સંપ્રદાયના લોકો એ ધર્મમા દાખલ થયા. બૌદ્ધ ભિક્ષુકોને માટે રહેવાને ઠામઠામ **વિહારો** અથવા મઠો બંધાયા. અને આખો મગધ દેશ વિહારોથી ઊભરાઈ ગયો આથી એનુ નામ મગધ બદલાઈ વિહાર કે બિહાર પડ્યુ.



ગૌતમ બુદ્ધ

અહીંથી એશિયાના આ ધર્મસમ્રાટ્ પોતાના જન્મસ્થાન કપિલવસ્તુ પધાર્યા. એમના પિતા, પુત્ર ને પત્નીએ બૌદ્ધ ધર્મની દીક્ષા લીધી. લોભ, મોહ અને અહંકારનુ ખંડન કરની એમની તેજસ્વી મૂર્તિ તથા એમના સદાચાર, દયા, અહિંસા, દાન આદિના ઉપદેશામૃતથી મુગ્ધ બની લાખો સ્ત્રીપુરુષોએ બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો.

આમ ૩૫ થી ૮૦ વર્ષની ઉમ્મર સુધી (૪૫ વર્ષ) બુદ્ધ ભગવાને જુદી જુદી જગાએ ફરી ધર્મોપદેશ કર્યો આખરે કુશીનગર ગામમા એક ગરીબ ભક્તનુ આતિથ્ય સ્વીકારી તેઓ ઈ સ પૂ. ૪૮૩ મા **નિર્વાણ** પામ્યા.

બુદ્ધદેવ પરમેશ્વર માનનારાઓએ સ્થળે સ્થળે મંદિરો ને સ્તૂપો બંધાવી એમની મૂર્તિની સ્થાપના કરી. એમના અવસાન

પછી એમના શિષ્યોએ એમના શરીરના અવશેષો વહેંચી લઈ તે પર મહાન સ્તૂપો ચણાવ્યા ક્રમે ક્રમે બુદ્ધદેવની મૂર્તિ બનવા લાગી અને ભારત વર્ષમા બૌદ્ધ ધર્મની સ્થાપના પછી **મૂર્તિપૂજા** અસ્તિત્વમા આવી આ મૂર્તિઓમાની કેટલીક એશિયાની કળાના અદ્ભુત નમુના તરીકે આજે પણ જળવાઈ રહી છે

**બૌદ્ધ ધર્મનો સિદ્ધાંત**

બૌદ્ધ ધર્મનો મુખ્ય સિદ્ધાન્ત આ હતો 'અહિંસા પરમ ધર્મ છે ધર્મ આચરવામા પ્રત્યેક વ્યક્તિ સરખી હક્કદાર છે, અને સદ્ભાવ તથા વાસનાનો ત્યાગ કરી ધર્મ આચરવાથી જ માણસ સંપૂર્ણ શાન્તિ મેળવી નિર્વાણ પ્રાપ્ત કરી શકે છે

**બૌદ્ધ ધર્મનો પ્રચાર**

શરૂઆતમા બ્રાહ્મણો અને બૌદ્ધ મતવાદીઓ વચ્ચે શાસ્ત્રાર્થ માટે ભારે વાદ વિવાદ થયો પણ એમના અને બ્રાહ્મણોના વિવાહ તેમજ મૃત્યુ સંસ્કાર સરખા જ હોવાથી એ ઝગડા ધીમે ધીમે શાંત પડ્યો બ્રાહ્મણ ધર્મની શિક્ષા બ્રાહ્મણ અને ક્ષત્રિય જાતિઓમા પ્રસરી હતી જ્યારે બૌદ્ધ ધર્મનો પ્રચાર જાતિભેદ સિવાય સર્વે જાતિઓમા એક સરખી રીતે થયો આથી સમાજમા ધાર્મિક સંગઠન થયુ વાસ્તવિક રીતે બુદ્ધનો ઉપદેશ પ્રાચિન આર્ય શાસ્ત્રોનો ઉપયોગ કહેવાય બુદ્ધે ફક્ત એક નવો સંપ્રદાય સ્થાપ્યો પોતાના ધર્મનો પ્રચાર અન્ય જાતિઓ અને દેશોમા કરવો એ એમના જીવનનો મુખ્ય હેતુ હતો

બૌદ્ધ ધર્મની વૃદ્ધિનુ એક મુખ્ય કારણ એ હતુ કે તેમા ઊંચનીચનો ભેદ ન હતો દરેક માણસ સમાન ગણાતુ બૌદ્ધ ધર્મની ઉન્નતિનુ મોટુ કારણ એ હતુ કે ચક્રવર્તી મહારાજા અશોકે તેનો પ્રચાર કરવા ભગીરથ પ્રયત્નો કર્યો હતા પોતાના પુત્ર મહેન્દ્ર અને પુત્રી સંઘમિત્રાને લંકા મોકલી ત્યા બૌદ્ધ ધર્મ ફેલાવ્યો અને ત્યાથી એ ધર્મ બ્રહ્મદેશ અને સિયામ પહોંચ્યો અશોકે બીજા અનેક પ્રચારકો અને ઉપદેશકોને કાશ્મીર, ગાંધાર, મધ્ય હિંદ, મહારાષ્ટ્ર અને ગ્રીક રાજ્યોમા મોકલ્ય

કાશ્મીરમાથી આ ધર્મ ચીનમા ગયો અને ત્યાથી ગમે રસ્તે કોરીઆ, જાપાન, ફાર્મોસા, મોંગોલિયા અને સાઇબીરીઆમા ફેલાયો પછી કાબુલ, બોખાગ, તુર્કસ્તાન અને આખરે ઈ સ ના ૬ ઠા અને ૭ મા સૈકામા તિબેટ અને નેપાળમા પણ આ ધર્મની સુવાસ ઊડવા લાગી આમ એક હજાર વર્ષમા બૌદ્ધધર્મ સમસ્ત ભારતવર્ષમા ફેલાયા અને અફગાનિસ્તાન સિવાય સારા એશિયા ખંડનો સામાન્ય ધર્મ થઈ ગયો આથી જ ગૌતમબુદ્ધ "એશિયાના ધર્મસમ્રાટ" કહેવાય છે

આ સમયમા આપણા દેશના ઘણા ભાગમા બ્રાહ્મણધર્મ (વેદધર્મ) પૂર્વવત્ પ્રચલિત તો હતો જ તેનો સર્વથા લોપ કદાપિ થયો ન હતો છતા કેટલાક સૈકાઓ સુધી બૌદ્ધધર્મની મહત્તા ને ગૌરવ અચળ રહ્યા ઈ સ ના ૬ ઠા અને ૭મા સૈકામા જ્યારે બીજા દેશોમા એનો પ્રચાર પૂરજોસમા થતો હતો ત્યારે તેના જન્મસ્થાન આર્યાવર્તમા કુમારિલભટ્ટ અને શ્રીશંકરાચાર્યને હાથે થએલા બ્રાહ્મણધર્મના પુનરુદ્ધારથી તેની પ્રતિષ્ઠા ઘટી અને તે નષ્ટ થઈ ગયો

જૈન અને બૌદ્ધ ધર્મોનો ઉદય થયો તે વખતે ભારતવર્ષમા વામમાર્ગીઓના કુકર્મો દુસહ થઈ પડ્યા હતા યજ્ઞકાર્યને નામે પશુવધ દિનપ્રતિદિન વધ્યો જતો હતો એક રતિદેવ નામના રાજાએ તો યજ્ઞમા એટલો બધો પશુવધ કર્યો હતો કે પશુઓના વધથી નજીકની નદીનુ પાણી લોહીવર્ણુ બની ગયુ હતુ સ્ત્રી જાતિ અધમ દશામા સડી રહી હતી માસ, મદ્ય અને મૈથુન આ દુર્ગુણરૂપી દૈત્યો આર્યોને ઘેરી તેમનુ સત્યાનાશ વાળી રહ્યા હતા

આ સ્થિતિમા મહાવીર અને બુદ્ધે દયાધર્મના તથા ઉચ્ચ ને પવિત્ર જીવનના મંત્ર સ્ત્રીપુરુષને એકસરખી રીતે સુણાવી લોકોને જાગ્રત કરી સન્માર્ગે દોર્યા તેમણે ઉપનિષદના ધર્મોએ અસલના આર્ય ધર્મ પર ભારે અસર કરી થોડે ઘણે અંશે તેનો પુનરુદ્ધાર કર્યો

આ બે ધર્મોમા જૈનધર્મ બહુ ફેલાવા પામ્યો નહિ એ ધર્મ હાલ ગુજરાત, રાજપુતાના અને પશ્ચિમ હિંદુસ્તાનના કેટલાક ભાગોમા પ્રવર્તે છે આથી ઊલટો, બૌદ્ધધર્મનો પ્રચાર દેશપરદેશ થયો એની

મહત્તા એટલી વધી ગઈ કે કેટલાક દેશોમા એ રાજ્યધર્મ તરીકે સ્વીકારાયો. કાલક્રમે એના જન્મસ્થાનમાથી એનો સમૂળગો નાશ થયો, પણ લકા, બ્રહ્મદેશ, સિયામ, તિબેટ, મોગોલિયા, ચીન, અને જાપાનમાં આજે પણ તે મોટે ભાગે પ્રવર્તે છે. આધ્યાત્મિક દૃષ્ટિએ જગતના ધર્મઇતિહાસમા આ ધર્મનુ ઘણુ માન છે અને એનું સ્થાન ઘણુ ઊંચું છે

આ બને ધર્મોના મૂળ ભારતવર્ષમા ઊંડા ઉતરી ગયા હતા, છતા અસનનો હિંદુ વૈદિક ધર્મ ઘણી જગ્યાએ પળાતો હતો મહાવીરના મરણ વખતે તેના અનુયાયીઓની સખ્યા મોટી હતી અશોકના સમયમા બૌદ્ધધર્મ પૂર્ણ જાહોજલાલીએ પહોચ્યો હતો, છતાં તેણે પોતાની પ્રજાને તે સ્વીકારવાની ફરજ પાડી ન હતી, તેથી ઘણા લોકો જુના બ્રાહ્મણધર્મને વળગી રહ્યા હતા આ કારણથી એ સમયને 'બુદ્ધયુગ' કે 'જૈનયુગ' એવા નામ આપી શકાય નહિ આ બને ધર્મના ઉપદેશ અને પ્રચારથી હિંદુસ્તાનના ઇતિહાસ પર ભારે અસર થઇ છે

# પ્રકરણ ૮

## સિકંદરની ચઢાઈ

બિંબિસારના મરણ પછી એનો પુત્ર અજાતશત્રુ ઈ. સ. પૂ. ૪૯૫ મા ગાદીએ આવ્યો. એણે પાટલિપુત્ર નગરને ફરતો કોટ બંધાવ્યો આ બળવાન રાજાએ કુનેહથી કોશલ, વૈશાલી વગેરે રાજ્યોને જીતી પોતાના રાજ્ય સાથે જોડી દઈ રાજ્યની હદ વધારી. વત્સ અને અવન્તીના રાજાઓ માહોમાંહે લડ્યા એટલે મગધનરેશને રાજ્યનો વિસ્તાર વધારવાની તક મળી, અને તે એ લેવામાં ચૂક્યો નહિ અજાતશત્રુના મરણ પછી શિશુનાગ વંશના બીજા ચાર રાજાઓએ ઈ સ પૂ ૪૧૩ સુધી રાજ્ય કર્યું.

**નંદવંશ—ઈ. સ. પૂ. ૪૧૩ થી ૩૨૧**

શિશુનાગના વંશ પછી નંદવંશના નવ રાજાઓએ ૫૦ વર્ષ સુધી મગધની ગાદી પર રાજ્ય કર્યું. એમની રાજધાની પાટલિપુત્રમા હતી આ વંશના બધા રાજાઓ શૂદ્ર વંશના હતા. તેઓ સ્વભાવે લોભી અને ક્રૂર હતા ઈ. સ પૂ ૩૨૧ માં ચંદ્રગુપ્ત મૌર્ય-મહાન સિકંદરની ચઢાઈ પછી પોતાના કાબેલ અને દૂરંદેશી બ્રાહ્મણ મંત્રી ચાણક્ય અથવા કૌટિલ્યની મદદથી મગધનું રાજ્ય જીત્યું, નંદવંશનુ નિકંદન કર્યું, અને મૌર્યવંશની શરૂઆત કરી.

**મહાન સિકંદરની ચઢાઈ**

જ્યારે ઈ સ પૂ ૬ ઠ્ઠા સૈકામા ઉત્તર હિંદુસ્તાનમા મગધનુ રાજ્ય જાહોજલાલીમા હતુ ત્યારે ઈરાનના બાદશાહ સાઈરસે લીડીઆ, બેબીલોન, એસીરીઆ વગેરે દેશો જીતી ઈરાનના રાજ્યનો વિસ્તાર ઘણો જ વધાર્યો હતો ઈ સ પૂ ૫૨૨-૪૮૬ આ ઈરાનના રાજા પહેલા દરાયસે પોતાના રાજ્યની હદ ઈરાની અખાત સુધી વધારી પોતાના એક સરદાર સ્કાઈલેક્સને સિંધુ નદીના પ્રદેશની શોધખોળ કરવા મોકલ્યો ત્યારબાદ તેણે હિંદ પર ચઢાઈ કરી પંજાબનો કેટલોક ભાગ પોતાના રાજ્ય સાથે જોડી દીધો

અને હિંદ અને ઈરાન વચ્ચે વહેવાર શરૂ કર્યો કહેવાય છે કે દરાયસ પછીના રાજા ઝર્કસિસના વખતમા હિંદી સનિકો ઈરાની લશ્કરમા ગ્રીકો સામે લડ્યા હતા ઈ પૂ ૩૦૦ મા ગ્રીસના રાજા મહાન સિકદરે ઈરાનનુ રાજ્ય જીત્યુ, અને એશિયાના બીજા દેશો જીતી છેવટે હિંદુસ્તાન તરફ દૃષ્ટિ કરી વીસ વર્ષની ઉમ્મરે ગાદીએ આવ્યો ત્યારથી જ સિકદરને દુનિયા જીતવાની ઉમેદ હતી એ સાહસિક શૂરો, ચાલાક અને કુનેહબાજ સરદાર હતો એના બાહુબળ સાથે એનો સિતારો પણ પાધરો હતો ગાદીએ આવ્યા પછી થોડા વર્ષમાજ એણે ઘણા દેશો જીત્યા હિંદુસ્તાન વિષે સઘળી માહિતી મેળવી તે જીતવા ઈ સ પૂ ૩૨૭ મા એ હિંદુકુશ પહોંચ્યો આ વખતે ઉત્તર હિંદુસ્તાનની રાજકીય પરિસ્થિતિ અવ્યવસ્થિત હતી આખો ઉત્તર હિંદુસ્તાન નાના નાના લગભગ ૧૫૦ રાજ્યોમા વહેંચાઈ ગયો હતો અને આ રાજ્યો માહોમાહે કલહ, ઈર્ષ્યા ને કુસંપથી સત્તાને માટે લડતા હતા આ બધા રાજ્યોમા મગધનુ રાજ્ય મોટુ હતુ પણ તેનો રાજા લોભી અને ક્રૂર હતો, તેથી તેની પ્રજા તેનાથી કંટાળી ગઈ હતી આવી સ્થિતિને લીધે સિકદરને હિંદુસ્તાન પર ચઢાઈ કરવાની સારી તક મળી



મહાન સિકદર

ઈ સ પૂ ૩૨૬ મા એ જગી ગ્રીક લશ્કર લઈ હોડીઓની મદદથી સિંધુ નદી ઓળગી તક્ષશિલા પહોચ્યો તક્ષશિલા આ વખતે ઘણુ જ પ્રખ્યાત અને આબાદ શહેર હતુ તે વિદ્યા ને લલિતકળાનુ કેન્દ્રસ્થાન હતુ તેની વિશ્વવિદ્યાલય અને વૈદકશાળા જગતમા મશહૂર હતી ભરતખડના જ નહિ પણ આખા એશિયાના જુદા જુદા ભાગોમાથી વિદ્યાર્થીઓ અહીં અભ્યાસ માટે આવતા હતા એ શહેરની બાધણી, રચના અને કુદરતી સ્થાન એવા સરસ હતા કે એ ગમે તેટલા બળવાન રાજ્યથી સહેલાઈથી જીતી શકાય એવુ ન હતુ પણ અહીંનો રાજા અમ્ભિ બાયલો હતો તે મહાન સિકદરની ચઢાઈની વાત સાભળી જરા પણ વિચાર કર્યા વગર તેને શરણે ગયો અમ્ભિનુ આ વર્તન જોઈ પજાબના બીજા રાજાઓ પણ સિકદરને તાબે થયા પરતુ આર્યાવર્તને ઉજાળનારા મધ્ય પજાબના વીર રાજા પોરસે સિકદરની સત્તા સ્વીકારવાની સાફ ના પાડી, અને પોતાની માતૃભૂમિની સ્વતત્રતા અને સ્વમાનને સાચવવાનો બીજા રાજાઓની સહાય નહિ હોવા છતા પણ નિશ્ચય કર્યો તેણે જેલમ નદી પાસે સિકદરની સેના અટકાવી અને પોતે ગ્રીક સેના સાથે લડવા તૈયાર છે એવુ કહેણુ મોકલ્યુ મુશ્કેલીથી જેલમ નદી ઓળગી સિકદરનુ સૈન્ય પોરસના સૈન્યને મળ્યુ મોટુ યુદ્ધ થયુ અને સિકદરનો સિતારો પાધરો હોવાથી તેમજ તેને બીજા પજાબના રાજાઓની મદદ હોવાથી પોરસનુ શૌર્ય કામ આવ્યુ નહિ અધકાર વરસાદ અને પોરસના હાથીને થએલા જખમથી પોરસના લશ્કરમા અવ્યવસ્થા ફેલાઈ અને બીજે દિવસે પોરસ ને તેનુ લશ્કર હાર્યુ આ હારના ઘણા કારણો હતા હિદુ રાજાઓમા ઐક્યનો અભાવ વ્યૂહરચનામા હાથીઓ પર ઘણો વિશ્વાસ અને પરદેશી ની વ્યૂહરચના અને બાણની અજ્ઞાનતા લડાઈમા પોરસના ઘણા માણસો માર્યા ગયા ને પોરસ કેદ પકડાયો સિકદરે પોરસને પૂછ્યુ, "મારે તમારી સાથે કેવી રીતે વર્તવુ ?" પોરસે કહ્યુ કે "એક રાજા ગણીને." આ જવાબથી મહાનુભાવ સિકદર ખુશ થયો અને પોરસને તેનુ રાજ્ય સોપી તેની તક્ષશિલાના રાજા સાથે મૈત્રી કરાવી ઈ સ પૂ ૩૨૬ મા



સિકંદર અને પોરસ

સિકંદર ગની નદી ઓળંગી આગળ વધ્યો પણ તેના બધા સૈનિકો શ્રમથી કંટાળી ગયા હતા તેથી પોતાના દેશ પાછા ફરવા તેઓ તેને સમજાવવા લાગ્યા પોતાના સૈનિકોના સ્વદેશ પાછા ફરવાના આગ્રહથી હિંદુસ્તાન જીતવાનો મનોરથ બાજુએ મૂકી મહામુશ્કેલીથી સિંધુ નદી ઓળંગી ઈ સ પૂ ૩૨૩મા તે સ્વદેશ પહોંચ્યો. અને ઈ સ પૂ ૩૨૪મા ભર જુવાનીમા નીતની શરૂઆતમા મરણ પામ્યો.

**ચઢાઈનુ પરિણામ**

મહાન સિકંદર પોતાની અસ્મિત શક્તિ, અનુપમ વ્યુહરચના અને કામ કરવાની અતુલ શક્તિને લીધે એશિયાના ઘણો ભાગ સેનાથી જીતી શક્યો જ્યારે તે ઘણું રાજ્ય જીતવા ઇંતેજાર હતો ત્યારે તેને 'હવે દુનીઆમા બીજા દેશો જીતવાના બાકી રહ્યા નથી' એમ કહેવામા આવ્યુ તેથી તે દિલગીર થયો હતો એમ કહેવાય છે તે હિંદુસ્તાનથી કેટલાક પુસ્તકો અને કારીગરીના નમુનાઓ લઈ ગયો હતો અને કેટલાક વિદ્વાનોને કારીગરોને, તેમ જ યોદ્ધાઓને પણ એ સાથે તેડી ગયો હતો સિકંદરની ચઢાઈને પરિણામે પશ્ચિમ અને પૂર્વ વચ્ચે આવવા જવાના તેમજ પરસ્પર વહેવારના માર્ગો ખુલ્લા થયા હિંદુઓના અને ગ્રીક લોકોના સમાગમથી વીચારનો વિનિમય થયો અને એક બીજાના સંસ્કૃતિ ભાષા સાહિત્ય નવિન કળા શિલ્પ અને સ્થાપત્ય પર પરસ્પર અસર થઈ આર્યાવર્તના રાજાઓને પરદેશીઓની ચઢાઈ સામે ટકવા અને તેનાથી બચવા રાજકીય ઐક્યની આવશ્યકતા જણાઈ અને ચંદ્રગુપ્તે એ ઉપરથી ધડો લઈને ઉત્તર હિંદુસ્તાનમા સાર્વભૌમ સત્તા સ્થાપી હિંદુઓ પરસ્પર ઈર્ષા કલહ અને કુસંપને લીધે તેમજ સ્વદેશાભિમાન તથા ઐક્યને અભાવે બળવાન અને સત્કારી હોવા છતા સિકંદરથી હારી થોડા વખત સુધી પરતંત્રતાની બેડીમા જકડાયા જો તેમનામા આ દુર્ગુણો ન હોત તો મહાન સિકંદરને ખરેખર હિંદુસ્તાન પર ચઢાઈ કરી જીત મેળવવી મુશ્કેલ પડત

# પ્રકરણ ૯

## મૌર્યવંશ—ઈ. સ. પૂ. ૩૨૧–૧૮૪

આપણે આગલા પ્રકરણમા જોયુ કે ઈ. સ પૂ ૩૨૦ મા ચદ્રગુપ્તે મગધનુ રાજ્ય જીતી મૌર્યવશની શરૂઆત કરી હતી કેટલાક કહે છે કે ચદ્રગુપ્તની માનુ નામ 'મુરા' હતુ તેથી એ વશનુ નામ મૌર્ય રાખવામા આવ્યુ હતુ જ્યારે બીજા મત પ્રમાણે તેની મા એક મોર વેચનારની પુત્રી હતી તે ઉપરથી એ વશનુ નામ "મૌર્યવશ" પડયુ

**સમ્રાટ ચંદ્રગુપ્ત–ઈ. સ. પૂ. ૩૨૧–૨૯૭**

ચદ્રગુપ્ત નદવશના છેલ્લા રાજા મહાપદ્મનો પુત્ર હતો, પણ તેનો જન્મ દાસી પેટે થએલો હોવાથી નાનપણથી તેને પજનમા દેશનિકાલ કરવામા આવ્યો હતો ત્યા ચાણાક્ય ઉર્ફે કૌટિલ્ય નામના વિદ્વાન, રાજનીતિજ્ઞ અને મુત્સદ્દી બ્રાહ્મણ સાથે તેનો સમાગમ થયો તેના ગુરુપદ હેઠળ તે રાજવિદ્યા અને અર્થશાસ્ત્રમા પારગત થયો સિકદરના મરણ પછી તેણે સિંધુ નદીની આસપાસ ઘેરો ઘાલી પડેલા ગ્રીક સરદારોને હરાવ્યા પછી તેણે પાટલિપુત્રમા મોટો બળવો જગાવી પોતાના સાહસ અને પરાક્રમ તથા ચાણક્યની ચતુર અને કુટિલ રાજનિતિથી મગધની રાજ્યસત્તા પોતાના હાથમા લઈ, નદવશનો નાશ કરી, મૌર્યવશ સ્થાપ્યો રાજગાદી પર આવ્યા પછી તરત જ તેણે પોતાના સબળા દુશ્મનોને દાબી દીધા, અને બાહુબળ તથા ચાણક્યનીતિથી ભારતમા બળવાન રાજ્ય સ્થાપ્યુ અને જમાવ્યુ આથી જ તે હિંદુસ્તાનનો સમ્રાટ કહેવાય છે

સિકદરના મરણ પછી તેનુ રાજ્ય જુદા જુદા ભાગોમા વહેંચાઈ ગયુ હતુ. તે રાજ્યના પૂર્વ તરફના ભાગમા (હિંદુસ્તાનના) સેનાપતિ **સેલ્યુકસ** રાજ્ય કરતો હતો સમસ્ત ભારતવર્ષને જીતવાનો સિકદરનો અનેરથ પાર પાડવાનો વિચાર કરી તે એકાએક અગેવ દેશ પર ચઢી આવ્યો, પણ ચદ્રગુપ્તે તેને સખત હાર ખવડાવી.

સેલ્યુકસ હાર્યો એટલુંજ નહિ પણ તેણે તેની પુત્રીનાં ચંદ્રગુપ્ત સાથે લગ્ન કર્યાં અને ઈ સ પૂ ૩૦૩ મા તેની સાથે સંધિ કરી ચંદ્રગુપ્તે તેને ૫૦૦ હાથી આપ્યા આ સંધિથી ભરતખંડમાંથી ગ્રીક સત્તા સંપૂર્ણ નષ્ટ થઈ અને ચંદ્રગુપ્તને કાબુલ, હેરાત, કંદહાર આદિ દેશો મળ્યા, તેથી તેના રાજ્યનો વિસ્તાર ખૂબ વધ્યો ત્યારપછી તેની પાંચ વર્ષની કુશળતાભરેલી રાજનીતિથી દેશમા સુલેહશાંતિ આબાદી, અને સુવ્યવસ્થા ફેલાઈ આ પ્રમાણે ૨૪ વર્ષની જ્વલંત કારકિર્દી પછી ઈ સ પૂ ૨૯૭ જ્યારે તેણે દેહ છોડ્યો ત્યારે ઉત્તરમા અફઘાનિસ્તાનથી દક્ષિણમા નર્મદા સુધી તેની આણ પ્રવર્તતી હતી તેણે બૌદ્ધ તેમજ જૈન ધર્મને સારો આશ્રય આપ્યો હતો

**ચંદ્રગુપ્તની રાજ્ય-વ્યવસ્થા**

મહારાજા ચંદ્રગુપ્તના અમલમા હિંદુસ્તાન બહુ ઉન્નત સ્થિતિમા હતુ એમ મેગસ્થિનીસના વૃત્તાંત પરથી માલમ પડે છે મેગસ્થિનીસ ઈ સ પૂ ૩૦૩ ની સંધિ પછી રાજા સેલ્યુકસના એલચી તરીકે ચંદ્રગુપ્તના દરબારમા ઘણા વર્ષો સુધી રહ્યો હતો આ વિદ્વાન એલચીએ બારીક અવલોકન કરી જાતિઅનુભવ મેળવી તે વખતની હિંદુસ્તાનની સ્થિતિનુ સવિસ્તર અને સપ્રમાણ વર્ણન લખ્યુ છે તે ઉપરથી ચંદ્રગુપ્તની ઉત્તમ પ્રકારની રાજ્યવ્યવસ્થા તેમજ લોકોના આર્થિક સામાજિક અને નૈતિક જીવનનુ દિગ્દર્શન થાય છે

ચંદ્રગુપ્તે દેશના પ્રાંતો અથવા ભાગો પાડ્યા હતા આ દરેક ભાગ પર એક સૂબો કે અમલદાર અધિકાર ચલાવતો રાજ્યમા જરૂર જણાય ત્યા ત્યા મજબૂત કિલ્લા બાંધવામા આવ્યા હતા એના લશ્કરમા ૬૦૦,૦૦૦ પાયદળ ૩૦ ૦૦૦ હયદળ, અને ૯,૦૦૦ હાથીઓ હતા લશ્કરની વ્યવસ્થા કરવા ભિન્ન ભિન્ન ખાતાઓ રાખવામા આવ્યા હતા લશ્કર ઘણુ કેળવાયલુ હતુ ન્યાય ચોક્કસ અને સંતોષકારક રીતે અપાતો હતો જૂઠી સાક્ષી પૂરનારને કે ખોટી ફરીઆદ કરનારને ભારે સજા થતી હતી જમીનની ઊપજનો ચોથો ભાગ મહેસૂલમા જતો એના ફોજદારી કાયદા બહુ સખત અને કઠોર હતા એનું પાટનગર પાટલિપુત્ર ઘણુ

મોટુ અને સમૃદ્ધિવાન હતુ એ નવ માઈલ લાબુ અને બે માઈલ પહોળુ હતુ એને ફરતો લાકડાનો મોટો કોટ હતો તેને ૬૪ દરવાજા હતા અને લગભગ ૫૦૦ મિનારા હતા કોટને ફરતી નદીના પાણીથી ભરેલી ખાઈ હતી પાટલી પુત્રની વ્યવસ્થા પણ મોટા નગરને ઉચિત અને શોભાવે તેવી હતી શહેરની સુખાકારીમાટે ત્રીસ માણસોની એક સમિતિ નીમવામા આવી હતી આ સમિતિને પાચ પાચ માણસોના ૭ ખાતામા વહેંચી દીધી હતી આ ખાતાઓ નીચે પ્રમાણે હતા

૧ કળા-કૌશલ્ય અને ઉદ્યોગધધાખાતુ આ ખાતુ હુન્નરઉદ્યોગની પ્રવૃત્તિ ને ઉત્તેજન પર ધ્યાન આપતુ

૨ મુસાફરખાતુ એ દેશપરદેશના મુસાફરોના ઉતારા, સગવડ વગેરેની વ્યવસ્થા કરતુ

૩ વસતીગણત્રીનુ ખાતુ એ જન્મ અને મરણની નોધ રાખી વસતીગણત્રી કરતુ

૪ વાણીજ્યખાતુ એ વેપારને લગતા કામપર દેખરેખ રાખતુ

૫ કારખાનાની દેખરેખનુ ખાતુ એ કારખાનાઓ પર દેખરેખ રાખતુ

૬ જગાત અને મુદ્રાખાતુ એ માલની જગાત જાત, તોલ વગેરે નક્કી કરતુ આ ઉપરાત આ ખાતુ દુકાળ નિવારણ મદિરો, બદરો, અને શહેર સુધારાનુ કામ પણ સભાળતુ હતુ

**ચંદ્રગુપ્તના સમયનું હિંદુસ્તાન**

આ રાજ્યવ્યવસ્થા કેવી ઉચ્ચ પ્રતિની હતી તેની ખાત્રી તે કાળની હિંદુસ્તાનની સ્થિતિ ઉપરથી થાય છે મેગસ્થિનીસ જણાવે છે કે તે વખતે હિંદુઓ શાત, માયાળુ અને નમ્ર સ્વભાવના હતા તેઓનુ જીવન સાદુ પવિત્ર સુખી અને સુધરેલુ હતુ તેઓ મોટે ભાગે સાચુ બોલતા અને કરકસરથી રહેતા લેવડદેવડમા નીતિ અને વિશ્વાસથી કામ થતુ ચોરી તો ભાગ્યે જ થવા પામતી સ્ત્રીઓને ઘણુ માન આપવામા આવતુ ગુનામગીરીનુ નામ નિશાન ન હતુ પરાક્રમ અને બહાદુરીમા તેઓ બીજા એશિયા વાસીઓ કરતા ચઢીઆતા હતા વળી તે કહે છે કે ભારતના લોકો

સરળ અને સાદા છે, છતા તેમને અનમાગે અને ઝીણી મનમન પહેરવાનો શોખ છે અને તેના ઉપર તેઓ સુંદર નકશી કામ કરાવે છે તેમને સૌંદર્ય બહુ પ્રિય છે હિંદુઓ વારતહેવારે ઘણી ધામધૂમ કરે છે

આ સમયે શિલ્પ, સ્થાપત્ય તેમજ બીજી કળાઓ ખીલી રહી હતી કૌટિલ્યનુ અર્થશાસ્ત્ર સર્વદેશીય જ્ઞાનનો અમૂલ્ય ભંડાર છે અને દુનિયાના મહાન પુસ્તકોમાનુ એક છે

ઠેકાણે ઠેકાણે નહેરો અને તળાવો ખોદવામા આવ્યા હતા દેશમા સોના ચાદી તાબુ લોખંડ વગેરે ધાતુઓની મોટી ખાણો હતી અને તેમાથી તરેહ તરેહના સુંદર ઘરેણાઓ, વાસણો તથા કારીગરીની ને બીજી ઉપયોગી ચીજો બનતી એના સમયમા રસ્તાઓ ઘણી સારી હાલતમા હતા તે પર બને બાજુએ ઝાડોની ઘટા હતી ઠેકાણે ઠેકાણે વિસામો લેવાના સ્થળો હતા ત્યા કુવા કે વાવો ખોદવામા આવી હતી દર અર્ધ કોસ અતરસૂચક પથ્થરો મૂકવામા આવ્યા હતા તેથી મુસાફરી ઘણી સરળ અને સલામતી ભરેલી બનતી

ગગા અને યમુનાના પ્રવાહો આ સમયના મુખ્ય વેપારના જળમાર્ગો હતા સાહસિક વેપારીઓ એક તરફ તામ્રલિપ્તિથી (ચંદનગર પાસે) લંકા અને બીજી તરફ બ્રહ્મદેશ સુધી પહોચતા પશ્ચિમમા સોપારા (વસઈની પાસે) અને ભરૂચથી માડી ઠેઠ બાબિલોન સુધી વેપાર ચાલતો જમીન માર્ગે તક્ષશિલા, કૌશામ્બી ઉજ્જયિની નાદેડ રાજગૃહ ગયા, પાટલિપુત્ર વગેરે નામાકિત શહેરો વચ્ચે વેપાર સબધ ચાલુ જ હતો કાશી તક્ષશિલા અને ઉજ્જયિની તે વખતના મુખ્ય વિદ્યા ધામો હતા

આમ રાષ્ટ્રજીવનના એકે એક અગનો વિકાસ આ મહાપરાક્રમી સમ્રાટના સમયમા થયો હતો અને હિંદ જાહોજલાલીમા હતુ

**રાજા બિંદુસાર** સમ્રાટ ચદ્રગુપ્ત પછી તેનો પુત્ર બિંદુસાર ગાદીએ આવ્યો એના વિષે પૂરતી માહિતી મળતી નથી, પણ એના ઉપનામ 'અમિત્રઘાત' પરથી એ કેવો પરાક્રમી હતો તે જણાઈ આવે છે પિતા તરફથી વારસામા મળેલા સામ્રાજ્યમા એણે સુનેહ શાંતિ રહેવા દીધી એટલુ જ

નહિ, પણ તે ઉપરાંત લગભગ ઠેઠ કન્યાકુમારી સુધીના દક્ષિણના પ્રાંતો પણ જીત્યા. એનો દક્ષિણના પ્રદેશ પરનો વિજય ખરેખર એનું ગૌરવ વધારનારો હતો. વળી ચંદ્રગુપ્તના રાજ્યવિસ્તાર કરતાં એના પૌત્ર અશોકવર્ધનની રાજ્યસીમા વધારે વિસ્તૃત હતી, અને અશોકે તો માત્ર કલિંગ દેશ જ જીત્યો હતો, તેથી ચંદ્રગુપ્તના મરણ પછીનો જે વધારાનો પ્રદેશ અશોકના સામ્રાજ્યમાં દેખાય છે તે (કલિંગ સિવાય) એણે જ વધાર્યો હતો એમ સાબિત થાય છે

આ રાજા માટે એમ કહેવાય છે કે તત્કાલીન ગ્રીક રાજાએ બદલામાં મોટી ભેટ આપવાનું કબુલ કરી એની પાસે ઉચ્ચ કોટિનું દર્શન પુસ્તક (ષડ્દર્શનમાંનું) માગ્યું બિંદુસારે આ માગણી હસી કાઢી જણાવ્યું, "અમારે ત્યાં તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો વેચાતાં નથી"

# પ્રકરણ ૧૦

## ચક્રવર્તી અશોક—ઈ. સ. પૂ. ૨૭૨–૨૩૨

પચાસ વર્ષ રાજ્ય કરી બિંદુસાર ઈ. સ. પૂ. ૨૭૩ મા મરણ પામ્યો. ત્યાર પછી ત્રણ વર્ષે ઈ. સ. પૂ. ૨૭૦ મા એના પુત્ર અશોકવર્ધનનો રાજ્યાભિષેક થયો. અશોક જ્યેષ્ઠ પુત્ર ન હતો, છતા તેણે તક્ષશિલા અને ઉજ્જયિનીમા રાજપ્રતિનિધિ તરીકે ઉત્તમ કાર્ય બજાવ્યુ હતુ, તેથી બિંદુસારે તેને યુવરાજપદ આપ્યુ હતુ. રાજગાદીએ આવ્યા પછી કેટલાક વર્ષો તેણે મોજમઝામા અને રાજ્યમા વ્યવસ્થા, સુલેહ અને શાંતિ જાળવવામા ગાળ્યા.

આ વખતે આખા ભારતવર્ષમા ફક્ત કલિંગ દેશજ સ્વતંત્ર હતો. પરાક્રમી અને મહત્વાકાંક્ષી અશોકને તેની સ્વતંત્રતા ખૂંચી, તેથી તેણે કલિંગ દેશ પર ચઢાઈ કરી. સ્વાતંત્ર્યપ્રેમી કલિંગવાસીઓ લડ્યા. લાખો માણસો કપાઈ મુઆ. લાખો બંદિવાન બન્યા. અશોકને જીત મળી, પણ તે વિજય વાવટો ફરકાવવા શત્રુનગરમા ગયો, ત્યારે આર્યરમણીઓની દુર્દશાથી, તેમના વહાલાના મરણવિલાપથી, તેમના હૃદયદ્રાવક રુદનથી, અને દુશ્મનોના કરુણ વિનાશથી તેનુ હૃદય વલોવાયુ અને ગળગળુ થઈ ગયુ. તેના મનને આઘાત થયો. તરતજ તેણે નિશ્ચય કર્યો કે હવે પછી 'યુદ્ધ બંધ, મૃગયા બંધ અને માંસાહાર પણ બંધ.' સ્થૂલ સામ્રાજ્ય કરતા ધર્મનુ સામ્રાજ્ય તેને શ્રેષ્ઠ જણાયુ; તેથી તેણે મનુષ્યોના હૃદય પર સત્ય, પ્રેમ અને ધર્મથી વિજય મેળવવાનો નિશ્ચય કર્યો. તેણે જાહેર કર્યું કે રાજ્યની સંપત્તિનો ઉપયોગ લોકકલ્યાણ અને ધર્મપ્રચાર અર્થે જ થવો જોઈએ. કલિંગ દેશમા કરેલા ઘોર સંહારના પ્રાયશ્ચિત્તરૂપે તેણે આખુ જીવન ધર્માચરણ અને ધર્મપ્રચારમા ગાળ્યુ. આથી તે સમ્રાટ અશોક મટી **દેવાનાંપ્રિય પ્રિયદર્શી** અશોકવર્ધન [illegible] ગેલા

**બૌદ્ધ ધર્મનો સ્વીકાર અને પ્રચાર**

કલિંગના હત્યાકાંડ પછી અશોકે તે વખતના મહાન ધર્માચાર્ય ઉપગુપ્તને શરણે જઇ બૌદ્ધ ધર્મની દીક્ષા લીધી પછી ઉપગુપ્તને સાથે લઇ ઇ સ પૂ ૨૪૯ મા અશોકવર્ધન બૌદ્ધ ધર્મના તીર્થક્ષેત્રોમા યાત્રા કરવા નીકળ્યો પહેલા તે નેપાળ ગયો ત્યાથી પછી કપિલવસ્તુ, સારનાથ, શ્રાવસ્તી, ગયા, રાજગૃહ, કુશીનગર ઇત્યાદિ સ્થળોમા ફરી તેણે પુષ્કળ ધર્મદાન કર્યું હવે બૌદ્ધ ધર્મનો પ્રચાર એ જ અશોકવર્ધનનુ કામ થઇ પડ્યુ એ ધર્મને દેશદેશ ફેલાવનાર અને તેની પ્રતિષ્ઠા વધારનાર અશોક જ હતો ધર્મનો પ્રચાર કરવાના હેતુથી તેણે (૧) ધર્માચાર્ય ઉપગુપ્તની દેખરેખ હેઠળ એક પરિષદ ભરી, (૨) રાજ્યમા એક ધર્મપ્રચાર ખાતુ ઉઘાડ્યુ (૩) બૌદ્ધ ધર્મના ગ્રંથો નવેસરથી રચાવ્યા, (૪) બૌદ્ધ ધર્મના સિદ્ધાંતો કોતરાવી ઠામ ઠામ સ્તંભો ઊભા કર્યા અને (૫) દેશપરદેશ ધર્મપ્રચારકો મોકલ્યા આ ધર્મોપદેશકો કાશ્મીર, ગાંધાર મૈસૂર, કોંકણ, મહારાષ્ટ્ર, બ્રહ્મદેશ, સિરિયા, ઇજીપ્ત અને મૅસીડોનિયામા ફરી વળ્યા આમ તેણે યુરોપ, એશિયા અને આફ્રિકા ખંડમા બૌદ્ધ ધર્મનો ફેલાવો કીધો કહેવાય છે કે એકંદરે ૬૪૦૦ ધર્મોપદેશકો અશોકવર્ધને મોકલાવ્યા અને પોતાના પુત્ર મહેન્દ્ર* અને પુત્રી સંઘમિત્રાને દીક્ષા આપી લંકામા બૌદ્ધ ધર્મનો પ્રચાર કરાવ્યો

અશોકે મોટી મોટી શિલાઓ પર ધર્માજ્ઞાઓ કોતરાવી કાઢી પ્રજા ધર્મ પ્રમાણે વર્તે છે કે નહિ તે તપાસવા ધર્મમહામાત્રો નીમ્યા રાજ્યમા ઠામ ઠામ ધર્મશાળાઓ, રસ્તાઓ અને કૂવાઓ બંધાવ્યા મૂંગા પ્રાણીઓની માવજત માટે દવાખાના ઉઘાડ્યા સરહદની જંગલી જાતોપર દયાભાવથી અમલ ચલાવવાની સુબાઓને આજ્ઞા કરી પરદેશના રાજાઓ સાથે મિત્રાચારી કરી ત્યા બૌદ્ધ ધર્મનો ઝંડો ફરકાવ્યો

---

*કેટલાકના મત પ્રમાણે મહેન્દ્ર અશોકનો પુત્ર નહિ પણ ભાઈ હતો

આમ વિવિધ રીતે પ્રિય દર્શી અશોક ધર્મનુ સામ્રાજ્ય સ્થાપવાના ભગીરથ પ્રયત્નો કર્યા પરિણામે આખો દેશ ધર્મની ધગશથી જ્વલંત બન્યો

**અશોકના શિલા-લેખો***

આ ધર્મનો ફેલાવો ક્યા ક્યા થયો તેનો ઉલ્લેખ એના શિલાલેખોમાથી મળે છે આ શિલાલેખો એકલા ભારતના જ નહિ પણ સારી માનવ જાતના ઇતિહાસમા અપૂર્વ અને અદ્વિતીય છે આ શિલાલેખોને પ્રતાપે અશોકની ખ્યાતિ જગતમા પ્રસરી બ્રાહ્મી અને ખરોષ્ઠી લિપીમા કોતરાએલા તથા પાલિ ભાષામા લખાએલા આ શિલાલેખો આજે પણ મોજુદ છે પિતાતુલ્ય રાજાના હૃદયોદ્‌ગાર કેવા હોય તેનુ આ શિલાલેખો ભાન કરાવે છ એમાથી તે વખતના લોકોની નીતિ, સ્થિતિ, કેળવણી વગેરેનો ખ્યાલ આવે છે મૈસુરના એક શિલાલેખ પર લખ્યુ છે મહારાજા નીચે પ્રમાણે નિવેદન કરે છે—માબાપના કહ્યા પ્રમાણે ચાલવુ તેમજ બધા જીવતા પ્રાણીઓ માટે માન રાખવુ સત્ય બોલવુ આ ધર્મના નિયમો છે, જે સૌએ પાળવા એ જ પ્રમાણે શિષ્યોએ ગુરુની પૂજા કરવી, અને સૌએ સગાવહાલા તરફ યોગ્ય વિવેક રાખવો આ પ્રાચિન ધર્મના નિયમ છે તે પ્રમાણે સૌએ વર્તવુ" કલિંગના પ્રસિદ્ધ શિલાલેખમા પશ્ચાત્તાપ કરતા અશોક લખે છે "આ કલિંગના હત્યાકાડનો એક હજારમો ભાગ ફરી થવા પામે તો રાજા અશોકને ભારે દુખ થાય ખરી જીત ધર્મની છે" આ શિલાલેખોમા પ્રજાને ધર્મઆચરવાનો અને અમલદારોને પ્રજારક્ષક બનવાનો ઉપદેશ પણ એણે કોતરાવ્યો હતો એની ધર્મસહિષ્ણુતા અનુપમ હતી એક શિલાલેખમા એ કહે છે કે 'રાજા પ્રિયદર્શી સઘળી ન્યાતના

*હાલમા આ લેખો નીચેને ઠેકાણે મોજુદ છે કાઠીઆવાડમા ગિરનારમા દક્ષિણમા મૈસુરમા ઉત્તરે પેશાવરમા, પંજાબમા હજારા જીલ્લામા હિસારની તરાઈમા મસુરીની નજીક, મુબઈમા થાણા જીલ્લામા ઓરિસ્સામા, ને મદ્રાસમા ગજામ જીલ્લામા

ગૃહસ્થ કે સંન્યાસીને ઉદાર દાનથી ને બીજી રીતે સન્માન આપે છે." એ બૌદ્ધ ધર્મનો ચુસ્ત હિમાયતી અને પ્રચારક હતો છતાં એણે પ્રજા પાસે બૌદ્ધ ધર્મ સ્વીકારવા કદાપિ જુલમ કર્યો નહિ.



અલાહાબાદમાં અશોકનો સ્તંભ

આ શિલાલેખો ઉપરાંત જગપ્રસિદ્ધ સાંચીનો સ્તૂપ તથા બીજા નાનામોટા સ્તૂપો અને સ્તંભો એણે ઊભા કર્યા હતા. એવા સ્તૂપો ૮૪,૦૦૦ હતા એવું અનુમાન થાય છે. એનો એક શિલાલેખ આપણા ગુજરાતમાં ગિરનાર પાસે છે. એનો સ્તંભ પરનો એક શિલાલેખ

જે અમાનામા હતો તે શીનાઝ તતનખે દિલ્હી આણ્યો હતો તે હજુ દિલ્હીમા જુમના કીનારે મોજૂદ છે

**અશોકનો રાજ્ય-વિસ્તાર**

એના રાજ્યના જેટલો વિસ્તાર ભારતના કોઈ પણ રાજાનો ન હતો. એનુ રાજ્ય વાયવ્યમા હિંદુકુશ, પૂર્વમા બંગાળ, કામરૂપ અને કલિંગ, દક્ષિણમા આંધ્ર અને પશ્ચિમે કાઠિઆવાડ, સિંધ અને બલુચિસ્તાન સુધી ફેલાયલુ હતુ અફઘાનિસ્તાન, કાશ્મીર, નેપાળ વગેરે દેશો એને આધીન હતા આ ઉપરાંત દક્ષિણના ચોલ અને પાંડ્ય રાજ્યોમા એની આણ મનાતી વળી પાંચ મોટા પરદેશી સ્વતંત્ર રાજ્યો સાથે એને મિત્રાચારી હતી

**ગુણાવલોકન**

અશોક ધર્માત્મા, વિદ્વાન, અને મહાપરાક્રમી હતો સમગ્ર જગતના મહાપુરુષોમા, દુનિયાના સર્વ રાજાઓમા, એનુ સ્થાન બહુ ઉંચુ છે અશોકની રાજનીતિ ધર્મનીતિ હતી સત્ય ધર્મ ન્યાય, અહિંસા, અને સમાનતા એની રાજનીતિના મૂળતત્ત્વો હતા એ વણો જ ઉદ્યોગી અને ખંતીલો હતો એનો રાજધર્મનો આદર્શ બહુ ઉંચો હતો "પ્રજાના કલ્યાણ માટે મારે કામ કરવુ જોઈએ' એ એનો જીવનમંત્ર હતો, અને પોતાના કામથી એ હમેશા અસંતોષી રહેતો એણે ખરેખર એક ધર્માત્માના નિખાલસપણાથી, સાધુની સાધુતાથી, અને રાજાની કર્તવ્યપરાયણતાથી રાજ્ય કર્યુ હતુ એણે વડીલોને માટે સન્માન અને પ્રાણિમાત્રને માટે દયા અને સહાનુભૂતિનો ઉપદેશ કર્યો હતો કલિંગના હત્યાકાંડ સુધી એનુ જીવન સાધારણ હતુ, એટલુ જ નહિ પણ તેમા ઘણી ન્યૂનતાઓ હતી પણ બૌદ્ધ ધર્મની દીક્ષા લીધા પછી એનુ જીવન ધાર્મિક, સાદુ અને ઉન્નત થયુ એની કારકિર્દી જ્વલંત અને જીવંત થઈ એનો ધર્મના પ્રચારને માટેનો ઉત્સાહ, એના ધાર્મિક સન્દેશાઓ અને શિલાલેખો, અને એની ધર્માજ્ઞાઓ હમેશને માટે ઇતિહાસમા રહેશે એનુ ગૌરવ એની છત કે પરાક્રમથી નથી પણ એની ધર્મનિષ્ઠા,

શ્રદ્ધા, સ્વાર્થત્યાગ અને પ્રજાના કલ્યાણને માટેના એના સતત પરિશ્રમવી છે આખી દુનિયામા સત્ય, ધર્મ, પુણ્ય, ઉત્સાહ અને પરિશ્રમથી કોઈ પણ બીજા રાજાએ ઇતિહાસ પર એના જેટલો પ્રભાવ પાડ્યો નથી એ ઈ સ પૂ ૨૩૨ મા મરણ પામ્યો

**મૌર્યવંશનો અંત**

અશોકના મરણ પછી એના બે પૌત્રો દશરથ અને સંપ્રતિ ગાદીએ આવ્યા એકે પૂર્વ તરફનુ અને બીજાએ પશ્ચિમનુ રાજ્ય લીધુ તેમના પછી બીજા પાચ રાજાઓ ગાદીએ આવ્યા છેલ્લા રાજા બૃહદ્રથને એના સેનાપતિ પુષ્યમિત્રે મારી રાજગાદી પચાવી પાડી આમ ૧૩૭ વર્ષની કારકિર્દી પછી મૌર્યવંશનો ઈ સ પૂ ૧૮૪ મા અંત આવ્યો

આ વંશની સ્થાપના પછીજ ભારતના રાજાઓનો નિશ્ચિત ઇતિહાસ આપણને મળે છે

આ વંશની ખાસ જાણવાજોગ બાબતો નીચે મુજબ છે —

(૧) આ વંશના રાજાઓએ પરદેશના રાજાઓ જોડે વહેવાર શરૂ કીધો ચંદ્રગુપ્ત એક ગ્રીક કન્યા સાથે પરણ્યો તેથી ગ્રીક રાજાઓ સાથે મૈત્રી અને સબંધ બંધાયો આથી બને દેશના સંસ્કૃતિ અને સમાજ જીવન પર પરસ્પર ભારે અસર થઈ

(૨) લગભગ સમસ્ત ભારતને આ વંશના રાજાઓ પોતાના એક છત્ર હેઠળ લાવ્યા અને તેમણે હિંદુસ્તાનમા સાર્વભૌમ સત્તા સ્થાપી

(૩) બૌદ્ધ ધર્મને આ વંશના રાજાઓએ રાજધર્મ તરીકે સ્વીકાર્યો અને અશોક જેવા પરાક્રમી રાજાએ તેને જગતમા ફેલાવ્યો

(૪) આ રાજાઓની રાજ્યપદ્ધતિ ઘણુ જ ઉત્તમ હતી

# પ્રકરણ ૧૧

શુંગવંશ—ઇ. સ. પૂ. ૧૮૪–૭૨
કણ્વવંશ—ઇ. સ. પૂ. ૭૨–૨૭
આંધ્રવંશ—ઇ. સ. પૂ. ૨૨૫ થી ઇ. સ. ૨૨૫ (?)

## પુષ્યમિત્ર—ઇ. સ. પૂ. ૧૮૪–૧૪૮

મૌર્યવંશના છેલ્લા નિર્બળ રાજા બૃહદ્રથને ગાદી પરથી ઉઠાડી મૂકી તેનો સેનાપતિ પુષ્યમિત્ર શુંગ મગધની ગાદીએ બેઠો. એના વખતમાં મગધ પર બે રાજાઓએ ચઢાઇ કરી. આ વખતે કલિંગનો રાજા ખારવેલ ઘણો જ પ્રતાપી અને સંસ્કારી હતો. એ જૈન ધર્મનો હિમાયતી હતો. એણે મગધ પર ચઢાઇ કરી પુષ્યમિત્રને હરાવ્યો; પણ કમનસીબે એ એકાએક ભરજુવાનીમાં મરણ પામ્યો તેથી પુષ્યમિત્ર ફાવ્યો. બીજી ચઢાઇ કાબુલના ગ્રીક રાજા મિનેન્દ્રની હતી આ રાજાની રાજધાની શિયાલકોટમાં હતી. હિંદુસ્તાન પર ચઢાઇ કરી સિંધ સૌરાષ્ટ્ર જીતી એ છેક મથુરા સુધી પહોંચ્યો, પણ એને પુષ્યમિત્રે હરાવ્યો. આ બને ચઢાઇની સામે ટક્કર ઝીલી છેવટે વિજય મેળવ્યો, તેથી તે ઉજવવા પુષ્યમિત્રે અશ્વમેધ યજ્ઞ કર્યો. પ્રસિદ્ધ ભાષ્યકાર પતંજલિ જે યોગસૂત્રના પ્રણેતા મનાય છે તે આ યજ્ઞમાં હાજર હતા. આ યજ્ઞ નિર્વિઘ્ને થયો. પુષ્યમિત્રનો અશ્વ સર્વ દેશોમાં વિજયથી ફર્યો. સર્વત્ર એની આણ ફરી. પુષ્યમિત્ર બ્રાહ્મણધર્મી હતો. એણે બ્રાહ્મણધર્મ સજીવન કરવા ઘણા પ્રયત્નો કર્યા હતા. કહેવાય છે કે એણે બૌદ્ધ ધર્મના ઘણા વિહારો તોડી પડાવ્યા હતા. એ ઇ. સ. પૂ. ૧૪૮ માં મરણ પામ્યો.

એના પછી એનો પુત્ર અગ્નિમિત્ર ને પછી તેનો પુત્ર વસુમિત્ર ગાદીએ આવ્યો. ત્યાર પછી બીજા સાત રાજાઓ થયા, પણ તે બધા નિર્બળ હતા. છેલ્લા રાજા દેવભૂતિને તેના મંત્રી વાસુદેવ કણ્વે ગાદી પરથી ઉઠાડી મૂકી ગાદી પચાવી પાડી. આમ ૧૧૨ વર્ષની કારકિર્દી પછી શુંગવંશનો અંત આવ્યો.

**કણ્વવંશ—ઈ. સ. પૂ. ૭૨ થી ૨૭** શુંગવંશ પછી કણ્વવંશ મગધની ગાદીએ આવ્યો. આ વંશમાં ચાર રાજાઓ થઈ ગયા અને તેમણે ૪૫ વર્ષ રાજ્ય કર્યું. છેલ્લા રાજાને આંધ્ર રાજાએ ઈ. સ. પૂ. ૨૭ માં મારી નાખી મગધનું રાજ્ય કબજે કર્યું.

**આંધ્રવંશ—ઇ. સ. પૂ. ૨૨૫ થી ઇ. સ. ૨૨૫ (?)** આંધ્રવંશના ઇતિહાસ વિષે આપણને ઘણી જ થોડી હકીકત મળે છે. એની શરૂઆત લગભગ ઇ. સ. પૂ. ૩૦૦ માં થઇ હશે. એ રાજ્ય અશોકના સામ્રાજ્યનું એક અંગ હતું. અશોક પછીના નિર્બળ મૌર્ય રાજાઓના અમલ દરમ્યાન એ સ્વતંત્ર થયું. શરૂઆતમાં એ રાજ્ય ગોદાવરી અને કૃષ્ણા નદીની વચ્ચેના પ્રદેશમાં હતું. એના રાજાઓ તેલગુ ભાષા બોલતા. એમણે નાશક કબજે કરી લત્રપ રાજાઓને હરાવી છેવટે ઉજ્જયિની પણ કબજે કરી હતી. એ વંશનો એક રાજા ઘણો વિદ્વાન મહાકવિ હતો. તે વિદ્વાનોનો ને પ્રાકૃત ભાષાનો આશ્રયદાતા હતો. તેણે "ગાથા સપ્તશતી" નામનો ગ્રંથ પ્રાકૃત ભાષામાં લખ્યો હતો. તેના સમયમાં જ બૃહદ્‌કથા નામનો ગ્રંથ લખાયો હતો. આ વંશના રાજાઓ સનાતનધર્મી હતા. છતાં તેમણે બૌદ્ધ ધર્મને પણ ઉત્તેજન આપ્યું હતું. બૌદ્ધધર્મની કેટલીક ગુફાઓ—અજંતા, નાશક, અને કાર્લીની ગુફાઓમાની કેટલીક—તેમણે ખોદાવીને કોતરાવી હતી. આ રાજ્યમાં આબાદી હતી. રસ્તાઓ સારા હતા, અને મુસાફરીના સાધન ઘણાં હતાં. ધંધો-રોજગાર અને વેપાર ધીકતા હતા. ભરૂચ ને વસઈનાં બંદરો માતબર હતાં. પ્રતિષ્ઠાન, કલ્યાણ અને ધન્યકેત મોટાં શહેર હતાં. આપણે ઉપર જોયું કે ઈ. સ. પૂ. ૨૭ માં આ વંશના રાજાએ કણ્વ વંશના રાજાને મારી મગધનું રાજ્ય સર કર્યું હતું. આ વંશનો ઈ. સ. ૨૨૫ માં અંત આવ્યો.

## પ્રકરણ ૧૨

---

### બેક્ટ્રિયાનું રાજ્ય

સિકંદરના મૃત્યુ પછી તેના સેનાપતિ સેલ્યુકસે પશ્ચિમ એશિયાનું રાજ્ય કડાપણથી ભાળવી ગખ્યું, પણ એના પુત્ર એન્ટિઓકસના વખતમાં એ રાજ્યની પડતી થઈ, અને બે મોટા પ્રાંતો બેક્ટ્રિયા અને પાર્થિયા સ્વતંત્ર થયા બેક્ટ્રિયા હિંદુકુશની ઉત્તરમાં આવેલો છે, જ્યારે પાર્થિયા કાસ્પીઅન સમુદ્રની દક્ષિણે આવેલો પ્રદેશ છે ઇ સ પૂ ૧૯૦ માં બેક્ટ્રિયાના રાજા ડેમિટ્રિયસે હિંદુસ્તાન પર ચઢાઈ કરી પંજાબ અને સિંધ પ્રાંત જીત્યા, પણ ઇ સ પૂ ૧૭૫ માં બેક્ટ્રિયાના રાજ્યના પશ્ચિમના પ્રાંતો જુદા જુદા રાજાઓમાં વહેંચાઈ ગયા, અને આમાનો એક રાજા કાબુલમાં રાજ્ય કરવા લાગ્યો

કાબુલના રાજાઓમાં મિનેન્દર અથવા **મિલિન્દ** જાણીતો હતો એણે હિંદુસ્તાન પર ચઢાઈ કરી, પણ આપણે ઉપર જોયું તેમ એને પુષ્યમિત્રે હરાવી પાછો હાંકી કાઢ્યો હતો એ બૌદ્ધ ધર્મી હતો **"મિલિન્દના પ્રશ્નો"** નામનું બૌદ્ધ ધર્મનું પુસ્તક એણે લખ્યું છે એણે એના સિક્કા પડાવ્યા હતા એમાના કેટલાક હજુ સંગ્રહસ્થાનમાં જળવાઈ રહ્યા છે એના મરણ પછી શક લોકોએ ઇ સ પૂ ૧૩૦ માં એ રાજ્યનો અંત આણ્યો

**શકો—ઇ. સ. પૂ. ૧૦૦—ઇ. સ. ૪૦૦**

ઇ સ પૂ લગભગ ૧૫૦ માં મધ્ય એશિયાની કેટલીક જાતો વસતી વધવાથી તેમજ સાહસિક વૃત્તિને લીધે પોતાની જન્મભૂમિ છોડીને દક્ષિણમાં ગઈ આમાં મધ્ય એશિયાની શક અને યુએચી જાતિ મુખ્ય હતી આ શકોએ બેક્ટ્રિયાનું રાજ્ય જીતીને પોતાનું નવું રાજ્ય સ્થાપ્યું કાળક્રમે શકો જુદી જુદી શાખામાં વહેંચાઈ જઈ આગળ વધ્યા આમાની એક શાખાએ કાબુલની પશ્ચિમે શકસ્તાનમાં, બીજીએ તક્ષશિલામાં, ત્રીજીએ મથુરામાં, અને ચોથીએ સૌરાષ્ટ્ર કે કાઠીઆવાડમાં રાજ્ય સ્થાપ્યું

આ જાતિના રાજાઓ મોટે ભાગે બૌદ્ધ ધર્મી હતા જે રાજાઓ ગુજરાત ને કોંકણમા હતા તે **ક્ષત્રપ** તરીકે ઓળખાયા. તેઓ મોટે ભાગે બ્રાહ્મણધર્મી હતા. તેમણે બ્રાહ્મણ ધર્મના પુનરુદ્ધારને માટે પ્રયત્નો કર્યા હતા સૌરાષ્ટ્રના રુદ્રદમન ક્ષત્રપે પોતાની પુત્રી આંધ્ર રાજા સાથે પરણાવી હતી, જ્યા તેણે જમાઇના રાજ્ય પર ચઢાઇ કરી હતી તેણે કોશલ, સિંધ, ગુજરાત અને માળવા પર પણ જીત મેળવી હતી. રુદ્રદમનનો સસ્કૃત ભાષામાં લખેલો શિલાલેખ હજુ પણ ગિરનારના પહાડમા મોજૂદ છે. આ રાજાઓએ લગભગ ૨૫૦ વર્ષ રાજ્ય કર્યું, અને છેવટે ચદ્રગુપ્ત વિક્રમાદિત્યે તેમને માળવામાથી હાકી કાઢ્યા

**યુએચી-કુશાન લોકો**

મધ્ય એશિયાની બીજી જાત યુએચી હતી એની એક મુખ્ય શાખા કુશાન લોકોની બનેલી હતી આ લોકો સાહસિક તેમજ બળવાન હતા એ લોકોએ અફઘાનિસ્તાનમા પેસી શક લોકોને હાકી કાઢી પોતાનુ રાજ્ય સ્થાપ્યુ ઇ સ ની પહેલી સદીને અંતે એના રાજા કેડફીસીસે બેક્ટ્રિયા અને પાર્થિયાના રાજ્યો કબ્જા અને પશ્ચિમ હિંદુસ્તાનનો મોટો ભાગ કબજે કર્યો એના રાજ્યનો વિસ્તાર ઇરાનથી છેક સિંધુ નદી સુધી હતો એના પછી એનો પુત્ર બીજો કેડફીસીસ ગાદીએ આવ્યો એ ઘણો જ ઉત્સાહી અને પરાક્રમી હતો એણે શક રાજ્યો તેમ જ માળવાનુ રાજ્ય સર કર્યા અને આખુ ઉત્તર હિંદુસ્તાન જીત્યુ એ શિવમાર્ગી હતો એની રાજ્યવ્યવસ્થા પણી સારી હતી એના પછી એનો જગવિખ્યાત પુત્ર કનિષ્ક ગાદીએ આવ્યો

# પ્રકરણ ૧૩

## કનિષ્ક—ઇ. સ. ૭૮–૧૨૮

કનિષ્ક ઇ. સ. ૭૮ માં ગાદીએ આવ્યો. એ ધર્મનો પ્રતાપી અને પરાક્રમી રાજા હતો. એના રાજ્યનો વિસ્તાર હિંદુસ્તાનમાં નર્મદા, મધ્યપ્રાંત, અને બિહારથી ઉત્તરમાં ખોખારા અને મધ્ય એશિયા અને વાયવ્યમાં છેક કાસ્પિયન સમુદ્ર સુધી હતો. ગાદીએ આવતાં જ એણે કાશ્મીરનો પ્રદેશ જીત્યો અને પાર્થિયન લોકોને હરાવ્યા. એણે ચીન પર ચઢાઈ કરી ખોતાન, કાશગર અને યારકંદના મુલક કબજે કર્યાં. એની રાજધાની પુરુષપુરમાં (હાલના પેશાવરમાં) હતી. જ્યારે બીજા રાજ્યો સામે લડાઈ કરવા તથા તે જીતવા એ લાંબા સમય સુધી રાજધાનીમાંથી ગેરહાજર રહેતો ત્યારે રાજ્યની લગામ એના જ્યેષ્ઠ પુત્ર વસિષ્કને ને વસિષ્કના મરણ પછી એના નાના પુત્ર હુવિષ્કને સોંપી જતો.

આધુનિક શોધખોળ ખોદકામ તેમજ કનિષ્કના સિક્કાઓ ઉપરથી એના રાજ્યના વિસ્તારનો, ધર્મપ્રચારને માટેના એના પ્રયાસોનો દેશમાં પ્રવર્તેલી સુલેહશાંતિ અને સુવ્યવસ્થાનો સવિસ્તર ઇતિહાસ મળે છે. પામીરના મેદાન, વેરાન અને પહાડી પ્રદેશને ઓળંગી ચીનાઓને હરાવ્યા એ એના ધૈર્ય, શૌર્ય અને શક્તિનો ખ્યાલ આપે છે. એના યુગનો એ મહાસેનાની હતો. એ હમેશાં સેનાને મોખરે ઝઝૂમતો. એ વ્યૂહરચના અને વિગ્રહની બાજીમાં પારંગત હતો, તોપણ ઇતિહાસમાં એનું નામ એક મહાસેનાની તરીકે નહિ પણ બૌદ્ધ ધર્મના પ્રચારક તરીકે અમર થયું છે. બૌદ્ધ લેખકો એને બીજો અશોક કહે છે. બૌદ્ધ ધર્મી હોવા છતાં બીજા ધર્મો તરફની એની સહિષ્ણુતા ખરેખર પ્રશંસનીય હતી. એણે પોતાના વિવિધ પ્રકારના સિક્કાઓ પડાવ્યા હતા. એક સિક્કા પર બુદ્ધ ભગવાન ગ્રીક પહેરવેશમાં માલૂમ પડે છે, જ્યારે બીજા સિક્કા પર તેઓ હિંદી પહેરવેશમાં છે.

**કનિષ્ક અને બૌદ્ધ ધર્મની સભા**

એણે બૌદ્ધ ધર્મનુ સરંક્ષણ કરવા અને બ્રાહ્મણધર્મ તેમ જ યવનધર્મથી રક્ષણ કરવા બૌદ્ધ ધર્મીઓની એક મોટી સભા અશ્વઘોષના આધિપત્ય હેઠળ કાશ્મીરમા બોલાવી આ સભાએ બૌદ્ધ ધર્મના સિદ્ધાતો તપાસી બુદ્ધ ભગવાનના ઉપદેશસગ્રહ "ત્રિપિટક"ની પુનરાવૃત્તિ કાઢી. આ સભાએ બૌદ્ધ ધર્મના અઢાર સપ્રદાયો માન્ય રાખ્યા અને "ત્રિપિટક" પર 'મહાવિભાષા' નામની ટીકાનુ પુસ્તક લખાવ્યુ આખો ગ્રથ તાંબાના પતરા પર કોતરાવ્યો હતો

કનિષ્કના વખતમા અસલ બૌદ્ધ ધર્મમા બહુ ફેરફારો દાખલ થયા હતા હિંદ પર જુદી જુદી પરદેશી જાતિઓના આક્રમણને લીધે તેમજ બ્રાહ્મણધર્મના પુનરુદ્ધારને લીધે બૌદ્ધ ધર્મની જ્યોત ઝાખી પડી હતી અત્યાર સુધીમા જે મુખ્ય હિંદુ તત્ત્વો પર એ ધર્મ રચવામા આવ્યો હતો તે ભૂલી જવાયા હતા અને તેની જગ્યાએ નવા વિચારો, નવી કલ્પનાઓ અને નવી ભાવનાઓ હયાતીમા આવી હતી લોકોમા કોલાહલ થયો, તેમની શ્રદ્ધા ધીમે ધીમે ઊઠવા માડી, અને મહાત્મા ગૌતમબુદ્ધને માટે જે માન હતુ તે ઘટવા માડ્યુ બીજા ધર્મ સાથે હરીફાઈ થવાથી બૌદ્ધધર્મમા ફેરફારો કરવા પડ્યા આથી નવા જમાનાને અનુકૂળ, જનતાને માન્ય એવો નવો સપ્રદાય—**મહાયાન** હયાતીમા આવ્યો અને અસલ બૌદ્ધ ધર્મ **હીનયાન** તરીકે ઓળખાયો મહાયાન આજે તિબેટ, નેપાળ, ચીન, કોરીઆ અને જાપાનમા વર્તમાન છે, જયારે હીનયાન હજુ લકા, સિયામ અને બ્રહ્મદેશમા ચાલે છે મહાયાનના ગ્રંથો સસ્કૃતમા છે, હીનયાનના પ્રાકૃતમા છે

**આર્થિક સ્થિતિ**

કનિષ્કના વખતમા આ દેશનો વેપાર ઘણો જ ખીલ્યો હતો પ્રાચીન કાળથી હિંદનો વેપાર ઇરાન, મેસો પોટેમિયા, તુર્કસ્તાન, ગ્રીસ, અને રોમ સાથે ચાલતો આ સમયે દક્ષિણ હિંદુસ્તાનથી છેક રોમ સુધી માલ જતો અહીંથી રોમન લોકો માટે મરચા, તેજાનો,

નાનાવિધના અમૂલ્ય પથ્થરો, ઊંચી જાતના વસ્ત્રો, હીરા અને ઝવેરાતનો ઘણો મોટો જથ્થો ત્યાં જતો હતો આપણા દેશની મલમલ, કિનખાબ અને બીજા ભરેલા વસ્ત્રોની યુરોપની બજારમાં મોટી ખપત હતી આ મોજશોખની વસ્તુઓ આપણા દેશમાંથી ખરીદાતા પ્રત્યેક વર્ષે ઘણું સોનાનાણું રોમથી અહીં આવતું વળી આપણા દેશમાંથી સિંહ, વાઘ, ચિત્તા, હાથી આદિ પ્રાણીઓને રોમના લોકો દરબારમાં રાખવા માગ્યું મૂલ્ય આપતા ચીન દેશની સાથે પણ ધીકતો વેપાર હતો

**કળા** એના સમયમાં શિલ્પ અને સ્થાપત્ય કળા ઉચ્ચ કોટિએ પહોંચી હતી એણે ઘણા મંદિરો, વિહારો અને સ્તૂપો બંધાવ્યા હતા એના પાટનગરમાં બુદ્ધના અવશેષો પર એક મોટો લાકડાનો ૪૦૦ ફૂટ ઊંચો સ્તંભ ઊભો કરવામાં આવ્યો હતો મથુરાના સંગ્રહસ્થાનમાં એની એક ઘણી જ સુંદર તેમજ ભવ્ય મૂર્તિ છે પણ તેનું મસ્તક નથી

**સાહિત્ય** કનિષ્ક વિદ્યાવ્યસની હતો આયુર્વેદના વિવેચક, વૈદકશાસ્ત્રમાં પારંગત ચરક કનિષ્કના દરબારમાં રાજવૈદ્ય હતા એણે ઘણા પ્રમાણભૂત પુસ્તકો લખ્યા છે મહાન વિદ્વાન અને લેખક અશ્વઘોષ અને નાગાર્જુન પણ એના દરબારમાં હતા અશ્વઘોષે બુદ્ધચરિત નામનું એક મહાકાવ્ય લખ્યું છે એ સંગીતમાં પાવરધો હતો **નાગાર્જુને** મહાયાન સંપ્રદાયના સૂત્રો લખ્યા છે **કુમારજીવ** નામના પંડિતે અશ્વઘોષ અને નાગાર્જુનના જીવનચરિત્રો લખ્યા છે બીજો વિદ્વાન **વસુમિત્ર** એના સમયમાં થઈ ગયો આ ત્રણે વિદ્વાનો બૌદ્ધ માર્ગી હતા સાહિત્યમાં રાજા કનિષ્કનું નામ આ વિદ્વાનોની સાથે જોડાયલું છે એના સમયની સાહિત્યની ખીલવણી અને પ્રવૃત્તિઓ આ વિદ્વાનોના નામ પરથી જણાય છે

એના વખતમાં **તક્ષશિલા** અને **પુરુષપુર** (પેશાવર) વિદ્યા તેમજ વેપારના મુખ્ય મથકો હતા તક્ષશિલા આખા એશિયાનું

વિશ્વવિદ્યાલય હતુ, અને ત્યા ભિન્નભિન્ન જાતિના અસખ્ય વિદ્યાર્થીઓ અભ્યાસને માટે આવતા લગભગ ૩૦ વર્ષ રાજ્ય કરી ઈ સ ૧૫૫ મા એ મરણ પામ્યો

**ગુણાવલોકન**

કનિષ્ક એક મહાન બળવાન અને પ્રભાવશાળી રાજા હતો એક મોટા સરદાર તરીકે તેમજ બૌદ્ધ ધર્મના પ્રચારક તરીકે એનુ નામ મશહૂર છે એની કીર્તિ આખા એશિયા ખડમા ફેલાઈ હતી એને વિષે ઘણી દતકથાઓ પ્રચલિત છે બૌદ્ધ ધર્મી હોવા છતા અશોકની માફક એણે તરવાર મ્યાનમા રાખી નહિ હતી એ પ્રદેશો જીતવામા અને બૌદ્ધ ધર્મ ફેલાવવામા ગૌરવ માનતો હતો ધર્મની ધગશ અને ઝનુન હોવા છતા એ પરધર્મીઓ તરફ સહિષ્ણુ હતો કુશાન જાતિનો હોવા છતા છેવટે આર્ય સસ્કૃતિનો એ જ્યોતિર્ધર બન્યા એના સિવાય બીજા કોઈ પણ હિંદના રાજાએ એશિયા ખડના આટલા મોટા પ્રદેશ પર રાજ્ય કર્યું નથી ખરી રીતે એ હિંદુસ્તાનના કરતા મોટે ભાગે એશિયાનો રાજા હતો કનિષ્ક, એનુ રાજ્ય, એના રાજાની પ્રવૃત્તિઓ અને તેના પરિણામો મિશ્રિત ધર્મ અને સસ્કૃતિનુ શુ પરિણામ આવે છે તેનુ તાદૃશ ચિત્ર ખડુ કરે છે યુદ્ધકળામા વિજયપ્રાપ્તિમા, ધર્મપ્રચારમા, સાહિત્યમા અને કળામા એણે સારી નામના મેળવી હતી

કનિષ્કના પછી તેનો પુત્ર હવિષ્ક ગાદીએ આવ્યો એને રાજ્યકારભારનો ઘણો અનુભવ હતો એના સિક્કાઓ પ્રખ્યાત છે કહેવાય છે કે હવિષ્કે કાશ્મીરમા બારામૂલાની પાસે એક નવી રાજધાની સ્થાપી ત્યા ઘણા મઠો અને વિહારો બધાવ્યા હતા

હવિષ્ક પછી વાસુદેવ ગાદીએ આવ્યો પણ આ વખતે કુશાન રાજ્યના વિભાગો થવા માડ્યા હતા એના સિક્કા પર શિવ ને પોઠીઆની છબીઓ માલમ પડે છે એના સમયમા રાજ્યમા અશાન્તિ અને અરાજકતા ફેલાઈ, અને ઈ સ ૨૨૬ મા એના મરણની સાથે કુશાન રાજ્યનો અત આવ્યો એ જ સમયે દક્ષિણમા આધ્ર રાજ્યનો અત આવ્યો અને ઈરાનમા પાર્થિયન રાજ્યની સમાપ્તિ થઈ

**દક્ષિણનાં રાજ્યો** આજ સમયે દક્ષિણમા **પાંડ્ય, ચોલ** અને **કેરળ** વંશના રાજાઓ રાજ્ય કરતા હતા તેઓ ઘણા જ ધનાઢ્ય અને બળવાન હતા પાંડ્ય રાજાનો મુલક મદુરા અને તીનેવેલીનો હતો, ચોલ રાજાઓનુ રાજ્ય કોરોમાંડલ સુધી હતુ, અને કેરળ વંશના રાજાઓના હાથમા મલબાર, કોચીન અને ત્રાવણકોરનો પ્રદેશ હતો

કુશાન રાજ્યના અંત પછી હિંદુસ્તાનમા લગભગ સો વર્ષ સુધી અરાજકતા તેમજ અંધાધુંધી પ્રવર્તી આંતર રાજ્યોમા પરસ્પર ઈર્ષ્યા અને કલહો થયા અને તેઓ માંહોમાંહે લડયા આ એક સદીની અંધાધુંધી પછી ગુપ્તરાજ્ય હયાતીમા આવ્યુ ગુપ્તવંશે આખા હિંદુસ્તાનમા શાંતિ અને વ્યવસ્થા સ્થાપી

# પ્રકરણ ૧૪

## ગુપ્તકાળ—ઈ. સ. ૩૨૦ થી ૫૩૦

## ચંદ્રગુપ્ત—ઈ. સ. ૩૨૦–૩૩૦

ઈ સ ના ત્રીજા સૈકામા કુશાન રાજ્યની પડતી થઈ અને દેશમા સાર્વભૌમ સત્તાને અભાવે ઘણા સ્વતંત્ર રાજ્યો હયાતીમા આવ્યા અને અરાજકતા ફેલાઈ ત્યારે પાટલિપુત્ર વૈશાલીના લિચ્છવી વંશના રાજાઓના હાથમા હતુ ગુપ્તવંશના પ્રતાપી ચંદ્રગુપ્તે મગધનુ રાજ્ય જીતી લીધુ અને લિચ્છવી રાજાની કુમારી કુમારદેવી સાથે લગ્ન કર્યાં આથી એની પ્રતિષ્ઠા અને સત્તા વધી ઈ સ ૩૦૮ મા એણે અયોધ્યા સુધીનો પ્રદેશ સર કર્યો એના પ્રભાવથી કેટલાક રાજ્યોએ તાબે થઈ એને ખંડણી ભરવાની શરૂ કરી જે તાબે ન થયા તે જિતાઈ ગયા આમ બાર વર્ષ સુધી મુલકો તાબે કર્યા પછી એનો રાજ્યાભિષેક થયો. તેજ વર્ષથી એટલે ઈ સ ૩૨૦ થી નવો શક શરૂ થયો પછી કેટલાક વર્ષો રાજ્યવ્યવસ્થામા ગાળી ઈ સ ૩૩૦ મા એ મરણ પામ્યો પોતાની સ્ત્રીનુ નામ અમર રાખવા એણે એના અને એની સ્ત્રી કુમારદેવીની છાપવાળા સિક્કાઓ પડાવ્યા હતા

**ચક્રવર્તી સમુદ્રગુપ્ત 330–375**

પરાક્રમી માતાપિતાનો પુત્ર પરાક્રમી હોય કુમારદેવીથી ચંદ્રગુપ્તને સમુદ્રગુપ્ત જન્મ્યો હતો પોતે જ્યેષ્ઠ પુત્ર નહિ હોવા છતા અતુલ પરાક્રમથી એણે યુવરાજપદ પ્રાપ્ત કીધુ હતુ ૫૦ વર્ષના અમલમા એના દિગ્વિજય, શૌર્ય, કુનેહ વિવેકબુદ્ધિ, અને ઉદાર રાજનીતિથી એની કીર્તિ એક મહારાજા, વિજેતા, અને પહેલી પંક્તિના રાજપુરુષ તરીકે ફેલાઈ

સમુદ્રગુપ્તનો દિગ્વિજય રાજકવિ હરિષેણે લખેલા અલાહાબાદના વિજયસ્તંભના લેખ પરથી સવિસ્તર માલમ પડે છે એણે ગાદીએ આવતા જ દિગ્વિજયની હામ બીડી હતી.

એના દિગ્વિજયના ત્રણ પ્રકાર છે એણે કેટલાક મોટા વિરોધી

રાજાઓને મારી નાખી તેમના રાજ્યો ખાલસા કરી પોતાના રાજ્ય સાથે જોડી દીધા કેટલાક રાજાઓને હરાવ્યા, કેદ કર્યા, પણ પાછા છોડી તેમના રાજ્યો તેમને સુપ્રત કર્યા આ રાજાઓએ એનુ સાર્વભૌમપણુ સ્વીકાર્યું કેટલાક સરહદ પરના રાજ્યો એના પ્રભાવથી પોતાની મેળે તાબે થયા સમુદ્રગુપ્તનો વિજય શસ્ત્રનો વિજય હતો એના દિગ્વિજયનો હેતુ આખા ભારતવર્ષમા સાર્વભૌમસત્તા સ્થાપી, સુનેહશાન્તિનુ સામ્રાજ્ય પ્રવર્તાવી રાષ્ટ્રજીવનના પ્રત્યેક અંગની સંપૂર્ણ ખીલવણી કરવાનો હતો

દિગ્વિજયને અંતે એના રાજ્યનો વિસ્તાર ઉત્તરમા હિમાલય (કાશ્મીર સિવાય) દક્ષિણમા નર્મદા પૂર્વમા બ્રહ્મપુત્રા અને પશ્ચિમમા જમના અને ચમ્બલ નદીઓ સુધી હતો આ ઉપરાંત પશ્ચિમમા પંજાબ અને માળવાના યૌધેય અને માળવ લોકોએ એની સત્તા સ્વીકારી હતી તેમજ પૂર્વમા સમતટ વગેરે જાતિઓ એને ખંડણી ભરતી હતી આ ઉપરાંત કુશાન રાજાઓ અને સિંહલદ્વીપનો મેઘવર્ણ રાજા એની આના સ્વીકારી માન આપતા

એના વિજયને અંતે એણે અશ્વમેધ યજ્ઞ કર્યો જે ધન જુદા જુદા રાજ્યોમા ફરીને લાવ્યો હતો તે એણે બ્રાહ્મણો ને સુભગોને આપ્યુ આ મહાયજ્ઞ કરવાથી એની કીર્તિ દિગન્તમા ફેલાઈ અને એની આરા ધિં મા આણુ ફરી આ યજ્ઞના સ્મરણાર્થે એણે અશ્વ તથા યજ્ઞવેદિની છાપવાળા સોનાના સિક્કાઓ પડાવ્યા

સમુદ્રગુપ્ત ઘણો જ દેખાવડો હતો એનામા અસાધારણ શક્તિ હતી એ ઘણો જ બળવાન અને હોશિયાર લડવૈયો હતો એટલુ જ નહિ પણ એ કાવ્ય અને કળાનો પ્રેમી હતો એ જાતે કવિ હતો એનો સંગીતનો પ્રેમ એના સિક્કા પરથી જણાય છે સિક્કામા એ હાથમા વીણા લઈ ઉચ્ચ આસને બેઠેલો માલમ પડે છે એને વિદ્વાનોનો સમાગમ પ્રિય હતો ધર્મપુસ્તકોના રક્ષણ માટે એણે ઘણા વિદ્વાનોને રાખ્યા હતા હિંદુધર્મી હોવા છતા એ પરધર્મીઓ તરફ ઉદારતાથી વર્તતો વસુબધુ નામના જગવિખ્યાત બૌદ્ધ લેખકને એણે એના દરબારમા આશ્રય આપ્યો હતો લગભગ ઈ સ ૩૭૫ મા એનો કાળ થયો


મથુરા
કાનપુર
પ્રયાગ
ઉજ્જૈન
ગયા
પાટલીપુત્ર
સમુદ્રગુપ્તનું
સામ્રાજ્ય
ઈ. સ. ૩૪૦
સમુદ્રગુપ્તનો
દક્ષિણનો દિગ્વિજય

સમુદ્રગુપ્ત પછી એનો પુત્ર ચંદ્રગુપ્ત બીજો ગાદીએ આવ્યો. ગાદીએ બેસતાં જ એણે ગુજરાત અને માળવાના ક્ષત્રપ રાજાઓને હરાવ્યા. આ વખતે ઉજ્જયિની જાહોજ્લાલી, મહત્તા અને ગૌરવની પરાકાષ્ઠાએ પહોંચી હતી. સાર્વભૌમ સત્તા સ્થાપવા ઉજ્જયિનીની જીત આવશ્યક હતી. તેથી ચંદ્રગુપ્તે અનુપમ પરાક્રમથી ઉજ્જયિની જીતી. આ કારણથી એ **વિક્રમાદિત્ય*** કે "પરાક્રમના સૂર્ય" તરીકે ઓળખાયો.

**બીજો ચંદ્રગુપ્ત**
**વિક્રમાદિત્ય**
**ઈ. સ. ૩૭૫ થી ૪૧૩**

ચંદ્રગુપ્ત ઘણો જ પ્રતાપી અને સમર્થ યોદ્ધો હતો એ તીવ્ર બુદ્ધિ અને અનુકૂળ સજોગોને લીધે સગીન કામ કરી શક્યો. લડાઈમા જતો હોય કે સિંહની સાથે લડતો હોય એવા ચિત્રોવાળા એણે સિક્કાઓ પડાવ્યા. આ ઉપરથી એની લડાયક શક્તિ, પરાક્રમ, અને સાહસિક સ્વભાવનુ ભાન થાય છે. એના ગૌરવ, ઉદારતા, તથા ગરીબતવગર તરફ સમાન દૃષ્ટિથી અને એના રાજ્યમાં થએલી સર્વદેશીય સસ્કૃતિની ખીલવણીથી એનુ નામ ગુપ્તકાળમા સુવર્ણાક્ષરે લખાયું છે. એ પરદુ ખભજન હતો.

સાહિત્યના ક્ષેત્રમા આ રાજાએ બીજા કોઈ પણ હિંદુ રાજા કરતા વધારે ખ્યાતિ મેળવી છે. એના દરબારના નવ વિદ્વાનો–**ધન્વંતરી ક્ષપણક, અમરસિંહ, શંકુ, વેતાલભટ્ટ, ઘટકર્પર, કાલિદાસ, વરાહમિહિર** અને **વરરુચિ**, નવરત્ન તરીકે ઇતિહાસમાં તેમ જ સાહિત્યમા પ્રખ્યાત છે. આ નવમા સૌથી વધારે વિદ્વાન્ અને

* આપણા દેશના ઇતિહાસમા વિક્રમાદિત્યનુ નામ પ્રખ્યાત છે. વિક્રમ સંવત એના નામથી ચાલે છે. કહેવાય છે કે વિક્રમાદિત્ય ઉજ્જયિનીનો રાજા હતો અને શક લોકોને હરાવી એણે ઈ. સ. પૂ. ૫૭ માં વિક્રમ **સંવત** શરૂ કર્યો હતો, અને કાલિદાસ આદિ નવ રત્નો એના દરબારમાં હતા, પણ આને માટે ઐતિહાસિક પુરાવો નથી. જે પુરાવો મળે છે, તે પરથી જણાય છે કે ચંદ્રગુપ્ત રાજાના દરબારમાં આ નવ રત્નો હતા.

3

પ્રસિદ્ધ કવિકુલગુરુ **કાલિદાસ** હતો. એના ઉત્તમ મહાકાવ્યો રઘુવંશ ને કુમારસંભવ છે, નાટકો શાકુન્તલ, વિક્રમોર્વશીય અને માલવિકાગ્નિમિત્ર છે, અને ખંડકાવ્યો મેઘદૂત અને ઋતુસંહાર છે. પ્રખ્યાત સંસ્કૃત અમરકોશનો કર્તા **અમરસિંહ** હતો. **ક્ષપણક** એક બૌદ્ધ જ્યોતિર્વેત્તા હતો **ધન્વંતરિ** એક મોટો વૈદ્ય હતો **વરરુચિ** મહાન વ્યાકરણકાર હતો **વરાહમિહિર** મહાન ખગોળવેત્તા હતો **ઘટકર્પર** મહાન શિલ્પકાર હતો **શંકુ** મોટો મોજણીદાર હતો **વેતાલભટ્ટ** મંત્રવિદ્યામા પારંગત હતો ચંદ્રગુપ્ત કેટલો સાહિત્યપ્રેમી હતો તે એના દરબારના આ રત્નો પરથી જણાય છે અકબરના નવ રત્નો કરતા આ નવ રત્નો વધારે પ્રભાવશાળી હતા પંચતંત્રની વાર્તા આ સમયમા લખાઈ હતી

**ફાહિયાનનો પ્રવાસ અને તેનું તે સમયના હિંદનું વર્ણન**

ઈ સ ૩૯૯ મા **ફાહિયાન** નામનો ચીની મુસાફર બૌદ્ધ ધર્મનો અભ્યાસ કરવા, એ ધર્મના ગ્રંથોની નકલો લેવા, બુદ્ધનુ નિવાસસ્થાન પ્રત્યક્ષ નિહાળવા, તેમજ બુદ્ધની મૂર્તિઓ મેળવવા હિંદને પ્રવાસે આવ્યો હતો એ પેશાવરને રસ્તે હિંદમા દાખલ થઈ મથુરા ગયો ત્યાની સ્થિતિ ને સંસ્કૃતિનુ એ સવિસ્તર વર્ણન આપે છે ત્યાર પછી એ અશોકની પાટનગરી પાટલિપુત્ર ગયો આ વખતે પાટલિપુત્રના રાજમહેલો રમ્ય અને ભવ્ય હતા ફાહિયાને જ્યારે પાટલિપુત્રનુ પહેલી વાર દર્શન કર્યું અને અશોકના રાજમહેલોની બાંધણી અને મીનાકારી જોઈ ત્યારે એને ખરેખર લાગ્યુ કે એ કામ અમાનુષિક છે પાટલિપુત્ર વિદ્યાનુ કેન્દ્રસ્થાન હતુ ને ત્યા ઘણા વિદ્યાર્થીઓ વસતા હતા

**દેશની સ્થિતિ**

ફાહિયાન કહે છે કે તે સમયે લોકો સમૃદ્ધ અને સુખી હતા. જમીન ખેડનારને નિશ્ચિત વેરો આપવો પડતો કર ભરનારને અમલદાર તરફથી હેરાનગતી થતી નહિ દેહાંતદંડની શિક્ષા કરવામા આવતી નહિ અપરાધીઓને માત્ર નાણાનો જ દંડ કરવામા

આવતો બળવો કરનારનો તેમજ લોકોને દુષ્ટ માર્ગે દોરનારનો જમણો હાથ કાપી નાખવામાં આવતો. ચાંડાળ અને ભંગી સિવાય લોકો મદ્યપાન કરતા નહિ પ્રાણીની હિંસા થતી નહિ ભંગીઓને શહેરની બહાર રહેવું પડતુ. અતિથિનો સત્કાર ઘણાજ વિવેકથી થતો. ભૂતદયાના અને શાસ્ત્રોના વિવેચનમા લોકો નિમગ્ન રહેતા. ધનિકોએ ખોલેલા ધર્માદા દવાખાનાઓ તેમજ મુસાફરોને માટે ધર્મશાળાઓ ઠેકાણે ઠેકાણે હતી રસ્તા પર કુવાઓ ખોદાવવામા આવ્યા હતા. પાટલિપુત્રમા અશક્ત અને નિરાધારોને માટે એક મોટું દવાખાનું હતુ અને ત્યા ઔષધ, ભોજન, અને બીજી જરૂરીઆતની ચીજો મફત આપવામા આવતી સિંધુ નદીથી મથુરા સુધી ઠેકાણે ઠેકાણે બૌદ્ધધર્મના મઠો હતા અને પ્રત્યેક મઠમા હજારો ભિક્ષુકો રહેતા. ફક્ત મથુરામા જ વીસ મઠો હતા. રાજનીતિ અહિંસા પર રચાયલી હતી

**રાજ્યપ્રબંધ**

ફાહિયાનના વર્ણન પ્રમાણે આ સમયની શાસનપદ્ધતિ ઉચ્ચ કોટિની હતી. લોકજીવનમા રાજા માથુ મારતો નહિ પ્રજાના વ્યક્તિસ્વાતંત્ર્ય તેમજ હકકો ઉપર કદાપિ તરાપ પડતી નહિ પ્રજાની બાબતમા નિરર્થક માથુ મારવામા ડહાપણ નથી એ ગુપ્ત રાજાઓ સારી રીતે જાણતા હતા તેઓ લોકોને લાંબો વખત સુધી તુરંગમા પૂરી રાખવાની તેમજ તેમને મૃત્યુદંડ દેવાની વિરુદ્ધ હતા રાજ્યાધિકારીઓને નિયત પગાર આપવામા આવતો. દિલ્લીમા કુતુબમિનાર પાસે જે એક લોટાનો મોટો વિજયસ્તંભ છે તે આ રાજાનો છે. આ સ્તંભ પરથી તે વખતના હુન્નરઉદ્યોગની સ્થિતિનુ ભાન થાય છે.

ફાહિયાને કોઈ પણ સ્થળે ધાર્મિક અત્યાચારનો ઉલ્લેખ કરેલો જણાતો નથી. ગુપ્ત વંશના રાજાઓ ઘણુ કરીને હિંદુધર્મી હતા. પરંતુ તેઓ બૌદ્ધ અને જૈન ધર્મને પણ આશ્રય અને માન આપતા. ધર્મના પાલનમા પૂર્ણ સ્વતંત્રતા હતી. રાજાઓ પક્ષપાતી કે ધર્માન્ધ ન હતા. હિંદુધર્મના મંદિરો અને બૌદ્ધ ધર્મના વિહારો પાસે પાસે હતા. બંને ધર્મના અનુયાયીઓ સુલેહ શાંતિમા રહેતા. બૌદ્ધ ધર્મનો અભ્યાસ કરી, તે ધર્મના ગ્રંથોની નકલો અને કેટલીક મૂર્તિઓ લઈ ઈ. સ. ૪૧૧ મા ફાહિયાન ચીન ગયો.

ચંદ્રગુપ્ત પછી એનો પુત્ર કુમારગુપ્ત ગાદીએ આવ્યો એણે લગભગ ૪૦ વર્ષ નિર્વિઘ્ને રાજ્ય કર્યું એણે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો એની કારકિર્દીના અંતમાં હૂણ લોકોના ટોળા સમુદ્રના મોઝાની માફક હિંદુસ્તાન પર ચઢી આવ્યા અને ગુપ્ત રાજ્યની પડતી શરૂ થઈ.

**સ્કન્દગુપ્ત—**
**૪૫૫-૪૬૭**

કુમારગુપ્ત પછી એનો પુત્ર સ્કન્દગુપ્ત ગાદીએ આવ્યો એ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે રાજ્ય દુશ્મનોથી ઘેરાયલું હતું જંગલી હૂણ લોકો મધ્ય એશિયામાં લૂટ ચલાવી ધાંધળ મચાવી રહ્યા હતા તે હિંદુસ્તાન પર ચઢી આવ્યા. સ્કન્દગુપ્તે તેમને મારી હઠાવ્યા અને વિજયના સ્મારક તરીકે બનારસની નજીક ગાઝીપુર જીલ્લામાં એક કિર્તિસ્તંભ રોપાવ્યો અને તેના પર વિષ્ણુની મૂર્તિ સ્થાપી ચઢાઈ ને વિજયનો વૃત્તાંત કોતરાવ્યો આ સ્તંભ હજુ પણ મોજૂદ છે એણે કાઠીઆવાડમાં એક રાજપ્રતિનિધિ નીમ્યો સ્કન્દગુપ્ત પછી પુરગુપ્તે પાંચ વર્ષ રાજ્ય કર્યું તેના પછી નરસિંહગુપ્ત બાલાદિત્ય ગાદીએ બેઠો આ રાજા બળવાન અને ધાર્મિક હતો એણે નાલંદના પ્રખ્યાત વિશ્વવિદ્યાલયને આશ્રય આપી ત્યાં બૌદ્ધોને માટે મોટું વિશ્વવિદ્યાલય બંધાવ્યું એ ૩૦૦ ફુટ ઉંચું હતું ને તેમાં હીરા, સોનું અને જવાહિરો જડવામાં આવ્યા હતા એણે પંડિતોને બોલાવીને તત્ત્વજ્ઞાનની ચર્ચા કરી ઈ સ ૫૨૮ માં એણે માળવાના રાજા યશોધર્માની મદદથી મિહિરકુલ હૂણને નસાડ્યો એના પછી એનો પુત્ર બીજો કુમારગુપ્ત ગાદીએ બેઠો તે થોડા સમયમાં મરણ પામ્યો અને ઈ. સ ની ૬ઠ્ઠી સદીના મધ્યમાં ગુપ્તવંશની સમાપ્તિ થઈ

**ગુપ્તવંશની જાહોજલાલી, ધર્મની જાગૃતિ, સંસ્કૃતિ, સાહિત્યવિજ્ઞાન અને કળા**

ગુપ્તકાળ હિંદુસ્તાનના ઇતિહાસનો સુવર્ણ યુગ છે સર્વદેશીય સંસ્કૃતિની ખીલવણીને માટે આ સમય અપ્રતિમ છે જો રાજ્યમાં આબાદી, સુલેહ શાંતિ અને વ્યવસ્થા હોય તો જ આવી સર્વદેશીય સંસ્કૃતિ જન્મે છે સમાજજીવનમાં સ્વતંત્રતા અને સર્જનના ઓતપ્રોત થઈ હતી અને

તેની સ્ફૂરણા સાહિત્ય, કળા, વિજ્ઞાન, સ્થાપત્ય, તત્ત્વજ્ઞાન, ધર્મ તેમ જ લલિતકળામાં થઇ હતી. ગુપ્ત રાજાઓ હિંદુધર્મી હતા છતાં એમની ધર્મસહિષ્ણુતા અસાધારણ હતી. સંસ્કૃત ભાષાને આ સમયમાં પણ ઊંચુ સ્થાન મળ્યું. કાયદાના પુસ્તકો સંસ્કૃત ભાષામાં રચાયાં. સિક્કાઓ પર પણ આ જ ભાષા લખાઈ, અને રાજ્યવ્યવહારમાં પણ આ જ ભાષા સ્વીકારાઈ. સમ્રાટ અશોકે તેમ જ આંધ્ર રાજાઓએ પ્રાકૃત ભાષા વાપરી, ત્યારે ગુપ્ત કાળમાં સંસ્કૃત ભાષા વ્યવહારની, કવિઓની અને વિદ્વાનોની ઘરગથ્થુ ભાષા બની રહી. ફક્ત આ જ હકીકતથી એ સમયના લોકોની માનસિક ખીલવણીનું ભાન થાય છે ચંદ્રગુપ્તના નવ રત્નો વિષે આપણે આગળ વિવેચન કરી ગયા. આ ઉપરાંત વિશાખદત્તે **મુદ્રારાક્ષસ** એ સમયમાં લખ્યું **મૃચ્છકટિક** પણ રચાયું **વાયુપુરાણ** અને **વિષ્ણુપુરાણ** રચાયાં મનુસ્મૃતિ, રામાયણ, અને મહાભારતની પુનરાવૃત્તિઓ થઇ. એજ સમયમાં **આર્યભટ્ટ, વરાહમિહિર** અને **બ્રહ્મભટ્ટ** નામે ત્રણ મોટા ગણિતશાસ્ત્રીઓ થઇ ગયા

આ સમયે હિંદુસ્તાનનો વેપાર ધમધોકાર ચાલતો હતો. યુરોપના દેશો સાથે વેપાર ભરૂચ, સોપારા, અને ખંભાત બંદરેથી થતો તેમના વહાણો કોરોમાંડલ કિનારા સુધી આવતા પૂર્વમાં તામ્રલિપ્તિ (તામુલુક) બંદરેથી સિંહલદ્વીપ અને જાવા સુધી વેપાર ચાલતો

શિલ્પ અને સ્થાપત્યમાં પણ આ સમય જ્વલંત હતો. ગુપ્તકાળની ઘણી રમ્ય અને ભવ્ય ઇમારતોના કેટલાક નમુનાઓ હજુ મોજૂદ છે ઝાંસી જીલ્લાના લલિતપુર વિભાગમાં દેવગઢ ગામમાં હજુ પણ તે સમયનુ એક પથ્થરનું દેવળ છે, જે તે સમયની અદ્‌ભુત ચિત્રકળાનો ખ્યાલ આપે છે કાનપુર જીલ્લામાં બીજા ચંદ્રગુપ્તના સમયનુ ઇંટનું દેવળ અદ્‌ભુત છે. દિલ્હીનો લોહાનો સ્તંભ શિલ્પકળા ને હુન્નરનું ચિત્ર ખડુ કરે છે છઠ્ઠી સદીમાં નાલંદમાં મહાત્મા બુદ્ધની ૮૦ ફુટની ઊંચી તામ્રમૂર્તિ બનાવવામાં આવી હતી સુલતાન ગંજની ૭ા ફુટ ઊંચી મૂર્તિ હજુ પણ સંગ્રહસ્થાનમાં જળવાઇ રહી છે. એલોરાની ગુફાઓમાં **વિશ્વકર્માનું મંદિર, ચૈત્યગૃહ,**

**અને કૈલાસ મંદીર, અજંટાની** ગુફાના સુંદર જીવંત ચિત્રો, અને લંકામાંના કેટલાક ચિત્રકામો આ સમયની ઉત્તમ કળાના નમુના છે. ગુપ્ત રાજાના સિક્કાઓ, ખાસ કરીને સમુદ્રગુપ્તના, તે વખતની કળાને



અજન્ટાની ગુફામાં એક વિહારની અંદરનો દેખાવ

માટે માન ઉપજાવે છે. અજન્ટાની ગુફાઓ મોટે ભાગે આ સમયમાં જ કોતરાઇ* એની મીનાકારી એટલી મનોરમ અને બારીક છે,

*અજન્ટાની ગુફાઓ ઇ. સ. પૂ. ૧ લી સદીથી તે છેક ૮ મી સદીમાં કોતરાઇ હોય એમ લાગે છે.

એના ચિત્રો એટલા સુંદર અને જીવંત છે, કે આખી દુનિયાના લોકો એની મુક્તકંઠે પ્રશંસા કરે છે અને નમન કરે છે ભારતની સંસ્કૃતિ આ સમયે પરાકાષ્ઠાએ પહોંચી હતી

**હૂણ લોકો**

હૂણ લોકો વિશે પૂરી માહિતી મળતી નથી ચંદ્રગુપ્ત મૌર્યના સમયથી એમનું નામ ઇતિહાસમા જાણીતુ હતુ એમણે ચીનીઓને સખત ત્રાસ આપ્યો હતો એમના હુમલાથી બચવા ચીનીઓએ ૧૫૦૦ માઈલની દીવાલ બાંધી હતી એમની ઘણી શાખાઓમાથી એક શાખાએ હિંદુસ્તાન પર ચઢાઈ કરી, પણ ઈ સ ૪૫૫ મા ગુપ્ત રાજા સ્કન્દગુપ્તે તેમને સખત હાર આપી હાંકી કાઢ્યા ત્યાર બાદ તેમના ટોળેટોળા હિંદ પર ચડી આવ્યા ઈ સ ૪૯૯ મા તોરમાણ નામના સરદારે હૂણ રાજ્ય સ્થાપ્યુ ઈ સ ૫૦૨ મા તોરમાણનો નામાંકિત પુત્ર મિહિરકુલ ગાદીએ આવ્યો એની રાજધાની શિયાલકોટમા હતી સ્વભાવે એ અત્યંત ઘાતકી ક્રૂર અને હિંસક હતો એણે બૌદ્ધ સાધુ અને સાધ્વીઓની કતલ કરી પોતાની મોજને ખાતર એણે હાથીઓને ઊંચા કરાડ પરથી ગબડાવી મારી નખાવ્યા એની આસુરી વૃત્તિથી એણે લોકોમા ત્રાસ વર્તાવ્યો એણે ગુપ્તરાજ્યને ખોખરૂ કર્યું ઈ સ ૫૨૦ મા નરસિંહ બાલાદિત્યે માળવાના રાજા યશોવર્માની મદદથી મિહિરકુલને હાર આપી તે નાસીને કાશ્મીર ગયો આ લડાઈમા યશોવર્માનું શૌર્ય ઝળકી નીકળ્યુ અને તેની કીર્તિ ચોમેર ફેલાઈ ટૂંક સમયમા હૂણોની સત્તા નાશ પામી

**પુરાણોનો સમય ઈ.સ.૫૦૦-૧૦૦૦**

જે સમયમા પુરાણો લખાયા* અને તેમા વાસુદેવનો ધર્મ મનાયો તથા આચરણમા મુકાયો તે સમયને પુરાણોનો યુગ કહે છે જુદા જુદા પુરાણો જુદી જુદી વખતે લખાયા હતા પણ સાધારણ રીતે તે ઈ સ ૫૦૦ થી લગભગ ૧૦૦૦

---

* ઈ સ ૩૫૦ મા વાયુપુરાણ, ઈ સ ૪૦૦ મા મત્સ્યપુરાણ, અને ઈ સ ૫૦૦ મા વિષ્ણુપુરાણ લખાયા, અને બાકીના ત્યાર પછી લખાયા

જગવિખ્યાત **કાદંબરી**ના મહાન લેખક **બાણભટ્ટ**, **ભટ્ટીકાવ્ય**, **શૃંગાર**, **નીતિ** અને **વૈરાગ્ય શતક**ના કવિ **ભર્તૃહરિ**, **વાસવદત્તા**ના સુપ્રસિદ્ધ લેખક **સુબન્ધુ** અને **મયુરશતક**ના કર્તા **મયૂર** પણ એના સમયમાં જ થઈ ગયા. **ભરતમુનિનું નાટ્યશાસ્ત્ર** પણ આ જ સમયમાં લખાયું. અસાધારણ બુદ્ધિશાળી જ્યોતિષી અને ભૌતિક શાસ્ત્રી **બ્રહ્મગુપ્ત** પણ એનો સમકાલીન હતો. એનો **બ્રહ્મસ્ફુટ સિદ્ધાંત** નામનો ગ્રંથ ઉપયોગી છે. મહાયાનપંથી બૌદ્ધ સાધુ **શાંતિદેવાચાર્ય** પણ એ વખતે થઈ ગયો. આ અસાધારણ કવિનું **બોધિચર્યાવતાર** નામનું પુસ્તક બહુ રસદાયી છે. ખરેખર સંસ્કૃત સાહિત્યનો આ સુવર્ણયુગ હતો.

આ સાહિત્ય પરથી તે વખતના લોકોના ઉચ્ચ સંસ્કારોનો, અપૂર્વ વિદ્વત્તાનો, તેમ જ સાહિત્ય માટે તેમના અનહદ પ્રેમનો સહજ ખ્યાલ આવે છે.

**કેળવણી**

એની કેળવણીની પદ્ધતિ ઉત્તમ હતી. અભ્યાસક્રમ શાસ્ત્રીય અને સર્વદેશીય હતો. હિંદુ તેમ જ બૌદ્ધ ધર્મશાસ્ત્રો શિખવાતા. સાત વર્ષ પછી બાળક ગુરુને ઘેર જતો અને ત્યાં એને **શબ્દ** (વ્યાકરણ અને સાહિત્ય), **શિલ્પ** (હુન્નર અને ઉદ્યોગ), **ચિકિત્સા** (વૈદક), **હેતુ** (ન્યાયશાસ્ત્ર) અને **આધ્યાત્મિક વિદ્યા** (ધર્મ તથા તત્ત્વજ્ઞાન) આ પાંચ શાસ્ત્રોનો અભ્યાસ કરાવવામાં આવતો. ત્રીસ વર્ષની વયમાં તે આટલું શીખતો અને તે સંસ્કારી બનતો. દરેક કોમના વિદ્યાર્થીઓ ગુરુને ઘેર જતા. બૌદ્ધ અને બ્રાહ્મણ શિક્ષકોના ઉત્સાહ અને ઉદ્યમની હ્યુએનશાંગે પ્રશંસા કરી છે. ગુરુશિષ્યનો સંબંધ પિતાપુત્ર જેવો હતો. વિદ્વાનોને ઘણું માન મળતું. રાજા તેમના પર પવિત્ર ભાવથી જોતો. પરિષદો પણ ઘણી ભરાતી. સંસ્કારી ભાષા તેમજ વિદ્વત્તાથી સભાપર છાપ પાડનારને શણગારેલા હાથી પર બેસાડી સરઘસમાં ફેરવવામાં આવતો.

વિહારોનું વાતાવરણ શુદ્ધ હતું. જ્ઞાનપ્રાપ્તિ એ એમનું લક્ષ્ય હતું. તેમાં પ્રવેશને માટે ધર્મવિધર્મનો બાધ ન હતો. એક જ વિહારમાં હીનયાન અને મહાયાન [illegible] સાધુઓ રહી શકતા. બ્રાહ્મણો

અને જૈનો પણ બૌદ્ધ દર્શનોના વિદ્યાભ્યાસ માટે અહીં આવતા તક્ષશિલાનુ વિશ્વવિદ્યાલય વૈદ્યકને માટે અને ઉજ્જયિનીનુ વિશ્વવિદ્યાલય જ્યોતિષને માટે પ્રખ્યાત હતુ સાતમા સૈકામા નાલંદનુ વિશ્વવિદ્યાલય સમૃદ્ધમા સમૃદ્ધ અને મોટામા મોટુ હતુ નાલંદમા જ હ્યુએનશાગે શીલભદ્ર પાસે શાસ્ત્રાભ્યાસ કર્યો હતો આ વિહારમા દસ હજાર સાધુઓ (શિષ્યો) હતા અને તેમને શિખવનાર દોઢ હજાર શિક્ષકો હતા હ્યુએનશાગ કહે છે કે આવો ભવ્ય વિહાર એણે કાઇ પણ જગ્યાએ જોયો નથી વ્યાખ્યાનને માટે એમા સો ખડ હતા

**હ્યુએનશાંગ** આ રાજાના સમયમા પ્રખ્યાત ચીની મુસાફર હ્યુએનશાગ હિંદમા આવ્યો હતો ચીનના બાદશાહના પરદેશગમન ન કરવાના હુકમનુ ઉલ્લઘન કરી એ ફાહિયાનની માફક ધર્મગ્રંથો મેળવવાની ઇચ્છાથી ઈ સ ૬૨૮ ના અરસામા ૨૬ વર્ષની વયે નીકળી પડ્યો એક વર્ષમા લગભગ ૩૦૦૦ માઇલ કાપી, અનેક મુશ્કેલીઓ વેઠી, સમરકદ, કાબુલ વગેરે સ્થળો વટાવી, ઇ સ ૬૩૦ મા તે ગાધાર આવ્યો ત્યાથી કાશ્મીર અને કનોજમા થઇ તે નાલદ પહોંચ્યો પછી મહારાષ્ટ્ર, ગુજરાત કાઠીઆવાડ, સિંધ વગેરે સ્થળે ફરી પાછો નાલદ આવ્યો નાલદથી તે કામરૂપના કુમાર રાજાને ત્યા ગયો, અને ત્યાથી શ્રીહર્ષના ખાસ આગ્રહને લીધે કનોજ ગયો હ્યુએનશાગ શ્રીહર્ષના દરબારમા ઘણો વખત રહ્યો એના આવ્યા બાદ શાસ્ત્રાર્થ કરવા શ્રીહર્ષે એક પરિષદ્ બોલાવી તેમા અનેક રાજાઓ ૨૦૦૦ બ્રાહ્મણ અને જૈન પડિતો, તથા ૪૦૦૦ બૌદ્ધ ભિક્ષુકો હાજર હતા પરિષદમા હ્યુએનશાગે પોતાના સિદ્ધાતોનુ સચોટ રીતે પ્રતિપાદન કીધુ એ સિદ્ધાતોનુ ખડન કરનારને તે માથુ આપવા તૈયાર થયો, પણ કોઇએ હિંમત બીડી નહિ કનોજમા ઘણો વખત ગાળી તે ઈ સ ૬૪૫ મા અનેક હસ્તલિખિત ગ્રથો અને મૂર્તિઓ વગેરે લઈ પોતાને દેશ ગયો, ત્યા એનો ખૂબ સત્કાર થયો ઈ સ ૬૬૪ મા એનુ અવસાન થયુ એના લખેલા વૃત્તાત પરથી આપણને તત્કાલીન હિંદુસ્તાનનુ સવિસ્તર અને સપ્રમાણ ચિત્ર મળે છે

**રાજ્યવ્યવસ્થા તથા લોકોની સ્થિતિ**

શ્રીહર્ષની રાજ્યવ્યવસ્થા નમુનેદાર હતી ગંગા નદી પર સુંદર, ભવ્ય અને સમૃદ્ધ કનોજ નગરીમાં એની રાજધાની હતી પોતાના વિશાળ સામ્રાજ્યની દેખરેખ રાખવા તેમ જ પ્રજાને પડતી મુશ્કેલીઓ દૂર કરવા દર વર્ષે તે જાતે મુસાફરીએ નીકળતો ચોમાસામાં પણ આ મુસાફરી ચાલતી હ્યુએનશાંગ કહે છે

શ્રીહર્ષ રાજ્યકાર્યમાં અતિશય શ્રમ લેતો જીવહિંસાનો એણે પ્રતિબંધ કર્યો હતો એણે હજારો વિહારો, સ્તૂપો અને ધર્મશાળાઓ બંધાવ્યા હતા અને બીજા અનેક લોકોપયોગી કાર્યો કર્યાં હતાં સર્વ સંપ્રદાયના સાધુઓને એ માન આપતો હતો એને ત્યાં દરરોજ એક હજાર બૌદ્ધો અને પાંચસો બ્રાહ્મણો જમતા શ્રીહર્ષની બહેન રાજ્યશ્રી પણ ધર્મવિષયક ચર્ચામાં ભાગ લેતી ”

લોકો પહેરવેશે બહુ સ્વચ્છ અને સાદા હતા રેશમ, શણ તેમજ ઊનના કપડાં પણ વપરાતા આભૂષણોનો શોખ વિશેષ હતો બ્રાહ્મણોની પ્રતિષ્ઠા ખૂબ હતી લોકો પ્રામાણિક હતા વેઠ કરવાની પ્રથા હતી, પણ મજુરોને પુરતા પૈસા આપવામાં આવતા લોકો વ્યવહારમાં નિષ્કપટ અને વિવેકી હતા વચનભંગ તેઓને મન પાપ હતું પરલોકનો ભય તેમને વિશેષ હતો રાજ્યવ્યવહારમાં નમ્રતા તેમ જ મીઠાશ જોવામાં આવતા અપરાધો થોડા થતા પુરતી તપાસ બાદ ગુન્હેગારોને સજા થતી, પણ દેહાન્ત દંડનો સર્વથા અભાવ હતો બળાત્કાર કરવામાં આવતો નહિ લશ્કર તોફાન સમાવવાને તેમ જ સરહદના રક્ષણ માટે રાખવામાં આવતું રાજમહેલની આસપાસ રાતદિન લશ્કરી પહેરો રહેતો લશ્કરમાં જોડાવું ફરજિયાત ન હતું પગારની રકમ પહેલેથી જાહેર કરવામાં આવતી, અને જેને દાખલ થવું હોય તેઓ જ દાખલ થતા

**રાજ્યનો અંત**

આમ હર્ષવર્ધનના સમયમાં ભારતવર્ષના ઇતિહાસમાં કીર્તિ અને ગૌરવ પરાકાષ્ઠાએ પહોંચ્યાં હતાં, પણ એ ઉન્નતિનો કાળ ઝાઝો ટક્યો નહિ. હર્ષવર્ધન ઈ સ. ૬૪૭ની શરૂઆતમાં મરણ પામ્યો એ ભારતના

છેલ્લા જ હિંદુ સમ્રાટ હતા. એમને પુત્ર ન હોવાથી ગાદીનો કોઈ વારસ રહ્યો નહિ. પરિણામે દેશમાંથી એકતંત્રી અને સાર્વભૌમ સત્તા લોપ થઈ અને અંધાધુંધી અને અરાજકતા પ્રસરી. શ્રી હર્ષવર્ધનનું સામ્રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું અને ૪૦ વર્ષની જાહોજલાલીનો અંત આવ્યો. હર્ષવર્ધનના મૃત્યુ પછી છેક ઈ. સ. ૧૨૦૦ સુધીનો આપણા દેશનો ઇતિહાસ સળંગ નથી. આખો દેશ જુદા જુદા સ્વતંત્ર રાજ્યોમાં વહેંચાઈ ગયો હતો.

# પ્રકરણ ૧૬

## બૌદ્ધ ધર્મની અવનતિ

**હિંદુધર્મનો પુનરુદ્ધાર**

બૌદ્ધ ધર્મ હિંદુસ્તાનમા લગભગ એક હજાર વર્ષ સુધી ચાલ્યો ત્યાર પછી તેની અવનતિ થવા લાગી ગુપ્તોના સમયમા લોકો સરખી રીતે બૌદ્ધ તેમજ બ્રાહ્મણ ધર્મમા વહેંચાઈ ગયા હતા શ્રીહર્ષના મૃત્યુ પછી તો બૌદ્ધ ધર્મ મૃત્યુપ્રાય અવસ્થામા જ હતો, અને આનુ કારણ બ્રાહ્મણધર્મનો પુનપ્રચાર હતો ઠેકાણે ઠેકાણે બ્રાહ્મણધર્મી રાજાઓ તેમજ પડિતો બૌદ્ધ ધર્મનુ ખડન કરવા લાગ્યા અને કુમારિલભટ્ટ તથા શ્રીશકરાચાર્યે તેને છેવટનો ફટકો લગાવ્યો બૌદ્ધ ધર્મનો હિંદુસ્તાનમાથી લોપ તો થયો પરતુ નવા બ્રાહ્મણ (પૌરાણિક) ધર્મ પર તેની ભારે અસર રહી અહિંસા, મૂર્તિપૂજા દબદબાભર્યા ઉત્સવો, તીર્થયાત્રા જેવા તત્ત્વો હિંદુ ધર્મમા મોટે ભાગે બૌદ્ધ ધર્મમાથી ઊતરી આવ્યા યજ્ઞયાગની પ્રાચીન વૈદિક ક્રિયાઓ બધ પડી, અને બ્રહ્મા વિષ્ણુ અને શિવની ભક્તિનો પ્રચાર થયો દેવ દેવીના મદિરો બધાયા અને જુદા જુદા સપ્રદાયો હયાતીમા આવ્યા જ્ઞાતિબધનોને પુષ્ટિ મળી અને તે સ્થિર અને દૃઢ થયા અસલની જે ચાર વર્ણો હતી તેની જગ્યાએ ધધાનુસાર જ્ઞાતિઓ થઈ આમ ધર્મના બાહ્ય સ્વરૂપમા ફેરફારો થયા પણ આર્ય ધર્મના મૂળ સિદ્ધાતોમા ફેર થયો નહિ હિંદુ લોકો અનેક શૈવ અને વૈષ્ણવ પથોમા વહેંચાઈ ગયા તોપણ આ સઘળા પથો એક જ ઈશ્વરને માને છે રામ અને કૃષ્ણ આ જ અરસામા ઈશ્વરી અવતાર મનાયા આ નવા હિંદુ ધર્મનુ સમર્થન તેમ જ પ્રતિપાદન કરનાર ૧૮ પુરાણોમાના ઘણા આ સમયમા જ રચાયા જ્યારે મુસલમાનોએ હિંદ પર હુમલા કર્યા ત્યારે સમસ્ત ભારતવર્ષ હિંદુધર્મી હતો

**કુમારિલભટ્ટ**

આ પ્રસિદ્ધ વિદ્વાનનો જન્મ ઈ સ ની આઠમી સદીમા બિહાર પ્રાંતમા થયો હતો એ જાતે બ્રાહ્મણ હતા. કહેવાય છે કે જ્યારે કુમારિલભટ્ટ નાની ઉમરના હતા ત્યારે રાજમહેલની આસપાસ ફરતા તેણે કેટલીક રાજકન્યાઓને મહેલની બારીમાથી સંસ્કૃતમા બોલતી સાભળી "અમે શુ કરીએ, ક્યા જઇએ, વેદની રક્ષા કરનાર કોઈ અમને દેખાતુ નથી." આ હૃદયોદ્‌ગાર સાભળી કુમારિલભટ્ટનુ હૃદય ધર્મના જુસ્સાથી ઊછળ્યુ અને વૈદિક ધર્મના પુનરુદ્ધારને માટે એને પ્રેરણા થઈ એણે તરત જ જવાબ આપ્યો "હે દેવીઓ, શોકને સ્થાન ન આપો જ્યા સુધી આ કુમારિલભટ્ટ આ ભૂમિ પર હયાત છે, ત્યા સુધી ચિન્તાને સ્થાન ન આપો વેદની રક્ષા કરવા હુ તૈયાર છુ" કહેવાય છે કે બૌદ્ધ ધર્મના અભ્યાસ માટે કુમારિલભટ્ટ એક વખતે એક બૌદ્ધ ધર્મના વિહારમા દાખલ થયા ત્યા બૌદ્ધ ભિક્ષુકોને વેદધર્મનો ઉપહાસ કરતા જોઈ એણે તેમની સાથે શાસ્ત્રાર્થ શરૂ કર્યો અને વેદના સત્યના પ્રતિપાદનાર્થે 'જો વેદ સત્ય હશે તો મને કોઈ પણ પ્રકારની ઇજા થશે નહિ' એમ કહી એક નાની ડુગરી પરથી તે કૂદી પડ્યા કૂદતા એમની એક આખને ઇજા થઈ આ જોઈ એમના વિરોધીએ કહ્યુ "તમે હારી ગયા છો" કુમારિલભટ્ટે કહ્યુ "ઇજાનુ કારણ મેં વેદની સત્યતાને માટે સશય આણ્યો ને 'જો' શબ્દ વાપર્યો તે છે" કુમારિલભટ્ટે બૌદ્ધ અને જૈન ધર્મનુ ખડન કરી દક્ષિણના રાજાઓને તેમ જ લોકોને એક ઈશ્વરની પૂજા કરવાનો ઉપદેશ કર્યો એમણે ઘણા પુસ્તકો લખ્યા છે તેમા **તંત્રવાર્તિક** ઘણુ પ્રસિદ્ધ છે એમના જગવિખ્યાત શિષ્ય શકરાચાર્યે વૈદિક ધર્મની એમણે ચણેલી ઇમારત અથાગ શ્રમ લઈ પૂરી કરી એ આઠમી સદીની અતે મરણ પામ્યા

**શ્રીશંકરાચાર્ય**

હિંદુ ધર્મનો પુનરુદ્ધાર કરનાર શ્રીમદ્ જગદ્‌ગુરુ શકરાચાર્યનો જન્મ ઈ સ ૭૮૮ મા મલબારમા આવેલા કાલડી ગામમા થયો હતો એમના પિતા શિવગુરુ એમને આઠ વર્ષના મૂકી મરણ પામ્યા. એમની માતાએ એમને યજ્ઞોપવીત આપી ગુરુને ત્યા મોકલ્યા ત્યા અસાધારણ બુદ્ધિના

મગે એઓ ટૂંક સમયમા વેદ, વેદાન્ત વગેરે વિષયમા પારંગત થઈ પાછા ફેર આવ્યા એમની માતાએ લગ્નની તૈયારીઓ કરવા માંડી, પણ બાલ્યાવસ્થાથી જ એમનુ ચિત્ત જ્ઞાનમાર્ગ તરફ વળેલું હોવાથી તેમ જ ધર્મોદ્ધારની ધગશથી એમને સંન્યાસ લેવો હતો તેથી લગ્ન કરવાની એમણે સાફ ના પાડી આ વિચારથી એમની મા વિરુદ્ધ હતા કહેવાય છે કે એક દિવસ શંકર તેમની મા સાથે નદીએ નાવા ગયા હતા શંકર નદીમા ન્હાતા હતા તેવામા એક મગરે એમનો પગ ખેંચવા માંડ્યો ત્યારે શંકરે કહ્યુ "મા, મરતા મરતા પણ સંન્યાસી થવાની રજા આપો" એમની માએ આ માગણી મંજૂર કરી તરત જ મગરે શંકરનો પગ મૂકી દીધો અને શંકર સંન્યાસનામ કાઢે આવ્યા

શંકર સંન્યાસી થયા, અને નર્મદાકિનારે વસતા શ્રી ગોવિંદસ્વામીના આશ્રમમા જઈ ત્યા શિષ્ય તરીકે તેમણે જ્ઞાન સંપાદન કીધુ ત્યાંથી કાશી જઈ પોતાના અસાધારણ જ્ઞાન અને બુદ્ધિચાતુર્યથી ધાર્મિક અને તત્ત્વજ્ઞાનના વિષયો પર વાદવિવાદ કરી મહાન પંડિતો પર ઊંડી છાપ પાડી ઘણા રાજાઓ અને લોકો એમના શિષ્ય થયા ત્યાર પછી અનેક શિષ્યો સાથે તેમણે આખા દેશનુ પર્યટણ કરી હિંદુ ધર્મનો ઉપદેશ કરી દેશમા ધાર્મિક વાતાવરણ અને ચેતન ઊભુ કર્યું આખો દેશ ધર્મના જુસ્સાથી ઉભરી રહ્યો. હિંદુસ્તાનની ચારે દિશામા ફરી ધાર્મિક દિગ્વિજય કર્યો અને બદરીકેદાર, જગન્નાથપુરી દ્વારિકા અને શૃંગેરિના ચાર મઠો ચારે દિશામા સ્થાપ્યા એમણે બૌદ્ધ ધર્મના મુખ્ય તત્ત્વો—અહિંસા, સન્યાસ, મૂર્તિપૂજા વગેરે—કાયમ રાખ્યા, પરંતુ વેદપ્રામાણ્ય અને વર્ણાશ્રમધર્મનો સાથે ઉપદેશ કર્યો

એમણે ગીતા ઉપનિષદ્ બ્રહ્મસૂત્ર વગેર ધર્મગ્રંથો ઉપર સુંદર ભાષ્યો, અને પ્રેરક ભાષામા ભાષ્યો લખ્યા છે એમણે બૌદ્ધ ધર્મીઓ સાથે કરેલો શાસ્ત્રાર્થ શંકર દિગ્વિજય નામના પુસ્તકમા આપેલો છે શંકરાચાર્ય અદ્વૈતવાદી હતા એમનો મત એ હતો કે ઈશ્વર એક છે, આપણા શરીરમા રહેલો આત્મા અને જગતમા વ્યાપી રહેલો ઈશ્વર એક જ છે, મોક્ષનો માર્ગ તત્ત્વજ્ઞાન છે એમના ધાર્મિક

ઉપદેશથી એમને શ્રીમદ જગદ્‌ગુરુની પદવી આપવામાં આવી હતી. એમના સ્થાપેલા મઠો હજુ કાયમ છે.

૩૨ વર્ષની કાચી વયે એમણે બદરીકેદારમાં (કે કાંજીવરમમાં) ઈ. સ. ૮૨૦માં દેહ મુક્યો. દક્ષિણમાં લોકો એમને શિવનો અવતાર માને છે. જે હિંદુ ધર્મ આજે આપણા દેશમાં વર્તમાન છે તેને માટે આપણે કુમારિલભટ્ટ અને શંકરાચાર્યને આભારી છીએ. શંકરાચાર્ય આખા ભારતનું ગૌરવ છે. એમનું જ્ઞાન, એમની બુદ્ધિ, એમનું વાક્ચાતુર્ય, એમની કામ કરવાની અતુલ શક્તિ, એમનો ઉન્નત આત્મા એમણે ૩૨ વર્ષના ટૂંક સમયમાં જે જીવંત અને જ્વલંત કામ કીધું છે તે પરથી જણાય છે. આખી દુનિયાના તત્ત્વજ્ઞાનીઓમાં શંકરાચાર્યનું સ્થાન ઘણું ઊંચું છે.

# પ્રકરણ ૧૭

## રજપૂતકાળ

**રજપૂત રાજ્યો**

હિંદુસ્તાનમા ઈ સ ૬૦૦ થી ૧૨૦૦ સુધીમા થએલા ઘણા રાજ્યોમા રજપૂત રાજ્યો મુખ્ય છે રજપૂત એટલે રાજપુત્ર–રાજાનો પુત્ર. રજપૂતો જાતે ક્ષત્રિય છે તેઓ એકવચની, ઉદાર, સાહસિક, અને શૂરા છે લડાઈમા દુશ્મનને પીઠ બતાવવા કરતા લડાઈમાજ મરણ પામવુ તેઓ વધારે પસંદ કરે છે

**ચિતોડના સીસોદીઆ**

રજપૂતોમા સીસોદીઆ શ્રેષ્ઠ છે આ જાતના રજપૂતોએ મેવાડમા આવેલા સીસોદમા પોતાની સત્તા સ્થાપી હતી, તેથી તેઓ સીસોદીઆ કહેવાય છે આ વંશનો મૂળપુરુષ બાપા રાવળ હતો ઈ સ ૭૨૮ મા તેણે ચિતોડ જીતી લીધુ હતુ ઈ સ ૭૬૩ થી ૧૫૭૬ સુધી તેમની રાજધાની ચિતોડમા હતી બાપા રાવળના વંશજો પોતાની કીર્તિ તેમ જ કુળાભિમાન જાળવવા ઘણી જ બહાદુરીથી લડી નિષ્કલંક રહ્યા હતા રાણા ભીમસિંહ, રાણા સંગ અને રાણા પ્રતાપ આ વંશના જ રત્નો હતા

**દિલ્લીના તુંવાર અને અજમેરના ચોહાણ**

ઈ સ ૭૯૨ મા દિલ્લીમા અનંગપાળ નામના રાજાએ તુંવાર વંશની સ્થાપના કરી આ વંશના છેલ્લા રાજા અનંગપાળને પુત્ર ન હોવાથી દિલ્લીનુ રાજ્ય તેના દોહિત્ર અજમેરના ચોહાણ રાજા પૃથ્વીરાજના હાથમા આવ્યુ પૃથ્વીરાજ હિંદનો છેલ્લો રજપૂત રાજા હતો ઈ સ ૧૧૯૨ મા થાણેશ્વર આગળ મહમદ ઘોરી સાથે લડતા એ મરાયો

**કનોજના ગેહોડ**

કનોજમા પ્રતિહાર અને તેમના પછી ગેહોડ રજપૂત રાજાઓ થઈ ગયા ઈ સ ૧૦૧૯ મા મહમદ ગિઝનીએ સવારી કરી હતી તે વખતે ત્યા રાજ્યપાળ પ્રતિહાર રાજ્ય કરતો હતો ગેહોડ વંશનો છેલ્લો

રાજા જયચંદ હતો ઈ સ ૧૧૯૩ મા મહમદ ઘોરીએ તેને હરાવ્યો હતો

**માળવાના પરમાર**

ઈ સ ના નવમા સૈકામા માળવા **પરમાર** રાજાઓના હાથમા આવ્યુ આ વંશમા મુખ્ય રાજા મુંજ અને ભોજ હતા મુંજ ઘણો જ પરાક્રમી તેમ જ વિદ્વાન હતો ભોજ પણ ઘણો બળવાન હતો એ વિદ્યાવ્યસની તેમ જ ઉદારહૃદયી હતો એના સમયમા સંસ્કૃત ભાષાની ઉન્નતિ થઈ મહમૂદ ગિઝનીનો એ સમકાલીન હતો



ભુવનેશ્વરનુ મંદિર

**ગુજરાતના વલભીઓ, ચાવડાઓ, સોલંકીઓ અને વાઘેલાઓ**

શ્રીકૃષ્ણ પછી ગુજરાતનો ઇતિહાસ ઘણે ભાગે અંધારામા છે ઘણા વર્ષો પછી ગુજરાત મૌર્ય વંશના રાજાઓના હાથમા ગયુ મૌર્ય વંશના નાશ પછી કેટલાક ગ્રીક-બૅક્ટ્રિયન રાજાઓએ સૌરાષ્ટ્ર પર સવારી કરી હતી ત્યાર પછી શકો આવ્યા અને

ગુજરાત તેમજ માળવામાં તેમણે ક્ષત્રપ રાજ્યો સ્થાપ્યાં. તેઓ દક્ષિણનાં આંધ્ર રાજ્યો સાથે હમેશાં લડતા. આ ક્ષત્રપોમાં મુખ્ય રુદ્રદમન ઈ. સ. ૧૪૫–૧૫૮ માં થઈ ગયો. એ ઘણો જ પરાક્રમી હતો. એણે આંધ્ર રાજા પાસેથી દક્ષિણ અને કોંકણ જીતી લીધાં હતાં. બ્રાહ્મણધર્મને એણે ઉત્તેજન આપ્યું હતું. એ ડાહ્યો તેમજ ભલો રાજા હતો. રાજા ચંદ્રગુપ્તના સમયમાં સૌરાષ્ટ્રનો સઘળો કારભાર



કૈલાસ મંદિર, એલોરા

ભટાર્ક નામના સેનાપતિના હાથમાં આવ્યો. એણે વલભીપુર વસાવી ત્યાં રાજ્ય કરવા માંડ્યું. આ વંશનો છેલ્લો રાજા શીલાદિત્ય હતો. વલભી રાજ્યના નાશ પછી ગુજરાતમાં ચાવડા વંશનું રાજ્ય થયું. એની રાજધાની પંચાસરમાં હતી. ઈ. સ. ૬૯૬ માં આ વંશના રાજા જયશિખરને કલ્યાણના સોલંકી રાજા ભુવડે હરાવ્યો અને આખા ગુજરાતમાં સોલંકી રાજ્ય થયું. પણ ઈ. સ. ૭૪૬ માં આ જયશિખરના પુત્ર

વનરાજે એ જીતી લઈ અણહિલપુર પાટણમાં પોતાની રાજધાની કરી. ઈ. સ ૯૪૨ માં આ વંશના છેલ્લા રાજા સામંતસિંહને તેના ભાણેજ મૂળરાજ સોલંકીએ મારી નાખી ગાદી પચાવી પાડી.



કેત ઈશ્વરનું મંદિર

જ્યારે મહમૂદે સવારી કરી ત્યારે ગુજરાતમાં ચામુંડ રાજ્ય કરતો હતો તેના પછી ભીમદેવ અને સિદ્ધરાજ જયસિંગ ગુજરાતની ગાદીએ આવ્યા સોલંકી વંશ પછી ગુજરાતમાં વાઘેલા વંશના રાજાઓ

આવ્યા. આ વંશનો છેલ્લો રાજા કરણ વાઘેલો દુરાચરણી તેમજ અવિચારી હતો. અલાઉદ્દીન ખીલજીએ એને હરાવી ગુજરાત જીતી લીધું

ઉપર જણાવેલા રજપૂત રાજ્યો ઉપરાંત સિંધ, પંજાબ, કાબુલ, કાશ્મીર કાશી, બુંદેલખંડ, બંગાળા, ઓડીઆ, કલ્યાણી, માલખેડ, રાજમહેંદ્રી, મદુરા, કેરળ, મૈસુર, બદામી વગેરે આખા હિંદુસ્તાનમાં ઠેકાણે ઠેકાણે અનેક રજપૂત રાજ્યો હતાં. ઓડીઆના યયાતિ રાજાએ ભુવનેશ્વરનું ભવ્ય મંદિર અને અનંત ભીમદેવ રાજાએ પુરીમાં જગન્નાથજીનું મંદિર બંધાવ્યાં હતાં, માલખેડના રાષ્ટ્રકૂટ વંશના કૃષ્ણરાજાએ એલોરાનું કૈલાસ મંદિર બંધાવ્યું હતું, અને મૈસુરના હોયસાલ રાજાઓએ હલેબિડનું હોયસલેશ્વરનું મંદિર બંધાવ્યું હતું

# ભાગ ૨

:o:

## મુસલમાની સમય

## પ્રકરણ ૧૮

### ઇસ્લામનો ઉદય અને મુસલમાનોનો હિંદમાં પગપેસારો

**હજરત મહંમદ**

મુસલમાની ધર્મ સ્થાપનાર અને ચલાવનાર **હજરત મહંમદ પયગંબર** ઈ સ. ૫૭૦ મા અરબસ્તાનના મક્કા શહેરમા જન્મ્યા હતા. આ વખતે અરબસ્તાન દેશ અધકારમા ડૂબેલો હતો, ત્યાના વતનીઓ જગલી અવસ્થામા હતા. તેઓ ભટકીને ગુજરાન ચલાવતા. તેમની ધાર્મિક માન્યતાઓ અને સામાજિક રીતભાત બહુ જ વિચિત્ર અને ઘાતકી હતી. તેઓ મૂર્તિઓ પૂજતા. પોતાના દેશની જગલી અને અધમ સ્થિતિ જોઈને હજરત મહંમદને બહુ દુ ખ થયુ અને લોકોને અધકારમાંથી પ્રકાશમા લાવવા તેમણે તનતોડ પ્રયત્ન કરી નવો ધર્મ સ્થાપ્યો. તેમના ઉપદેશથી ટૂક સમયમા આખો અરબસ્તાન દેશ ધર્મના જુસ્સાથી ઉછળી રહ્યો અને એ જુસ્સાને પરિણામે દુનિયાના ઇતિહાસમા પરિવર્તન થયુ

દુનિયાના ઇતિહાસમા પરિવર્તન કરનાર હજરત મહમદના પિતા એમના જન્મતા પહેલા જ મરણ પામ્યા હતા, અને તેમની મા પણ તેમને ૭ વર્ષના મૂકી ગુજરી ગઈ હતી. તેમને તેમના ધનાઢ્ય કાકાએ ઉછેરીને મોટા કર્યાં. મોટા થવા પછી તેમણે વેપાર કરવો શરૂ કીધો. તેમની નિષ્ઠા અને પ્રામાણિકપણાને લીધે

ટૂંક સમયમા તેમનુ નામ જાણીતુ થયુ ખદીજા બીબી નામની એક અત્યત ધનાઢ્ય વિધવાએ તેમની કીર્તિ સાભળી તેમને પોતાના મુનીમ નીમ્યા બીબી તેમના પર એટલી ખુશ થઈ ગઈ કે ટૂક સમયમા તેણે તેમની સાથે લગ્ન કીધુ લગ્ન વખતે હજરત મહમદ ૨૮ વર્ષના હતા અને ખદીજા ૪૦ વર્ષની હતી

**મહંમદનો ઉપદેશ** નાનપણથી જ હજરત મહમદને ઇશ્વરની ધૂન લાગી હતી આથી મૂર્તિપૂજા અને ઘાતકી રિવાજો જોઇને તેમને બહુ જ ખેદ થયો અતે તેમને ફિરસ્તાનો સાક્ષાત્કાર થયો પોતે પ્રભુના માનીતા છે અને ધર્મ ફેલાવવાને માટે સર્જાએલા છે એવુ માની તેમણે પોતાનો ઉપદેશ શરૂ કર્યો ઇશ્વર એક છે અને મહમદ તેના પયગમ્બર છે, ધર્મ, દાન, અપવાસ, નિંગ અને હજથી પ્રભુને મળી શકાય છે મૂર્તિપૂજા અધમ છે અને તેનો સત્વર નાશ થવો જોઇએ માણસ મરણ પછી પાછો જન્મતો નથી પણ તેના સારા નરસા કામ માટે તેને સ્વર્ગનુ સુખ કે નર્કનુ દુખ મળે છે—એ ટૂકમા તેમનો ઉપદેશ હતો જનદીથી બીબી અને બીજા સગાવહાલાઓ તેમના અનુયાયી થયા અને ટૂક સમયમા તેમનો ઉપદેશ ચારે તરફ ફેલાવા લાગ્યો હજરત મહમદ મૂર્તિપૂજાની વિરુદ્ધ હોવાથી મૂર્તિપૂજકોએ તેમને મારી નાખવા કાવતરા રચ્યા છેવટે ઈ સ ૬૨૨ મા શત્રુઓથી બચવા તેઓ નાસીને મદીના ગયા આ નાસી જવાને **હિજરત** કહે છે અને તેથી જ મુસલમાનો આ વર્ષથી **હિજરી** સાલની શરૂઆત ગણે છે મદીનામા જઈ તેમણે પોતાના ધર્મનો પ્રચાર કરવાનુ કામ ચાલુ રાખ્યુ ઈ સ ૬૩૩ મા એક શુક્રવારે હજરત મહમદ સાહેબ મરણ પામ્યા તેમનુ શબ લોકોના દર્શનને માટે ત્રણ દિવસ ખુલ્લુ રાખી મદીનામા તેમણે પોતે બધાવેલી ઉન્નતખ્ત મસીદમા દફનાવવામા આવ્યુ આથી મદીના પણ ઇસ્લામીઓને માટે યાત્રાનુ પવિત્ર સ્થાન ગણાય છે

હજરત મહંમદ સાદા, સરળ, અને પ્રામાણિક હતા ન્યાયમાં કડક હોવા છતાં દયાળુ ને ઉદાર હતા તેમના મરણ પહેલાં આખા અરબસ્તાનમાં ઇસ્લામધર્મનો ફેલાવો થયો હતો આ ધર્મ ઇસ્લામધર્મ તરીકે ઓળખાય છે અને એને માનનારા ઇસ્લામીઓ કે મુસલમાનો કહેવાય છે એમનું મુખ્ય ધર્મપુસ્તક **કુરાન** છે એ ધર્મના મુખ્ય ધર્મગુરૂને **ખલીફ** કહેવામાં આવતા હતા થોડા વખત સુધી ખલીફ અને પાદશાહ એક જ હતા હજરત મહંમદ પયગંબર પછી **અબુબકર, ઉમર, ઉસમાન** અને **અલી** નામના ચાર ખલીફો થયા હજરત મહંમદના મરણ પછી ૨૦૦ વર્ષમાં મુસલમાનો ધર્મના જુસ્સાને લીધે ઇરાન, તુર્કસ્તાન, અફઘાનીસ્તાન આફ્રિકા તેમ જ યુરોપના ઘણા દેશોમાં ઇસ્લામનો ફેલાવો કરવા ફરી વળ્યા

**મુસલમાનોનો હિંદમાં પગપેસારો**—ધર્મની ધગશથી મુસલમાનો પાણીની રેલની માફક ચોતરફ ફરી વળ્યા, અને ઈ સ ના આઠમા સૈકાની શરૂઆતમાં ઇસ્લામીઓના ટોળેટોળાં હિંદુસ્તાન પર ધસી આવ્યાં આઠમા સૈકા પહેલાં પણ મુસલમાનોએ થોડો પગપેસારો કર્યો હતો પણ કુદરતી અડચણોને લીધે હિંદુસ્તાનના ધાર્મિક અને રાજકીય જીવન પર તેઓ કંઈ અસર કરી શક્યા નહોતા પ્રાચીન કાળથી આરબો હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનાં બંદરો સાથે વેપાર કરતા અને ખંભાત ભરૂચ સુરત, સોપારા વગેરે બંદરોથી માહિત ગાર હતા ઈ સ ૬૩૭ મા તેઓ દરિયા માર્ગે થાણા પર ચઢી આવ્યા હતા પણ આ ચઢાઈમાં કંઈ જાણવાજોગ ફતેહ મળેલી ન હતી

ઈ સ ૬૩૬ મા અબુલઆસે સમુદ્રમાર્ગે સિંધ પર ચઢાઈ કરી હતી પણ રજપુતોએ તેને મારી નાખ્યો હતો ત્યારબાદ ઈ સ ૬૬૪ મા મુસલમાનોએ અફઘાનિસ્તાનને માર્ગે ચઢી આવી મુલતાન લૂંટ્યું હતું ને હજારો હિંદુઓને કેદ કર્યા હતા

**કાસમના છોકરા મહંમદની સવારી—ઈ. સ. ૭૧૨—** ઈ સ ૭૧૧ મા આરબ લોકોનું એક વહાણ સિંધના દેવલ બંદરમાં જપ્ત પકડાયું આ વખતે સિંધમાં દાહીર નામનો રજપૂત રાજા રાજ્ય કરતો

સબક્તગીનના મરણ પછી ઈ. સ. ૯૯૭ માં એનો પુત્ર મહમૂદ ગિઝનીની ગાદી પર બેઠો. મહમૂદ ચાલાક, પરાક્રમી અને સાહસિક હતો. તેણે ટૂંક સમયમાં ગિઝનીની ઉત્તર અને પશ્ચિમમાં પોતાની સત્તા જમાવી, અને હિંદુસ્તાન પર સવારીઓ શરૂ કીધી. આ વખતે હિંદુસ્તાનમાં અંધાધુંધી હતી. મહારાજા હર્ષના મરણ પછી તેનું સામ્રાજ્ય અનેક રાજ્યોમાં વહેંચાઈ ગયું હતું. કમનસીબે રજપૂતો એક મહારાષ્ટ્ર નહિ સ્થાપતાં જુદાં જુદાં નાનાં મોટાં રજપૂત રાજ્યોમા વહેંચાઈ ગયા અને માંહોમાંહેની હરીફાઈ તથા ચરસાચરસીમાં સામાન્ય શત્રુના હુમલા સામે એકત્ર થઈ બચાવ કરવાની લાગણી ખોઈ બેઠા. તેથી કરીને મહમૂદને સવારીઓ કરવામાં ભારે અડચણ આવી નહિ. ઈ. સ. ૧૦૦૦ થી ઈ. સ. ૧૦૨૬ સુધીમાં તેણે હિંદુસ્તાન પર સત્તર સવારીઓ કીધી.

**મહમૂદની સવારીઓ**—મહમૂદે પહેલી સવારી પંજાબ પર ઈ. સ. ૧૦૦૧ માં કીધી અને પેશાવર જીતી લીધું પણ ત્યાંથી આગળ વધે તે પહેલાં તેને જયપાળની સાથે લડાઈ થઈ. જયપાળ મોટા લશ્કર સાથે બહાદુરીથી લડ્યો પણ હાર્યો અને કેદ પકડાયો. મહમૂદને પુષ્કળ ઝવેરાત, અઢળક ધન, અને અસંખ્ય ગુલામો હાથ આવ્યા. ભારે દંડ તેમ જ ખંડણી ભરવાની શરતે જયપાળ છૂટો થયો. આ હારથી જયપાળને બહુ જ દુઃખ થયું; પરિણામે, પોતાના પુત્ર અનંગપાળને રાજ્ય સોંપી પોતે જીવતો ચિતામાં બળી મુઓ.

મહમૂદની બીજી સવારી ઈ. સ. ૧૦૦૪ માં મુલતાનના રાજા વિજયપાળ સામે હતી. ત્રીજી અને ચોથી સવારી વિષે કંઈ ખાસ જાણવા જેવું નથી. મહમૂદે પાંચમી ઈ. સ. ૧૦૦૮ ની બહુ અગત્યની સવારી હિમાલયની તળેટીમાં આવેલા પવિત્ર સ્થાન નગરકોટ પર કરી. ત્યાંના રાજા આનંદપાળની મદદે ઉજ્જૈન, કલિંજર, ગ્વાલીઅર, અજમેર, કનોજ, અને દિલ્લીના રાજાઓ ધર્મના જુસ્સાથી મહમૂદની સામે થવા આવ્યા. ૩૦ હજાર ખોખર લોકોએ હિંદુધર્મના રક્ષણાર્થે લડાઈમાં ઝંપલાવ્યું. આર્ય સ્ત્રીઓએ ઘરેણાં વેચી બને તેટલું દ્રવ્ય લડાઈના

ખર્ચ માટે આપ્યુ આખી હિંદુ જાતિએ બનતી સહાય કરી તો પણ મહમૂદનો સિતારો પાધરો હોવાથી હિંદુ લશ્કર હારી ગયુ અને સૈંકડો વર્ષોથી સચિત કરેલુ સઘળુ દ્રવ્ય અને ઝવેરાત મહમૂદના હાથમા આવ્યુ આ મોટી લૂટનો મહમૂદે પોતાના સૈનિકોને સારો હિસ્સો આપ્યો, તેથી તેમનામા વધુ સવારીઓ કરવાનો જુસ્સો આવ્યો મહમૂદે છટ્ટી સવારી થાણેશ્વર પર કીધી ત્યાના મદિરમાની સોમદેવની અમૂલ્ય મૂર્તિ ભાગી તેણે પુષ્કળ ખજાનો લૂટ્યો. હજારો હિંદુઓને ગુલામ કરી ગિઝની લઈ ગયો ત્યાર પછી તેણે કાશ્મીર પર સવારી કીધી, પણ તેમા તેણે હાર ખાધી ઈ સ ૧૦૧૯ મા તેણે ગુસ્સે થઈને ૯ મી કનોજ પર સવારી કીધી અને ત્યાના રાજાને દબાવ્યો ત્યાથી પુષ્કળ દ્રવ્ય લઈ મહમૂદ મથુરા ગયો ત્યા વીસ દિવસ સુધી લૂટફાટ ચલાવી હજારો મદિરોનો નાશ કર્યો અને લાખેક હિંદુઓને ગુલામ કરી ગિઝની લઈ ગયો મહમૂદ મથુરાના મદિરોની કારીગરી, શીલ્પકામ અને બાધણી જોઈને બહુ અચબો પામ્યો એજ વરસમા મહમૂદે લાહોર પર સવારી કીધી અને ત્યાથી અનગપાળના પુત્ર ત્રિલોચનપાળને હાકી કાઢીને તેની જગ્યાએ મુસલમાન હાકિમ મૂક્યો મહમૂદે છેલ્લી અને સૌથી અગત્યની સવારી ઈ સ ૧૦૨૪ મા સોમનાથ પર કીધી સોમનાથ કાઠીઆવાડના ખૂણામા આવેલુ હોવાથી અત્યારસુધી મહમૂદના ઝપાટામાથી બચ્યુ હતુ સોમનાથની ખ્યાતિ એના સાભળવામા આવી હતી તેથી પોતાની સાથે ૩૦ હજાર હયદળ અને હજારો ઊંટો લઈને મુલતાન થઈ અજમેરના રાજાને હરાવી અણહીલવાડના રાજાને થાપ આપી, મહમૂદ સોમનાથ પર ચઢી આવ્યો સોમનાથનુ મદિર એક ઘણા જ મજબૂત કિલ્લામા હતુ બે દિવસ સુધી કિલ્લો સર કરવાને મહમૂદે બહુએ પ્રયત્ન કર્યા પણ ફાવ્યો નહિ રજપૂત લડૈયા સામે એનુ લશ્કર ટકી શકયુ નહિ મહમૂદની સેના નિરાશ થવા લાગી હતી, પણ મહમૂદે કુનેહથી લશ્કરમા ધર્મઝનુન સળગાવી નવુ ચેતન આણ્યુ મહાદેવજી મુસલમાનોનો પરાજય કરશે એવી શ્રદ્ધાથી હિંદુઓ બેસી રહ્યા આખરે

બ્રાહ્મણોએ તેમ જ રજપૂતોએ અનુપમ વીરતા બતાવી, પણ મહમૂદના લશ્કર અને કુનેહ આગળ તેઓ ટકી શક્યા નહિ. બાણાવળી ભીમદેવ તેમજ અજમેરનો રાજા મંદિરના રક્ષણાર્થે આવ્યા તેઓ પણ હારી ગયા. છેવટે મહમૂદ મંદિરમાં પેઠો. બ્રાહ્મણોએ સોમનાથની મૂર્તિ નહિ ભાગે તો મહમૂદને માગે તેટલું ધન આપવા કબૂલ કર્યું. 'હુ મૂર્તિ વેચનાર નથી, પણ ભાંગનાર છું' એમ કહી મહમૂદે મૂર્તિ ભાગી તેના ચાર કકડા કર્યા અને તેમાંનો એકેક પોતાની ફતેહના ચિહ્ન તરીકે ગિજની, મક્કા, મદીના અને બગદાદ મોકલાવ્યો.

સોમનાથનુ મદિર ઘણું જ પ્રાચીન તેમ જ સુવિખ્યાત હોવાથી સૈકાઓ થયા ત્યાં ઘણું ધન સંચિત થયું હતું. કહેવાય છે કે સોમનાથ મહાદેવની મૂર્તિ પાંચ ગજ ઊંચી ને બે ગજ પહોળી હતી ને તેના ૫૬ અમૂલ્ય રત્ન જડેલા હતા. મૂર્તિ અંદરથી પોલી હતી અને તેમાં હીરા, માણેક, મોતી વગેરે જવાહિર ભરેલાં હતાં. એ મૂર્તિના સ્નાનને માટે કાશીથી દરરોજ ગગાજળ આવતું. ૧૦૦૦ બ્રાહ્મણો દરરોજ તેની પૂજા કરતા અને ૨૦૦ રાજવંશી સ્ત્રીઓ તેની આગળ નૃત્ય કરતી. જાત્રાળુ એટલા બધા આવતા કે ૨૦૦ હજામો દરરોજ હજામત કરવામા રોકાતા. મદિરની સઘળી દીવાલો હીરામાણેકથી જડેલી હતી. મદિર સુધી દરિયાનાં મોજાં આવતાં. મહમૂદ ત્યાંથી અઢળક ખજાનો લઈ સિંધને રસ્તે ગિજની ગયો. ભોમીઆઓએ ખોટે રસ્તે લઈ જવાથી એનુ લશ્કર મોટે ભાગે નાશ પામ્યું. તે ઈ. સ. ૧૦૩૦ માં ૬૩ વર્ષની ઉંમરે ૩૫ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો.

મહમૂદ પરાક્રમી, સાહસિક, કાર્યદક્ષ હતો, પણ બહુ જ લોભીઓ અને કંજૂસ હતો. ફિરદોસી નામના કવિને શાહનામુ લખવાને પ્રત્યેક કડી દીઠ એક સોના મહોર આપવાનું વચન આપ્યા પછી જ્યારે ફિરદોસીએ ઘણા વર્ષ મહેનત કરી શાહનામુ લખ્યું ત્યારે ૬૦,૦૦૦ કડીની ૬૦,૦૦૦ સોના મહોરને બદલે તેટલા ચાંદીના સિક્કા આપવાનું કહ્યું. તેથી ફિરદોસી ગિજની છોડી ચાલ્યો ગયો. આખરે મહમૂદને પશ્ચાત્તાપ થવાથી તેણે સોનામહોર મોકલી પણ તે મળે તે પહેલાં ફિરદોસી મરણ પામ્યો હતો.

# પ્રકરણ ૨૦

## શાહબુદ્દીન ઉર્ફે મહંમદ ઘોરી

**શાહબુદ્દીન ઉર્ફે મહંમદ ઘોરી**

મહમૂદ ગિજનીના મરણ પછીના ૧૫૦ વર્ષમા હિંદુસ્તાનમા મુસલમાની સત્તાનો વધારે ફેલાવો થયો નહિ તેની પછીના રાજાઓમા પરસ્પર વિરોધ તથા કલહને લીધે ગિજનીની હકુમત પડી ભાગી ઈ સ ૧૧૭૦ મા દિલ્લીના બળવાન રાજા વિશાળદેવે ફક્ત લાહોર સિવાય બધેથી મુસલમાનોને હાંકી કાઢ્યા ઈ સ ૧૧૫૨ મા અલ્લાઉદ્દીન હુસન ઘોરીએ ગિજનીના રાજાને તેના કુટુંબ સહિત મારી નાખ્યો ને ગિજની સાત દિવસ સુધી લુટ્યુ અને બાળ્યુ અલ્લાઉદ્દીન થોડા સમયમા મરણ પામ્યો ને તેનો પિત્રાઈ મહમદ ઘોરી ઉર્ફે શાહબુદ્દીન ઘોરી ઈ સ ૧૧૮૬ મા ગાદીએ આવ્યો



મહમદ ઘોરી

મહમૂદ ગિજનીની પેઠે શાહબુદ્દીન ઘોરીએ પણ હિંદુસ્તાન પર સવારીઓ કરી મહમૂદ ગિજનીની સવારીઓનો મુખ્ય હેતુ મૂર્તિઓ ભાગી ધર્મકીર્તિ મેળવવાનો હતો પણ શાહબુદ્દીનનો હેતુ મુલક જીતી તે પર રાજ્ય કરવાનો હતો તેણે પોતાનો સઘળો વખત હિંદુસ્તાન પર સવારીઓ કરવામા ગાળ્યો

**શાહબુદ્દીન ઘોરીની સવારીઓ**—મહમદ ઘોરીએ ઈ સ ૧૧૭૬ થી ઈ સ ૧૧૯૫ સુધીમા હિંદુસ્તાન પર સાત સવારીઓ કરી પહેલી ત્રણમા પંજાબ, સિંધ અને વાયવ્ય સરહદના પ્રાંતો જીત્યા ઈ સ ૧૧૯૧ મા ચોથી સવારી કરી આ વખતે

ઉત્તર હિંદુસ્તાનના હિંદુ રાજાઓ બે ભાગમા વહેંચાઈ ગયા હતા એક પક્ષમા કનોજ, માળવા અને ગુજરાતના રાજાઓ હતા, ત્યારે બીજા પક્ષમા દિલ્હી, અજમેર અને ચિતોડના રાજાઓ હતા આ વખતે દિલ્હીમા તુવાર રજપૂતોનુ, અજમેરમા ચોહાણનુ કનોજમા રાઠોડનુ, ને ગુજરાતમા વાઘેલાનુ રાજ્ય હતુ આ બે પક્ષોમા પરસ્પર સખત વિરોધ ચાલતો હતો અને અરસ્પરને માટે બંને પક્ષો તનતોડ મથી રહ્યા હતા પ્રત્યેક રાજ્ય સ્વતંત્ર હતુ જ્યા સુધી પરદેશીઓના હુમલા ન થાય ત્યા સુધી આવા જુદા જુદા સ્વતંત્ર રાજ્યોને મુશ્કેલી આવતી નથી, પણ પરદેશીઓના હુમલા સામે ટકવા માટે એકતા જરૂરની છે એ આ રજપૂત રાજાઓ સમજી શક્યા નહિ મહમૂદ ગિઝનીની સવારીઓના પરિણામથી પણ તેઓ ચેત્યા નહિ એકતાની વાત તો દૂર રહી, પણ અંગત વેર વાળવા તેઓએ પોતાના જાતિભાઈનો નાશ કરવામા પરદેશીઓને મદદ આપી આવા સંજોગોમા મહમદ ઘોરીની ફતેહ થાય એમા શી નવાઈ ?

**પૃથ્વીરાજ અને જયચંદ—** આ વખતે દિલ્હીમા પૃથ્વીરાજ રાજ્ય કરતો હતો પૃથ્વીરાજ અજમેરનો રાજા હતો, અને દિલ્હીનો તુવાર વંશનો રાજા અનંગપાળ પુત્ર વિનાનો હોવાથી દિલ્હીની ગાદીએ દત્તક લેવાયો હતો કનોજનો રાજા જયચદ પણ પૃથ્વીરાજની માફક અનંગપાળનો દૌહિત્ર હતો પૃથ્વીરાજને દત્તક લીધો તેથી જયચદને બહુ ઝેર ચઢયુ પૃથ્વીરાજની કીર્તિથી જયચદનુ હૈયુ બળી ગયુ જયચદે પોતાની રૂપવતી કુવરી સયુક્તા માટે સ્વયંવર રચ્યો તેમા દેશ દેશના રાજાઓ આવ્યા જયચદે પ્રત્યેક રાજાને યથોચિત કામ સોંપ્યુ પૃથ્વીરાજને દ્વારપાળનું કામ સોંપેલું હોવાથી તે આવ્યો નહિ તેથી તેનુ પૂતળુ બનાવીને દ્વારપાળની જગાએ મૂકયુ સયુક્તા પૃથ્વીરાજના રૂપગુણ અને કીર્તિ સાભળી તેને મનથી વરી ચૂકી હતી તેથી તેણે તેના પૂતળાને વરમાળા પહેરાવી દીધી પૃથ્વીરાજ છૂપા વેશમા આવી સયુક્તાને લઈ ગયો આથી જયચદના ગુસ્સાનો પાર રહ્યો નહિ તે પૃથ્વીરાજને હરાવવાના ઇરાદે

કરવામા પ્રવૃત્ત થયો

**મહંમદ ઘોરીની ચોથી સવારી**—મહમદ ગોરીએ ઇ સ ૧૧૯૧ મા પૃથ્વીરાજ પર સવારી કીધી થાણેશ્વર આગળ પૃથ્વીરાજે ઘોરીને સખત હાર આપી મહમદ મરતા મરતા બચી ગયો ને અફ્ઘાનિસ્તાન નાસી ગયો ત્યા તેણે પોતાના સરદારોની સખત ઝાટકણી કાઢી થાણેશ્વરની હારથી મહમદને બહુ માઠુ લાગ્યુ તેણે પૃથ્વીરાજને હરાવી હિંદુસ્તાન કબજે કરવુ અથવા મરવુ એવો નિશ્ચય કર્યો એ અરસામા જયચદ તરફથી દિલ્લી પર સવારી કરવાનુ ઉત્તેજન મળવાથી પોતાના સુનદા અફ્ઘાન અને તુર્કી સૈનિકો સાથે જગી તૈયારી કરી હિંદુસ્તાન પર તે ચઢી આવ્યો ઈ સ ૧૧૯૩ મા પાણીપતનુ દારુણ યુદ્ધ થયુ પૃથ્વીરાજની મદદે ઘણા રજપૂત રાજાએ આવ્યા ને તેઓ ઘણી બહાદુરીથી લડ્યા સયુક્તાએ પૃથ્વીરાજને જેટલુ પ્રોત્સાહન અપાય તેટલુ આપ્યુ સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી ભયકર યુદ્ધ ખેલાયુ આખરે શૂરવીર પૃથ્વીરાજ કેદ પકડાયો ને તેને ઠાર કરવામા આવ્યો આનુ બ્યાન પૃથ્વીરાજ રાસામા ચદ બારોટે જ્વલત ભાષામા કર્યું છે મહમદે અજમેરમા પેસી દ્રવ્ય લૂટી શહેરને ખાણી ત્રાસ વર્તાવ્યો બીજે વરસે મહમદના સરદાર કુતુબુદ્દીને દિલ્લી સર કર્યુ પૃથ્વીરાજ સામેના યુદ્ધમા જયચદે કોઈ પણ જાતની મદદ તેને આપી નહિ ઊલટી મહમદને મદદ કરી તેને ઉત્તેજન આપ્યુ આગળ પોતાનો પણ વારો આવશે એ વાત તેને સૂઝી નહિ બીજે વરસે મહમદ ઘોરીએ જયચદ પર ચઢાઈ કીધી ને તેને હાર કીધો જયચદ જમના નદીમા ડુબી મુઓ, એવી પણ લોકકથા છે કનોજનો કિલ્લો તથા ત્યાના સુદર અને અમૂલ્ય મદિરો મહમદે જમીનદોસ્ત કર્યા એના એક સરદાર બખ્તયારે બિહાર પ્રાતના સાધુઓના મઠો બાળ્યા સાધુઓને માર્યા અને ત્યાના રાજા લક્ષ્મણસેનને તેની રાજધાની નદીઆમાથી હાંકી કાઢ્યો બખ્તયારે ત્યાના પુસ્તકાલયો બાળ્યા ને હજારો હિંદુઓની કતલ કરી ઈ સ ૧૧૯૪ મા કુતુબુદ્દીનને દિલ્હીના સુબા તરીકે મૂકીને

મહમદ અફઘાનિસ્તાન ગયો મહમદ ઘોરી હિંદુસ્તાનમાથી પાછો ફરતો હતો તેવામા ઘક્કર લોકોએ એને માર માર્યો ઈ સ ૧૨૦૬

**મહમૂદ ગિઝની અને મહંમદ ઘોરીની સવારીઓનુ પરિણામ**—મહમૂદ ગિઝનીની સવારીઓ લૂટ તેમજ કીર્તિ મેળવવાના હેતુથી થઈ હતી અને ધર્મના ઝનુને તેમા પ્રોત્સાહન આપ્યુ હતુ એ પુષ્કળ દ્રવ્ય લઈ ગયો, પણ તેની સવારીથી હિંદુસ્તાનના ઇતિહાસ તેમજ પ્રજાજીવન પર સંગીન કોઈ ઉપરાંત બીજી કાયમની અસર થઈ નહિ ઇતિહાસની દૃષ્ટિએ મહમૂદ ગિઝનીની સવારીઓએ તો હિંદુ સત્તા ને જાહોજલાલી પર હમેશને માટે પડદો પાડ્યો

રજપૂતો હાર્યા તેના ઘણા કારણો હતા પરસ્પર વિરોધ, ઈર્ષ્યા, તથા ખોટી મોટાઈને માટે અધમસ્વાર્થના જે દુર્ગુણો હિંદુસ્તાનના ઇતિહાસમા વારવાર દૃષ્ટિગોચર થાય છે તે તે વખતે પૂર જોસમા ઊભરાતા હતા ઠંડા મુલકમાથી આવેલા અફઘાન ને તુર્ક લોકોમા લડાયક વૃત્તિ હિંદુઓ કરતા વધારે તેજ હતી હિંદુઓમા રજપૂતો—ક્ષત્રિયો જ લડાઈમા ભાગ લેતા હોવાથી ઉપરાઉપરી ચઢાઈઓ થવાથી તેમની સખ્યા ઓછી થતી ગઈ તે બીજાઓથી પૂરાઈ નહિ. રજપૂતોની યુદ્ધકળામા હજારો વર્ષથી સમયાનુસાર કંઈ નવો ફેરફાર થયો ન હતો, તેથી હાથી અને પાયદળ પર આધાર રાખતા રજપૂત રાજાઓ મુસલમાનોના હયદળ ને તોપોના મારા સામે ટકી શક્યા નહિ મુસલમાનોમા ધર્મઝનૂન એટલુ પ્રબળ હતુ કે તેઓ જીવ બાજુએ મૂકીને લડતા હતા

# પ્રકરણ ૨૧

## ગુલામવંશ—ઈ. સ. ૧૨૦૬ થી ઈ. સ. ૧૨૯૦

**કુતુબુદ્દીન**—આ વંશની સ્થાપના કુતુબુદ્દીન ઐબકે ઈ. સ. ૧૨૦૬ મા કરી. કુતુબુદ્દીન શાહબુદ્દીન ઘોરીનો ગુલામ હતો. શાહબુદ્દીન પૃથ્વીરાજને હરાવી હિંદુસ્તાન છોડી ગયો ત્યારે તે કુતુબુદ્દીનને પોતાના પ્રતિનિધિ તરીકે હિંદુસ્તાનમાં મૂકી ગયો. કુતુબુદ્દીન તેમજ એ વંશના બીજા સુલતાનો—અલ્તમશ અને બલબન પણ નાનપણમા ગુલામ હોવાથી એ વંશનું નામ ગુલામવંશ પડ્યુ.



કુતુબુદ્દીન

કુતુબુદ્દીન જાતે તુર્ક હતો. નાનપણમા એક શ્રીમત ગૃહસ્થને ત્યા વેચાયો હતો ત્યા એને સારી કેળવણી મળી હતી. એક વેપારીએ એને ખરીદ કરી શાહબુદ્દીનને ભેટ આપ્યો. પોતાની કુશળતાથી એ થોડા વખતમા શાહબુદ્દીનનો માનીતો થયો અને વફાદારી અને પ્રામાણિકપણાને લીધે પહેલા સરદાર અને પછીથી હિંદુસ્તાનનો હાકેમ નીમાયો. શાહબુદ્દીનના બીજા સરદારોએ તેની સામે બડ કર્યું, પણ કુતુબુદ્દીન વફાદાર રહ્યો. ટૂક સમયમા એણે મીરત, દિલ્લી, કલિંજર, ગ્વાલીઅર, બનારસ વગેરે જીતી આ દેશમા મુસલમાની સલતનતનો પાયો નાખ્યો.

કુતુબુદ્દીને છેક ગિઝનીથી બંગાળા સુધીનો પ્રદેશ પોતાની સત્તા નીચે આણ્યો. ઈ. સ. ૧૨૧૦ માં એ ઘોડા દોડાવવાની રમત રમતાં ઘોડા પરથી પડી જવાથી મરણ પામ્યો. એણે શાન્તિથી અને પ્રામાણિકપણે રાજ્ય કીધું. એ બહાદુર અને ન્યાયી સુલતાન હતો. એની ઉદારતાને લીધે લોકો એને **લખબક્ષ** તરીકે ઓળખતા. એણે દિલ્લીની પહેલી જુમામસીદ બંધાવી હતી.

**અલ્તમશ**—કુતુબુદ્દીન પછી એના નાલાયક પુત્ર આરામને ઉમરાવોએ પદભ્રષ્ટ કરી કુતુબુદ્દીનના જમાઈ અલ્તમશને ગાદી આપી. એ ખાનદાન તુર્ક કુટુંબમાં જન્મ્યો હતો, પણ એને નાનપણમાં



કુતુબમિનાર

ગુલામ તરીકે વેચવામાં આવ્યો હતો. રૂપે એ જ દેખાવડો અને ચાલાક હોવાથી કુતુબુદ્દીને એને વેચાતો લીધો હતો. પોતાની હોશિયારીથી

એ કુતુબુદ્દીનનો માનીતો થવાથી સુલતાને એને પોતાની પુત્રી પરણાવી ગોવાલિયરનો સૂબો નીમ્યો હતો ઈ સ ૧૨૧૧ મા ઉમરાવોએ એને સુલતાન બનાવ્યો

એણે બગાળાના સુબા બખ્તયાર ખીલજીને હરાવીને બગાળા અને બિહાર પ્રાતો દિલ્લીના રાજ્ય સાથે જોડી દીધા એણે રજપૂતાનામા આવેલા રણથભોર અને માડવગ૰ (માડુ) ના કિલ્લાઓ સર કીધા, અને ઘણા નિષ્ફળ પ્રયત્નો પછી પણ છેવટ ઉજ્જયિની સર કરી અને ત્યાના ઘણા હિંદુ મદિરોનો નાશ કર્યો

અલ્તમશે મેવાડ, ગુજરાત અને દક્ષિણ સિંધ સિવાય ઉત્તર હિંદુસ્તાનનો સઘળો મુલક જીતી તાબે કર્યો એણે પોતાના નામના સિક્કા પડાવ્યા એની કીર્તિ એટલી બધી ફેલાઈ કે બગદાદના ખલીફે એનુ હિંદુસ્તાનનુ રાજ્ય એક સ્વતંત્ર મુસલમાની રાજ્ય તરીકે સ્વીકાર્યું એણે કુતુબુદ્દીન ઉશી નામના પીરની દરગાહ પાસે તેમની યાદગીરીમા એક મોટો મિનારો બધાવ્યો જે દુનીઆમા ‘કુતુબમિનાર’ તરીકે પ્રખ્યાત થયો છે

**કુતુબમિનાર**—કુતુબમિનાર અત્યારના દિલ્હીથી બાર માઈલ દૂર છે એ ૨૫૦ ફૂટ ઊંચો છે ધરતીકપને લીધે એની ટોચ તૂટી પડી છે એના પહેલા બે મજલાની ચારે બાજુએ અરબી ભાષામા કુરાનના વાક્યો કોતરવામા આવ્યા છે એની ટોચ ઉપરથી દિલ્હી ને તેના ખડીએરો સારી રીતે દેખાય છે. આ મિનારો અસલ પૃથ્વીરાજે પોતાની પુત્રીને મહેલમાથી જ રોજ જમનાજીના દર્શન કરવાના હેતુથી બધાવ્યો હતો એમ કહેવાય છે આ મિનારો દુનિયામા અજાયબી રૂપ છે એ તે વખતના શિલ્પકામનુ ભાન કરાવે છે

અલ્તમશ પછી એનો વડો દીકરો રૂકનુદ્દીન ગાદીએ બેઠો એ દુરાચરણી, કપટી અને ક્રૂર હોવાથી ૭ મહિનામા એને પદભ્રષ્ટ કરી અમીરોએ અલ્તમશની પુત્રી રઝીઆને ગાદી આપી (ઈ સ ૧૨૩૬)

**સુલતાના રઝીઆ બેગમ**—દિલ્હીની ગાદીપર આ એક જ સ્ત્રી થઈ છે રઝીઆ ઘણી જ ખૂબસુરત અને બાહોશ સ્ત્રી હતી

એના પિતાને એ બહુ જ માનીતી હતી અલ્તમશ જ્યારે લડાઈમા જતો, ત્યારે તે રાજ્યનો બધો કારભાર રઝીઆને સોંપી જતો તે કહેતો કે રઝીઆ વીસ પુત્રોની ગરજ સારે એવી છે બે વર્ષ સુધી રઝીઆના ન્યાયી, ઉદાર અને વ્યવહારુ રાજ્યદરબારથી અમીરોને સંતોષ થયો રઝીઆ બુરખો પહેરતી નહિ અને હમેશ રાજસભામા કામ કરતી પુરુષનો પોષાક પહેરી ઘોડેસ્વાર થઈ હાથમા ખુલ્લી તરવાર લઈ તે લડાઈમા જતી એનામા એક સાચા રાજાના બધા ગુણો હતા



સુલતાના રઝીઆ

**નાસિરૂદ્દીન મહમૂદ**—ઈ સ ૧૨૩૯ મા રઝીઆના મરણ પછી બે નમાલા સુલતાનો થયા તેમના પછી ઈ સ ૧૨૪૫ મા અલ્તમશનો બીજો પુત્ર નાસિરૂદ્દીન ગાદીએ આવ્યો અલ્તમશના મરણ પછીથી રાજ્યના મુલકો એકે પાછા મેળવ્યા અને મુગલોના હુમલાઓ ખાળ્યા એની રહેણીકરણી સાદી, સરળ અને સદ્‌ગુણી હતી સાદુ જીવન, ઊંચુ મન અને સતત મનન એ એના જીવનના લક્ષ હતા કુરાનની નકલો કરી તે વેચીને તેમાથી એ પોતાનુ ગુજરાન કરતો એને ફક્ત એક જ સ્ત્રી હતી અને તેના જ હાથની રસોઈ એ જમતો એક વખતે રસોઈ કરતા બેગમની આગળી દાઝી તેથી તેણે રસોઇઓ રાખવા વિનતી કરી નાસિરૂદ્દીને કહ્યુ " રાજ્યનો માલિક નથી પણ રખેવાળ છુ, તેથી રસોઈયાનો ખર્ચ રાજ્યને માથે કેમ નાખુ ?" એ સામાની લાગણીને હમેશા માન આપતો એની આબરૂ એટલી બધી હતી કે ઈરાનના રાજાએ નાસિરૂદ્દીન સાથે દોસ્તી કરવાને માટે એલચી મોકલ્યો હતો

**ગ્યાસુદ્દીન બલ્બન**—ગુલામવંશનો ચોથો મોટો બાદશાહ બલ્બન પ્રથમ ગુલામ હતો નાસિરૂદ્દીન પાસે વેચાણ માટે એને લાવવામા

આવ્યો ત્યારે એનું કદરૂપું અને ઠીંગણું શરીર જોઈ સુલતાને એને વેચાતો લેવાની ના પાડી એણે કહ્યું "ખુદાની ખાતર ખરીદો હું કંઈક ઉપયોગી થઈશ" બલબનના આવા જવાબથી સુલતાને ખુશ થઈ એને ખરીદ્યો ગુલામ તરીકે, લશ્કરના સરદાર તરીકે, પ્રાંતના સુબા તરીકે, તથા વજીર તરીકે એણે નામના મેળવી, તેથી છેવટે એ બાદશાહ થયો (ઈ સ ૧૨૬૬)

બલબન વિદ્વાન્ હતો, પણ સ્વાર્થી અને અત્યાચારી હતો પોતાનો સખત ધાક બેસાડવાને એણે શરૂઆતથી જ ક્રૂર અને સખત પગલાંઓ લીધા એ સત્તા વગરનો હતો ત્યારે એણે બીજા ચાલીસ ગુલામો સાથે પરસ્પર સહાય કરવાનો કરાર કીધો હતો બાદશાહ થયા પછી તેમને એણે મારી નખાવ્યા

ગાદીએ આવ્યા પછી બંગાળાના સુબા તોઘ્રલખાનને એણે મારી નખાવ્યો, અને બંગાળાને દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધો મેવાતના રજપૂતો સામા થવાથી એણે એક લાખ હિંદુઓની કતલ કીધી

આ વખતે મુગલોએ હિંદુસ્તાન પર ચઢાઈ કર્યાના સમાચાર મળ્યા બલબને મુગલોની સામે પોતાના પુત્રને મોકલ્યો તેણે વાયવ્ય સરહદનો બંદોબસ્ત કરી બચાવ કર્યો અને મુગલોને આવતા અટકાવ્યા, પણ લડાઈમાં તે માર્યો ગયો આ વખતે બલબનની ઉંમર ૮૦ વર્ષની હતી પોતાના વહાલા પુત્રના મરણથી એને બહુ જ દુખ થયું ને તેજ શોકમાં એ મરણ પામ્યો (ઈ સ ૧૨૮૬) બલબનની રાજ્યવ્યવસ્થા ઘણી સખત અને ક્રૂર હતી એના ત્રાસથી સર્વ લોક બીતા એણે હિંદુઓને ઊંચા હોદ્દાઓ પરથી કાઢી મક્યા વિદ્વાનોને એણે સારો આશ્રય આપ્યો મુગલોના ત્રાસથી નાસી આવેલા પરદેશના રાજાઓએ એના દરબારમાં આશ્રય મેળવ્યો હતો એ મદ્યપાનની વિરુદ્ધ હતો, ને દારૂની બદી અટકાવવા એણે સખત કાયદા બાંધ્યા હતા

બલબનના મરણ પછી રાજ્યનો બંદોબસ્ત બરાબર રહ્યો નહિ અને બખેડાઓ થયા આ તકનો લાભ લઈ ખીલજી લોકોના સરદાર જલાલુદ્દીને ગાદી પચાવી પાડી ખીલજીવંશની સ્થાપના કરી

# પ્રકરણ ૨૨

## ખીલજીવંશ—ઈ. સ. ૧૨૯૦–૧૩૨૦

**જલાલુદ્દીન ખીલજી**

જલાલુદ્દીન દિલ્હીની ગાદીએ આવ્યો ત્યારે ૭૦ વર્ષનો હતો તે સ્વભાવે ઘણો નરમ હતો ગુનેહગારોને પણ એ સજા કર્યા વિના છોડી દેતો આ નરમ રાજ્યપદ્ધતિથી દેશમાં ખૂન ચોરી અને લૂંટફાટ વધ્યાં

જલાલુદ્દીનને તેના ભત્રીજા અલ્લાઉદ્દીન ઉપર ઘણી પ્રીતિ હતી તેણે તેની સાથે પોતાની પુત્રી પરણાવી અલ્લાઉદ્દીન ઘણો ઉત્સાહી, પરાક્રમી અને મોટાઈનો ભૂખ્યો હતો તે પોતાની ધારેલી મુરાદ પાર પાડવામાં જરૂર પડે તો નીતિને બાજુએ મૂકતો તેણે બુંદેલખંડ લૂંટ્યું તથા દક્ષિણના રાજા રામદેવ પર સવારી કરી પોતાના ૮૦૦૦ ચુનંદા ઘોડેસ્વારો લઈને એ દક્ષિણ તરફ ચાલ્યો ૮૦૦ માઈલની મજલ કરી તે એકાએક દેવગિરી પહોંચ્યો પોતાની તૈયારી નહિ હોવાથી તથા પોતાનો કુંવર શંકરદેવ મોટા લશ્કર સાથે બહાર ગએલો હોવાથી રામદેવ ગભરાયો અને દોલતાબાદના કિલ્લામાં જઈ ભરાયો આખરે પ્રતિકૂળ સંજોગોને લીધે રામદેવ શરણ આવ્યો અને અલ્લાઉદ્દીન ત્યાંથી પુષ્કળ ખજાનો મેળવી દિલ્હી તરફ વળ્યો

પોતાના બુઢ્ઢા મામાને મરતા વાર લાગશે એમ વિચારી અલ્લાઉદ્દીને તેને ઠાર કરવાનો પ્રપંચ રચ્યો દિલ્હીથી થોડે દૂર મુકામ કરી તેણે જલાલુદ્દીનને કહેવડાવ્યું કે આપની પરવાનગી સિવાય હું દક્ષિણમાં ગયો તેથી તમારી પાસે આવતાં મને કંપારી છૂટે છે તેથી આપ એકલા પધારી મને મળો ભોળો જલાલુદ્દીન આનંદથી મલકાતો તેને મળવા ગયો એટલે વિશ્વાસઘાતી ભત્રીજાએ તેને મારી નાખી તેનું ડોકું ભાલાની ટોચ પર ભેરવી આખા લશ્કરમાં ફેરવ્યું

**અલ્લાઉદ્દીન ખીલજી**—ઈ સ ૧૨૯૫ માં અલ્લાઉદ્દીન દિલ્હીની ગાદીએ બેઠો પોતાના ભાઈ અલફખાનને પિંઢારાઓની સામે મોકલી

તેમને મારી નખાવી કાકાના વંશમાં તેણે કોઈને જીવતો રહેવા દીધો નહિ તેણે દક્ષ્ખણમાંથી આણેલી અઢળી દોલત લશ્કરમાં તેમ જ ઉમરાવોમાં સૌની પ્રીતિ મેળવવાને વહેંચી દીધી

**ગુજરાતની જીત**
**ઇ. સ. ૧૨૯૭**

આ વખતે ગુજરાતમાં કરણ ઘેલો રાજ્ય કરતો હતો તેણે પોતાના પ્રધાન માધવની સ્ત્રી રૂપસુંદરીનું બળાત્કારે હરણ કર્યું તેથી માધવે ક્રોધે ભરાઇને અલ્લાઉદ્દીનને ગુજરાત જીતવાને નોતર્યો અલ્લાઉદ્દીનને આ ગમતી વાત હતી તક આવેલી જોઈ તેણે પોતાના ભાઈને મોટા લશ્કર સાથે ગુજરાત જીતવા મોકલ્યો કરણ રાજા બહાદુરીથી લડ્યો, પણ આખરે હારી જવાથી પોતાની બે કુંવરીઓ સાથે બાગલાણના ડુંગરોમાં જઈ ભરાયો કરણની રાણી કમળાદેવી અલફખાનને હાથે પકડાઈ તેને અલ્લાઉદ્દીને પોતાની માનીતી બેગમ બનાવી ગુજરાત સર કરી મુસલમાન ફોજ છેક ખંભાત સુધી પહોંચી ખંભાતથી એક કાફુર નામે ખૂબસુરત નોકર હાથ લાગ્યો તેને પણ દિલ્લી મોકલવામાં આવ્યો



અલ્લાઉદ્દીન ખીલજી

**રજપૂતાનાની જીત**

ઈ સ ૧૨૯૮ માં અલ્લાઉદ્દીને રણથંભોરના કિલ્લાને ઘેરો ઘાલ્યો એક વરસ સુધી તેના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા પણ આખરે ઈ સ ૧૩૦૦ માં કેટલાક કાવાદાવાથી તેણે એ ગઢ જીત્યો

**ચિતોડની જીત–**
**ઈ. સ. ૧૩૦૩–૦૫**

ત્યારપછી તેણે ચિતોડ ઉપર ચડાઈ કરી તેના લશ્કર સામે રજપૂતો બહાદુરીથી લડ્યા, પણ તેનું લશ્કર મોટું હોવાથી તેઓ તેની સામે ટકી શક્યા નહિ તેથી રજપૂતોએ કેસરીઆ કર્યાં ને

રાણી પદ્મિની તેમજ બીજી રજપૂતાણીઓ જૌહર કરી બળી મૂઈ ત્યારપછી અલ્લાઉદ્દીને ચિતોડ લીધુ ઈ સ. ૧૩૦૪ મા તેણે જેસલમીર લીધુ. ત્યા પણ રજપૂતોએ કેસરીઆ કર્યા અને રજપૂતાણીઓ જીવતી બળી મૂઈ

**દક્ષિણની જીત ઈ. સ. ૧૩૦૭–૧૩૧૨**

ગુજરાત, રજપૂતાના અને માળવા સર કરી અલ્લાઉદ્દીને દક્ષિણના રાજ્યો તરફ નજર ફેરવી પોતાની ગેરહાજરીમા દિલ્હીમા બખેડા થવાનો સભવ હોવાથી તેણે કાફુરને મોટી ફોજ આપી દક્ષિણમા મોકલ્યો દેવગિરિના રાજા રામદેવે ખડણી આપવી બધ કરી હતી તેથી તેને શિક્ષા કરવા માટે કાફુરને મોકલ્યો. તેણે રામદેવને પકડી દિલ્હી મોકલાવ્યો ત્યા તેણે ખડણી આપવાનુ કબૂલ કરવાથી તેને છૂટો કરવામા આવ્યો અને પછીથી મરતા સુધી તે અલ્લાઉદ્દીનનો મિત્ર થઈ રહ્યો

ઈ સ ૧૩૦૯ મા કાફુરે તૈલંગણ પર હુમલો કરી વરંગલ જીત્યુ અને ઈ સ ૧૩૧૦ ની ત્રીજી સવારીમા બલ્લાળ રાજાઓની રાજધાની દ્વારસમુદ્ર કબજે કરી ચોથી સવારીમા રામેશ્વર સુધીનો બધો પ્રદેશ કબજે કરી મુસલમાનોના વિજયના ચિહ્ન તરીકે રામેશ્વરમા મસીદ બધાવી દક્ષિણમાથી પુષ્કળ ખજાનો મેળવી કાફુર દિલ્હી ગયો રામદેવના પુત્ર શકરદેવે ખડણી આપવાનુ બધ કર્યું હતુ, તેથી તેણે છેલ્લી સવારીમા તેને મારીને દેવગિરિનુ રાજ્ય દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધુ

હિંદુસ્તાનના મુસલમાન રાજાઓમા અલ્લાઉદ્દીન પરાક્રમ, સાહસ અને વિજયની દૃષ્ટિથી ઉચ્ચ સ્થાન ભોગવે છે એની જીતો એનુ શૌર્ય સાબિત કરે છે મુસલમાનોમા પ્રથમ એણે દક્ષિણમા પગપેસારો કર્યો અને તે ઇસ્લામીઓ માટે સદા ચાલુ રહ્યો એકદરે અલ્લાઉદ્દીને આખુ હિંદુસ્તાન સર કર્યું કહેવાય કાફુરની દક્ષિણમા અને અલ્લાઉદ્દીનની ઉત્તરમા મેળવેલી ફતેહ મોટી હતી, પણ આ જીતો નામની જ થઈ પડી આ બધા પ્રદેશો જેટલી ઝડપથી જીતાયા

તેથી જ ઝડપથી અલ્લાઉદ્દીનની હયાતીમાં જ સ્વતંત્ર થઈ ગયા. દિલ્હી છોડી રાજ્યમાં ગેરવ્યવસ્થા થવા દેવાની એણે ભૂલ કરી નહિ એ એની રાજ્યકુનેહ દર્શાવે છે. દક્ષિણની છેલ્લી સવારી પછી અલ્લાઉદ્દીન પર કાફુરનો ઘણો જ કાબુ જામ્યો. ઘડપણને લીધે અલ્લાઉદ્દીનનો સ્વભાવ બદલાયો. તેથી અમીરો તેમજ બીજા બધા લોકો એનાથી કંટાળ્યા. એનો અમલ ચાલુ છતાં ગુજરાતના રજપૂતો સ્વતંત્ર થયા, રાણા હમીરે ચિતોડ લીધું, અને રામદેવના જમાઈ હરપાલે મુસલમાનોને દક્ષિણમાંથી હાંકી કાઢ્યા. આ બનાવોથી ઉશ્કેરાઈ તેના બે પુત્રોને એણે કેદમાં નાખ્યા. એ કાફુર સિવાય કોઈનો વિશ્વાસ રાખતો નહિ, પણ એજ કૃતઘ્ની કાફુરે પોતે બાદશાહ થવાની ઉમેદમાં અલ્લાઉદ્દીનને ઈ. સ. ૧૩૧૫ માં ઝેર દઈને મારી નાખ્યો.

**અલ્લાઉદ્દીનની રાજ્યવ્યવસ્થા**

અલ્લાઉદ્દીનની રાજ્યપદ્ધતિ ઘણી જ કઠોર અને આપખુદ હતી. એના સખત કાયદાથી આખા રાજ્યમાં એનો ધાક પ્રસર્યો. લુટારા અને ચોરોનું જોર નાબૂદ થયું. એણે દારૂ પીવાની મનાઈ કરી ને દારૂ ગાળનારને દેહાન્તની સજા ફરમાવી. જાહેર પીઠાં બંધ કરાવ્યાં. રાજ્યમાં બંડ થવા ન પામે તે માટે સુલતાનની રજા સિવાય સભા ભરવાની, પરદેશીઓને ઘરમાં ઉતારો આપવાની તથા રાજનીતિ વિષે જાહેર ચર્ચા કરવાની બંધી કરી. એ઼દૃત પામે જમીનની પેદાશનો અર્ધો ભાગ લેવાનું ઠેરવ્યું. આ કાયદાઓ હિંદુમુસલમાનને સરખી રીતે લાગુ પડતા હતા, જો કે હિંદુઓને માટે કેટલાક વધારાના નિયમો હતા. હિંદુએ હાથી કે ઘોડા પર બેસવું નહિ, હથીઆર રાખવું નહિ. ઊંચો ને કીંમતી પોષાક પહેરવો નહિ, અને ગાય, ભેંસ બકરાં વગેરેની મજૂરી સિવાય રાખવાં નહિ. આ સખત કાયદાના પાલન માટે અલ્લાઉદ્દીને જાસુસખાતું રાખ્યું હતું. આ ખાતાની પ્રવૃત્તિથી પ્રજાને અતિ ત્રાસ થયો. લશ્કરનો ખર્ચ નીભાવવાને એણે પ્રત્યેક ચીજના ભાવ ઠેરવ્યા. અનાજ પરદેશ જતું અટકાવ્યું, તેથી રૈયતને ભાવમાં રાહત મળી. આ બધા કાયદાઓ અલ્લાઉદ્દીને પોતાની આપખુદ સત્તા જમાવવાને

માટે ન્યાં હતા પણ તેનું એકંદર પરિણામ હૈયતના લાભમાં આવ્યું

**મુબારક ખીલજી**—અલ્લાઉદ્દીનના મરણ પછી તેનો છોકરો મુબારક ગાદીએ બેઠો એણે ઉમરાવોને વશ કરી હસન નામના એક વટેના ગુજરાતીને 'મલેક ખુશરૂ'નો ઇલકાબ આપી વજીર બનાવ્યો તેને રાજનો કારભાર સોંપી મુબારક દુર્વ્યસનમાં મશગૂલ રહ્યો મુબારકને ઠાર કરીને ખુશરૂ ઈ સ ૧૩૨૦માં ગાદીએ બેઠો

**ખુશરૂ**—એણે છૂટે હાથે ધન વહેંચી લોકોને વશ કરી, અને ખીલજીવંશમાં કોઈને જીવતો રહેવા દીધો નહિ એ નાસિરદ્દીન નામ ધારણ કરી ગાદીએ બેઠો એણે પોતાના નામના સિક્કા પડાવ્યા જાતે હિંદુ હતો તેથી એ પ્રત્યેક કામમાં મુસલમાનોની વિરુદ્ધ વર્તવા લાગ્યો એની મુખ્ય નેમ હિંદુ સત્તા કાયમ કરવાની હતી દિલ્હીની મસીદોમાં મૂર્તિ પધરાવી અને કુરાનને પડતું મૂક્યું આ રીતે એનો કારભાર પાંચ મહિના ચાલ્યો પણ પંજાબના સુબા ગાઝીખાં તઘલખે લાગ જોઈને દિલ્લી પર ચઢી આવી ખુશરૂને ઠાર કર્યો

## પ્રકરણ ૨૩

### તઘલખવંશ—ઈ. સ. ૧૩૨૦ થી ઈ. સ. ૧૪૧૨

**ગ્યાસુદ્દીન તઘલખ**—ગ્યાસુદ્દીને અલ્લાઉદ્દીનના વખતમા પંજાબના સુબા તરીકે મુગલોના હુમલા પાછા હઠાવ્યા હતા બાદશાહ તરીકે એ લાયક હોવાથી અમીરોએ એને દિલ્હીની ગાદીએ બેસાડ્યો એ સદગુણી અને બુદ્ધિમાન હોવાથી થોડા વખતમા સુલતાન તરીકે ખ્યાતિ પામ્યો ન્યાયી અને ડહાપણભરેલી રાજ્યનીતિથી દેશમા સમૃદ્ધિના સાધનો વધારી એણે પ્રજાને સંતોષ આપ્યો એણે કુરાન તેમ જ જૂના કાયદાઓ ઉપરથી રાજ્યવહીવટના ચોક્કસ નિયમો ઘડ્યા કરો વધારી હિંદુઓ પર થતો જુલમ અટકાવ્યો હિંદુઓનુ જોર બહુ હોવાથી દિલ્હીથી ચાર માઈલ દૂર તઘલખાબાદ નામે શહેર વસાવી ઘણે ભાગે એ ત્યા જ રહેતો હતો તેના ખંડીએરો હજુએ મોજૂદ છે

પોતાનો પુત્ર જુનાખાન (મહમદશાહ) ને દક્ષિણના વરંગુળ પ્રદેશનો બંદોબસ્ત કરવા મોકલ્યો, પણ તેને ફતેહ મળી નહિ તેથી ક્રોધે ભરાઇને મોટી સેના સહિત ઈ સ ૧૩૨૩ મા એ જાતે ગયો એણે વરંગુળના રાજાને કેદ કરી દિલ્હી આણ્યો તેણે ખંડણી આપવાનુ કબૂલ કર્યાથી તેને છૂટો કરવામા આવ્યો ત્યારપછી ગ્યાસુદ્દીને બીજાનુ રાજ્ય જીત્યુ અગાઉમા મકરાખાનનો પૌત્ર રાજ્ય કરતો હતો તેને પોતાની સત્તા નીચે આણ્યો

ગ્યાસુદ્દીન ઢાકા ને મિથિલના રાજાઓને પરાજીત કરી દિલ્હી પાછો આવતો હતો ત્યારે એના દીકરા મહમદે વિજયની ખુશાલીમા લાકડાનો મંડપ બનાવી તેમા મીજબાની આપી મીજબાનીની મજાહ ભોગવી ગ્યાસુદ્દીન બહાર જતો હતો એટલામા મંડપ તૂટી પડવાથી તેની નીચે તે દબાઈ મુઓ (ઈ સ ૧૩૨૫) જુનાખાન (મહમદ) આ વખતે હાજર ન હતા આ પ્રપંચ એણે જ રચ્યો હતો એમ કહેવાય છે

**મહંમદ તઘલખ (ગાંડો)**—તઘલખ વંશમા જ નહિ પણ બધા પઠાણ ને અફઘાન બાદશાહોમા મહમદ સૌથી મોટો હતો

કારણ કે એનામા જ્ઞાન હતુ અમ્માર હતા, અને વિચારો હતા વાદવિવાદ કરવામા એ ચાલાક હતો એ પરોપકારી, ગરવીર, ઉદાર, અને વિદ્યાવિલાસી હતો, પણ આ ગુણોની સાથે એનામા ઘણા દુર્ગુણો પણ હતા એ ઉતાવળીઓ, નિષ્ઠુરમી, તામસી, તરંગી અને ગુમાની હોવાને લીધે એણે ઘણા અવિચારી અને દુષ્ટ કામો કરી દૌલતને રીઝાની દક્ષિણના મુલકોનો બંદોબસ્ત બરાબર જાળવવાને એણે પોતાની રાજધાની દેવગિરિમા કરવાનો નિશ્ચય કર્યો આ શહેર મધ્યસ્થે આવેલુ હોવાથી ત્યાથી સલ્તનતની વ્યવસ્થા સારી રીતે જળાવાશે એમ સમજી એણે દિલ્હીના લોકોને દેવગિરિ જવા હુકમ કર્યો ૮૦૦ માઈલની લાંબી મુસાફરીમા ખોરાકી તેમ જ પાણી રસ્તાને અભાવે વિન્ધ્યાચળ પર્વતની હાર ઓળગતા રસ્તાએ માણસો રસ્તામા મરી ગયા દેવગિરિનુ નામ મહમદે દોલતાબાદ પાડ્યુ પણ થોડા વખતમા જ લોકોને પડતી મુસીબતની ફરિયાદ થતા તેણે રાજધાની પાછી દિલ્હી કરી અને અહીં આવેલા દિલ્હીના વતનીઓને પાછુ દિલ્હી જવા કહ્યુ આવા અવિચારી હુકમથી હજારોના જાન ગયા રાજધાની બદલવામા કદાચ એણે ડહાપણ વાપર્યુ હોય તોપણ પોતે દરબાર સહિત ત્યા જઈ રહેલુ હતુ અને લોકોને આની ખોટી ફરજ પાડવી ન હતી

ઈ સ ૧૩૨૯ મા મુગલોએ હિંદુસ્તાન પર ચડાઈ કરી, પણ તેમની સાથે યુદ્ધ નહિ કરતા મહમદે તેમને પૈસા આપી પાછા કાઢ્યા આવી રીતે ખજાનો ખાલી થવાથી જમીનનુ મહેસૂલ વધ્યુ આથી ગામળી ખેડૂતો જમીન પડતર મૂકી જગલમા નાસી ગયા ત્યા પણ લશ્કર મોકલી ગની પશુઓની માફક મહમદે તેમનો શિકાર કરાવ્યો નાણાની તગી મટાડવા ચીન દેશ જીતવાનો એણે વિચાર કર્યો અને એક લાખ માણસની ફોજ ધામધુમથી ચીન દેશ જીતવા મોકલી પણ હિમાલય ઓળગતા હજારો માણસો મરી ગયા ને જે ચીનની સરહદ સુધી સહીસલામત પહોચ્યા તેમને ત્યા ઠાર કરવામા આવ્યા ફક્ત ૭ સાત માણસો આ હૃદયભેદક સમાચાર લઈને પાછા આવ્યા તેમને એણે મારી નખાવ્યા ચીન જીતવા ગયેલુ લશ્કર પાછુ આવે તે

પહેલા બીજી એક લાખ માણસની ફોજ દરાન જીતવા મોકલી પણ તેમને પગાર નહિ મળવાથી પંજાબથી આગળ નહિ વધતા તે લોકોને જ લૂટવામા રોકાઈ આ બધા મૂર્ખાઈભરેલા કામોથી મહમદની તીજોરી તદ્દન ખાલી થઈ ગઈ, અને ઉપજના સાધનો રહ્યા નહિ આથી તાંબાના સિક્કાઓ પડાવી સોનાચાંદીના સિક્કાની કિંમતે ચલાવ્યા પરદેશીઓએ એ નાણુ ખોટુ હોવાથી લેવાની ના પાડી લેવડદેવડ પડી ભાગી, આટ ઘટી, અને દેશમા નાણાની લેવડદેવડ ને વેપારધંધા બંધ પડ્યા લોકોમા વિશ્વાસ ઉત્પન્ન કરવા તાંબાના સિક્કાને બદલે સોનાના સિક્કા આપવાનુ જાહેર કર્યું સોનુ મેળવવાની આશાથી લોકો તાંબાના સિક્કાઓ લઈ આવ્યા, પણ તે તેના બદલામા સોનાનાણુ આપી શક્યો નહિ આથી બાદશાહીની શાખ ઘટી ગઈ તાંબાના સિક્કા પાડવામા એની ખાસ મૂર્ખાઈ ન હતી, પણ તે અમુક હદમા રહીને નહિ પાડવાથી તેની કિંમત જળવાઈ નહિ દક્ષિણની મુસાફરીમા એનો એક દાંત પડી ગયો તેના ઉપર તેણે સુશોભિત કબર બંધાવી આવા ગાંડા કામોને લીધે લોકોએ એને ગાંડો કહ્યો એનામા ગાંડપણ હતુ, પણ એ છેક મૂર્ખો નહિ હતો સ્વભાવે અસ્થિર હોવાને લીધે એણે ઘણા અવિચારી કૃત્યો કીધા

અત્યાર સુધીના કોઈ મુસલમાન બાદશાહે આટલા મોટા પ્રદેશ પર રાજ્ય ભોગવ્યુ ન હતુ, પરંતુ એની હયાતીમા જ એ સલ્તનતની ભવ્ય ઇમારત પડવા માંડી મુસલમાની સલ્તનતની વિશાળતા જ તેની પડતીનુ કારણ થઈ પડયુ મહમદની અવિચારી અને તરંગી વર્તણુકથી પ્રાંતોના સુબાઓ કંટાળ્યા અને તેઓ આ અંધાધુંધીનો લાભ લઇ સ્વતંત્ર થયા ઠેકાણે ઠેકાણે બંડો થવા માંડ્યા, પંજાબમા અફઘાનો ઘૂમ્યા, વરંગળના રાજા હરિહરપાસે તુંગભદ્રાને કાંઠે જોરાવર હિંદુ રાજ્ય સ્થાપ્યુ, બંગાળાનો મુસલમાન સુબો સ્વતંત્ર થયો, માળવાના રજપૂતો મુસલમાન સરદારોને હાંકી કાઢી સ્વતંત્ર થયા, અને ગુજરાતનો સુબો પણ સ્વતંત્ર થયો

ઈ સ ૧૩૪૭ મા હસન ગંગુએ દક્ષિણમા બ્રાહ્મણી રાજ્ય સ્થાપ્યુ સિંધના સુબાને સ્વતંત્ર થતો અટકાવવા મહમદ ગયો, પણ

એવામાં તે ઈ. સ. ૧૩૫૧ માં ત્યાં જ મરણ પામ્યો. આ પ્રમાણે દિલ્લીની સલ્તનત નામની જ થઈ પડી.

એના અમલ દરમ્યાન ઈ. સ. ૧૩૪૦ મા **ઇબ્નિ બટુટા** નામનો આફ્રિકન મુસાફર દિલ્લી આવ્યો હતો. બાદશાહ દિલ્લીમા ન હોવાથી દરબારીઓએ તેનો સત્કાર કીધો. પછીથી બાદશાહે તેને મોટી પદવી આપી, અને તેને ઘણુ દેવું હતુ તે પતાવી આપ્યુ. હિંદુસ્તાનથી ચીન થઇને એ પોતાને દેશ પાછો ગયો.

**ફિરોજશાહ તઘલખ**—મહમદના મરણ પછી ઈ. સ. ૧૩૫૧ મા એના કાકાનો દીકરો ફિરોજ ૫૩ વર્ષની ઉંમરે ગાદીએ બેઠો. એની મા હિંદુ હતી ફિરોજ શાંતિને ચાહનારો અને લડાઇનો વિરોધી હતો

એણે દિલ્લી અને પન્નબના મુલકોથી સંતોષ માની વધુ મુલક મેળવવાનો લોભ રાખ્યો નહિ. એણે મુવતવી રાખેલુ મહેસુલ માફ કર્યુ, ખેડૂતો પરના કર ઓછા કરી તેમને વાવવાને માટે બીજ આપ્યા ખેતીવાડીના ઉત્તેજનાર્થે ખેડૂતોને નાણા ધીર્યા. નહેરો બધાની, અને વાવ, કૂવા, તળાવ ખોદાવ્યા. એ પ્રમાણે રાજ્યધનથી થતી દરેક સહાય એણે ખેડૂતોને આપી. મસીદો, નિશાળો, મુસાફરખાના, હમામખાના, પુલો, નદીના બધો, દવાખાના વગેરે મળીને એણે ૮૪૫ લોકોપયોગી કામ કર્યાં. કોઈ અધિકારી લાંચરુશ્વત લે તો તેને માટે સખત શિક્ષા ઠરાવી. શરીરના અવયવો કાપવાની શિક્ષા કાઢી નાખી. સખત અને ગભીર ગુન્હાઓ કરનારને જ ફાંસીની સજા કરવામા આવતી. એના અમલમા પ્રજા સમૃદ્ધિવાન થઈ, વેપાર રોજગાર વધ્યો, અને સર્વત્ર સુવ્યવસ્થા સચવાઈ પણ હિંદુઓ પ્રત્યે એણે ઘણી ગેરવર્તણૂક ચલાવી. બ્રાહ્મણો ઉપર એણે જ પ્રથમ જજીઆવેરો નાખ્યો. હિંદુના મદિરો તોડી ત્યા મસીદો બધાવી. એ મૂર્તિપૂજાનો કટ્ટો શત્રુ હતો. ઘટ વગાડી કે શખ ફૂંકી દેવની પૂજા કરવાની રીત બધ કરાવી. મુસલમાનોને એના રાજ્યમા બહુ સુખ મળ્યુ. ગુલામોને મોટી નોકરીમા રાખવાનો રિવાજ એણે સજીવન કર્યો આથી હજારો ગુલામો આળસુ અને એશઆરામી બની શહેરમા ધાધળ મચાવવા



તૈમુર પછીનું હિંદ
૧૪૦૦–૧૫૦૦
રજપુતાના
હિંદી મહાસાગર

લાગ્યા. ફિરોજશાહે સરદારોને પગારને બદલે જાગીરી આપવાનો રિવાજ પાડ્યો. આથી સલ્તનતનો પાયો નબળો પડ્યો અને પરિણામે ઇમારત પણ નબળી પડી. ફિરોજશાહનો મકબુલખાન નામનો એક વટલેલ હિંદુ વઝીર હતો. તે ઘણોજ કાબેલ હતો. ફિરોજશાહનાં લોકોપયોગી કામો ઘણે ભાગે મકબુલખાનને આભારી છે. ફિરોજશાહ ૩૭ વર્ષ રાજ્ય કરી ઈ. સ. ૧૩૮૮ મા મરણ પામ્યો. ફિરોજશાહના મરણ પછી ૧૦ વર્ષ સુધી અંધેર ચાલ્યું અને ગાદીને માટે ટંટાઓ થયા. દિલ્લી શહેરમાં જુદા જુદા પક્ષો પડી એક બીજા ઉપર સત્તા મેળવવાને તેઓ લડ્યા. આવી અવ્યવસ્થાથી ગુજરાત, માળવા, જવાનપુર, અને ખાનદેશના રાજ્યો સ્વતંત્ર થયા, ને દિલ્લીની હકૂમત પડી ભાગી. આ અરસામા તૈમુર લંગડાએ હિંદુસ્તાન પર સવારી કીધી ને ખોખરી થયલી દિલ્લીની સત્તાને તોડી.

**તૈમુરની સવારી—ઈ. સ. ૧૩૯૮—**તૈમુર જાતે મુગલ હતો અને આગળ થઈ ગએલા પ્રસિદ્ધ ચંગીઝખાનના વંશમા જન્મ્યો હતો. પોતાના પરાક્રમથી એશિયાના સઘળા મોટાં રાજ્યો જીતીને એણે એક બળવાન સામ્રાજ્ય સ્થાપ્યુ અને સમરકંદમા રાજધાની કરી એક લડાઈમા એનો પગ તૂટી ગયો હતો એ કારણથી એ **તૈમુર લંગડા**ને નામે ઓળખાય છે. અફઘાનિસ્તાન જીતી હિંદુસ્તાનનુ ધન અને દોલત મેળવવાનો એને લોભ થયો. તેથી એ કાબુલને માર્ગે મુલકો વેરાન કરતો, શહેરો બાળતો, કતલ કરતો, મોટી ફોજ સાથે વટોળીઆની માફક છેક દિલ્લી સુધી ધસી આવ્યો. દિલ્લીના બાદશાહે બહાદુરીથી યુદ્ધ કર્યું, પણ આખરે તે હાર્યો ને ગુજરાતમા નાસી ગયો. તૈમુરે દિલ્લીમા પ્રવેશ કરી બાદશાહી ધારણ કરી. કંઈક કારણથી તૈમુરના લશ્કરને દિલ્લીના લોકો સાથે ટંટો થયો. આથી ચીડાઇને તૈમુરે દિલ્લીના વતનીઓની કતલ કરી અને શહેર બાળ્યુ. ત્યારપછી જેટલુ લેવાય તેટલુ ધન લઈ ખીજરખાન સૈયદ નામના સરદારને પંજાબનો સુબો નીમી તૈમુર પોતાને દેશ ગયો. એ હિંદુસ્તાનથી ઘણા ચુનંદા કારીગરો લઈ ગયો. એની સવારીથી દિલ્લીની સલ્તનત જલદી પડી ભાગી, અને બડખોર તથા તોફાની

સરદારોને સ્વતંત્ર થવાની તક મળી. તૈમુરે ખરેખરો કેર વર્તાવ્યો હતો. એના ત્રાસથી કાશ્મીરના બ્રાહ્મણો નાસીને દક્ષિણમાં ગયા. તૈમુરના ગયા પછી દિલ્હીનું રાજ્ય ફક્ત દિલ્હી શહેર અને તેની આસપાસ જ રહ્યું.

## પ્રકરણ ૨૪

### સૈયદવંશ અને લોદીવંશ—ઈ. સ. ૧૪૧૩ થી ઈ. સ. ૧૫૨૬

**સૈયદવંશ**—ખીજરખાન સૈયદે દિલ્હીની બાદશાહી ધારણ કરી, પણ એનો અમલ જામ્યો નહિ લગભગ ૪૦ વરસ સુધી અધાધુધી ચાલ્યા પછી ઈ. સ ૧૪૫૧ મા બહીલોલ લોદી દિલ્હીની ગાદી પર આવ્યો

**લોદીવંશ**—બહીલોલ લોદીએ દિલ્હીથી છૂટા પડેલા કેટલાક ગઝ્યો તાબે કર્યા અને દિલ્હીની સલ્તનતને પાછી

**સિકંદર લોદી** મજબૂત કરી ઈ સ ૧૪૮૯ મા એ મરણ પામ્યો ત્યારપછી તેનો છોકરો સિકંદર લોદી ગાદીએ બેઠા એ એના પિતાના જેવો પરાક્રમી અને કાબેલ હતો એણે દિલ્હીની સત્તા નીચેથી ગએલો સઘળો પ્રદેશ પાછો મેળવ્યો સ્વભાવે શાન્ત, દયાળુ અને પરોપકારી હોવાથી એણે ઘણા લોકોપયોગી કામો કર્યા એની વ્યાવહારિક અને કુશળ ન્યાયપદ્ધતિથી રાજ્યમા શાન્તિ પ્રસરી એ ન્યાયી પણ ધર્માંધ હતો પરધર્મીઓ પ્રત્યે એને ઘણો તિરસ્કાર હતો એણે હિંદુઓના મદિરો તોડી પડાવ્યા, ને તેમની જાત્રા કરવાની તથા નદીમા નહાવાની ધર્મક્રિયા અટકાવી લખનૌ પાસે એક ગામમા કોઈ બ્રાહ્મણ "બધા ધર્મો પરમેશ્વરને માન્ય છે" એવો ઉપદેશ કરતો હતો તેને સિકદરે 'મુસલમાની ધર્મ સ્વીકાર, નહિ તો મોતની શિક્ષા કબૂલ કર' એમ કહ્યુ તેણે સ્વધર્મ છોડવા કરતા મરવાનુ પસદ કર્યું તેથી ધર્માંધ સિકદરે તેનો શિરચ્છેદ કર્યો હિંદુઓ તરફની આવી ઘાતકી વર્તણુક માટે એના મુસલમાન સલાહકારોએ પણ એને વાર્યો, છતા એ જક્કી રહ્યો લોકોના લાભાર્થે ટપાલખાતાની તેમજ જાહેર સહીસલામતીની એણે સારી ગોઠવણ કરી ફિરોજશાહના જેવા એનામા કેટલાક ગુણો હતા, પણ ધર્માંધ પણાથી એણે પોતાની કીર્તિને કલક લગાડ્યુ સિકદર ઈ સ ૧૫૧૭ મા મરણ પામ્યો

**ઇબ્રાહીમ લોદી**—એના પછી એનો પુત્ર ઇબ્રાહીમ લોદી ગાદીએ બેઠો. એના સમયમાં બાદશાહી સત્તા નબળી પડી અને સઘળો કારભાર અફઘાન સરદારોના હાથમાં ગયો. ઇબ્રાહીમે અફઘાનોની સત્તા તોડવાનો નિશ્ચય કર્યો, પણ અફઘાનો સામા થયા ને તેમણે બંડ ઉઠાવ્યાં. તેથી સિકંદર લોદીએ જીતેલા પ્રાંતો પાછા દિલ્હીથી છૂટા પડ્યા. રાજ્યની વ્યવસ્થા નબળી પડી અને દરબારમાં ઈર્ષા ને કલહ ઉત્પન્ન થયા. ઇબ્રાહીમનો કાકો આલમખાન કાબુલના મુગલ રાજા બાબરને જઈ મળ્યો. બાબર ઘણા વખતથી દિલ્હીની હકૂમત માટે તલસી રહ્યો હતો, તેથી તે ઈ. સ. ૧૫૨૬ માં મુગલોની મોટી ફોજ અને તોપખાના સાથે દિલ્હી પર ચઢી આવ્યો. ઇબ્રાહીમ પાણીપતના મેદાનમાં બાબરની સામે થયો, ત્યાં દારુણ યુદ્ધ થયું, ઇબ્રાહીમ મરાયો, ને તે સાથે અફઘાન અને પઠાણ સત્તાનો અંત આવ્યો.

# પ્રકરણ ૨૫

---

## પહેલી મુસલમાની સલ્તનત—ઈ. સ. ૧૨૦૬ થી ૧૫૨૬

**સમાલોચના** પહેલી મુસલમાની સલ્તનત ૩૨૦ વર્ષ ચાલી આ અરસામા દિલ્લીની ગાદીએ પાચ વશો થયા એમાના ગુલામ, ખીલજી, અને તઘલખ વશના સુલતાનો તુર્ક, સૈયદ વશના આરબ, અને લોદી વશના પઠાણ હતા હિંદમા મુસલમાનોનો વસવાટ લગભગ ઈ સ ૧૦૦૦ થી થયો હતો, પણ ખરી મુસલમાની અમલ ઈ સ ૧૨૦૬ થી શરૂ થયો બલબને આખા ઉત્તર હિંદમા મુસલમાની અમલ જમાવ્યો અને અલ્લાઉદ્દીન હિંદુસ્તાનના છેક દક્ષિણ છેડા સુધી પહોચ્યો મહમદ તઘલખના વખતમા મુસલમાની રાજ્યનો વિસ્તાર વધો વધ્યો હતો, પણ એ વિસ્તાર ઘટવાને માટે જ હતો એમ કહીએ તો ચાલે, અને થયુ પણ તેમજ મહમદની છેવટની નાદાદીમા એ સલ્તનતના વિભાગો છૂટા પડી ગયા જે રહ્યા તેને ફિરોજશાહે સભાળી આબાદ કર્યા એના પછી પાછી ઓટ શરૂ થવા માડી તે એટલે સુધી કે સૈયદ બાદશાહોના વખતમા એક દિલ્લી શહેર સિવાય તેમની પાસે કશુ રહ્યુ નહિ લોદીઓએ સલ્તનત પુન સજીવન કરી અને પાછી ખોઈએ ખરી દક્ષિણમા વિજયનગરનુ હિંદુ રાજ્ય અને મુસલમાની બ્રાહ્મણી રાજ્ય સ્થપાયા ને બળવાન બન્યા ઉત્તર હિંદુસ્તાનના હિંદુ રાજ્યો સ્વતત્ર થયા, અને મુસલમાન સુબેદારો જે પ્રાતના સુબેદાર હતા તે પ્રાતના પોતે જ માલિક થઈ બેઠા દિલ્લીના સુલતાનોને સલ્તનત ટકાવવી, નવા રાજ્યો જીતવા, ને તેને કાબૂમા રાખવા એ સિવાય બીજુ કશુ કરવાનો અવકાશ મળ્યો નહિ દિલ્લીની ગાદી માટે વારવાર તકરાર ઊભી થતી, અને જે લાગવગ તથા ચરાતનવાળો હોય તે ગાદીનો ધણી થઈ બેસતો આવી પરિસ્થિતિથી રાજકર્તાના મન ઊંચા રહેવાથી આ ૩૨૦ વર્ષમા કઈ સગીન રાજકીય કામ થયુ નહિ ગમે તે બળવાન સરદાર બાહુબળ અને કાવાદાવાથી રાજ્ય સ્થાપતો અને જ્યા સુધી

તેના વશજો સમર્થ હોય ત્યા સુધી તે ચાલુ રહેતુ પછી વળી બીજો કોઈ જોખમગમા ચઢીઆતો આવે, તો તેના હાથમા ગાદી જતી આમ ફૈટમાળની પેઠે આ આખો સમય ગયો આ બધા સુલતાનોમા રાજ્ય ચલાવવાને જોઈતા ડહાપણ, દીર્ઘદૃષ્ટિ અને રચનાત્મક કાર્યશક્તિની મોટી ઊણપ હતી એકે સુલતાને આવા મોટા સામ્રાજ્યને માટે સુવ્યવસ્થિત રાજ્યતંત્ર રચ્યુ નહિ જો સલ્તનતનો રાજ્યવહીવટ સગીન પાયા પર મૂકાયો હોત તો બળવાન રાજાની હયાતી પછી પણ તેને કઈ હરકત થાત નહિ મુસલમાન સરદારો ને સૈનિકોમા લડાયક ગુણો ને વૃત્તિ ક્ષીણ થયા અને તેઓ એશઆરામ ને આળસના ભોગ થઈ પડ્યા સઘળા સુલતાનો વધારે મુનફ મેળવી મોટા થવાની ઉમેદમા તણાયા તેમણે રાજ્યો જીતી જાણ્યા, પણ તેને કાબૂમા રાખવાની કઈ યોજના ઘડી નહિ આથી પ્રજા કે સુબેદારની વફાદારી તેઓ મેળવી શક્યા નહિ તોપણ આ ૩૨૦ વર્ષોમા મુસલમાની સત્તા તો નષ્ટ જ ગઈ દિલ્હીની સત્તા તૂટી, પણ જુદા જુદા મુસલમાની રાજ્યો સ્થપાયા

આ મુસલમાની અમલથી દેશની આર્થિક અને સામાજિક સ્થિતિમા બહુ ફેરફાર થયો નહિ ખેતીવાડી, વેપારરોજગાર, અને બીજુ રૈયતને લગતુ કામ હિંદુઓ જ કરતા સરકારી માનચાદ અને ઉત્તેજનના લોભથી તથા મુસલમાનના કેટલાક સાંસારિક રિવાજો સગવડકર્તા હોવાથી કેટલાક હિંદુ રાજીખુશીથી અને કેટલાક બળાત્કારથી મુસલમાન થયા પણ એકદરે એ ધર્મની હિંદુ ધર્મ પર ઝાઝી અસર થઈ નહિ અરબી ભાષાના શિક્ષણને માટે શહેરોમા ગોઠવણ હતી પણ હિંદુઓના શિક્ષણ પ્રત્યે બીલકુલ ધ્યાન અપાયુ નહિ હિંદુઓએ પાઠશાળામા બ્રાહ્મણો પાસેથી શિક્ષણ લીધુ આથી હિંદુ ધર્મ અને તેનુ સાહિત્ય હયાતીમા રહ્યુ હિંદુઓને મોટા ઓદ્દા આપ્યા નહિ પણ મારકુન અને મહેસૂલ વસૂલ કરનાર તરીકે એ કાયમ જ હતા અરબી કે ફારસી ભાષા જાણનાર મુસલમાન વિદ્વાનો, કવિઓ અને સાહિત્યવિલાસીઓને દરબારમા ઉત્તેજન મળતુ, પણ હિંદુઓને કોઈ રાજકર્તાએ એ સબંધી માન આપ્યુ નહિ મન્દિરો ભાગી મસીદો

બંધાવવાનો મનોરથ રાખ્યો, પણ કુતુબમિનાર અને ફિરોજશાહની નહેરો સિવાય એમણે જાહેર બાંધકામ કરાવ્યાં નથી.

ગામડામાં સ્થાનિક વહીવટ–ગ્રામ્યપંચાયતની યોજના એટલી સ્વાવલંબી અને સપૂર્ણ હતી કે દિલ્લીની ગાદીને માટે આટલા બધાં પરિવર્તનો થયા છતા એ સત્તા ચાલુ જ રહી.

**હિંદુધર્મ પર અસર**

મુલતાનોમાં થોડે ઘણે અંશે ધર્માંધતા હોવાથી તેમણે હિંદુઓ પર જુલમ ગુજાર્યો. આથી હિંદુઓની ધાર્મિક લાગણી સતેજ થઈ અને મુસલમાનોનો પ્રયાસ નિષ્ફળ ગયો. ધર્મ સિવાય પ્રત્યેક બાબતમા મુસલમાન નેતાઓના પર હિંદની સંસ્કૃતિએ એટલી ઊંડી છાપ પાડી કે રાષ્ટ્રજીવનના પ્રત્યેક પ્રદેશમા આની અસર માલમ પડે છે. આ જ સમયમા હિંદુધર્મના રક્ષણાર્થે મહાન આચાર્યો ઉત્પન્ન થયા. તેમણે હિંદુધર્મનુ નવીન રીતે સ્ફોટન કરી ભક્તિમાર્ગ પ્રસરાવ્યો–ઇસ્લામનુ દબાણુ એ હિંદુધર્મની જાગૃતિનુ કારણ ૧૨ માથી ૧૫ મા સૈકા સુધીમા રામ અને કૃષ્ણના ભક્તોનુ તેમ જ શૈવ અને વૈષ્ણવ માર્ગીઓનુ જોર વધ્યુ દક્ષિણમા **રામાનુજાચાર્યે** વૈષ્ણવ સપ્રદાયમા જ્ઞાન અને ભક્તિમાર્ગનો ઉમેરો કરી ઉપદેશ કર્યો. ઉત્તર હિંદમા **રામાનંદે** શ્રીરામની ભક્તિ લોકોમા ઉત્તેજિત કરી. **માધ્વાચાર્યે** અને **વલ્લભાચાર્યે** ભક્તિપુષ્ટિમાર્ગનો ઉપદેશ કર્યો. બગાળામા **ચૈતન્ય-સ્વામી**એ શકરનો જ્ઞાનમાર્ગ ખોટો છે એમ કહી ભક્તિમાર્ગને આગળ કર્યો. બીજા કેટલાક આચાર્યોએ હિંદુ અને ઇસ્લામ ધર્મના કેટલાક તત્ત્વો એકઠા કરી નવો ધર્મ સ્થાપ્યો. એ ઉપદેશકોમા **કબીર, નાનક** અને દાદુ પ્રખ્યાત છે કબીરના પદો હજુએ ઘણા લોકોને મ્હોડે છે. એ રામાનંદનો શિષ્ય હતો અને એણે એકેશ્વરવાદનો ઉપદેશ કર્યો નાનકે શીખ પથ સ્થાપ્યો અને એ ઘણા હિંદુ–મુસલમાનોએ સ્વીકાર્યો. દાદુએ ૧૬ મી સદીમા ગુજરાતમા એ જ મતમા ઘણા લોકોને એકઠા કર્યા. આ બધા આચાર્યોએ હિંદના ધાર્મિક જીવન પર ભારે અસર કરી. એ વખતના અવ્યવસ્થિત જમાનામા હિંદી સમાજને નિભાવ-વામા તેમણે અત્યુત્તમ સેવા કરી

**સાહિત્ય**

સાહિત્યની દૃષ્ટિએ આ યુગ અગત્યનો હતો મુસલમાની અમલની શરૂઆત થઈ તે પહેલાં દેશનું સાહિત્ય ઘણે ભાગે સંસ્કૃતમાં જ લખાતું વિવિધ ધાર્મિક ચળવળોને લીધે હવે દેશી ભાષાઓનો ઉદય થયો નવું સાહિત્ય પ્રજાજીવનનું પ્રતિબિંબ થયું, અને પોતાની ભાષા સાહિત્યની ભાષા તરીકે સ્વીકારાઈ દક્ષિણમાં ૧૦ મીથી તે ૧૩ મી સદી સુધીમાં બૌદ્ધ અને જૈન ધર્મોના ગ્રંથો **તામીલ ભાષામાં** લખાયા ત્યારપછીના સૈકામાં શિવ અને વિષ્ણુના ગુણગાન પણ એ ભાષામાં જ ગવાયાં અને ઈ સ ૧૧૦૦ માં રામાયણનું તામીલમાં ભાષાંતર થયું સંસ્કૃત સાહિત્યને પણ વિજયનગરના મહામંત્રી સાયનાચાર્યે ઉત્તેજન આપ્યું અને એ સાહિત્યવિલાસી રાજ્યે દક્ષિણને વર્ષો સુધી સાહિત્યવિલાસી બનાવ્યું રામાનુજાચાર્યના ઉપદેશે તામીલ ભાષાને જીવન બક્ષી ઉત્તર હિંદુસ્તાનમાં ચંદ બારોટે પૃથ્વીરાજરાસો લખી **હિંદી ભાષાનું** મંડાણ કર્યું અને કબીર તેમજ રામાનંદના ભજનોએ હિંદી ભાષાને ખીલવી ૧૪ મી સદીમાં ચંડીદાસે બંગાળામાં **બંગાળી ભાષામાં** કૃષ્ણના ભજનો ગાયાં અને ૧૫ મી સદીમાં રામાયણ ને મહાભારતનું બંગાળીમાં ભાષાંતર થયું ચૈતન્યના ભક્તિભજનોથી બંગાળીમાં કંઈક ઓર ચેતન આવ્યું ગુજરાતમાં **ગુજરાતી** ને મહારાષ્ટ્રમાં **મરાઠીનો** વિકાસ થયો આવી રીતે ધાર્મિક ચેતનને લીધે દેશી ભાષાઓ ખીલી પણ સાહિત્યના ક્ષેત્રમાં કંઈ નવો વધારો થયો નહિ ખરી રીતે એ જમાનો ભાષાંતરનો હતો આ વખતનું ઘણુંખરું સાહિત્ય લોકોને કંઠે હતું તેથી તે હજુ લોકગીતોમાં જળવાઈ રહ્યું છે

# પ્રકરણ ૨૬

## બાબરની ચઢાઈ વખતે હિંદુસ્તાનની રાજકીય સ્થિતિ

**ઉત્તર હિંદુસ્તાનનાં હિંદુ અને મુસલમાની રાજ્યો**

આપણે દિલ્હીની સલ્તનતનો ઇતિહાસ જાણ્યો ૧૬ મી સદીની શરૂઆતમા એ ઉપરાત હિંદુસ્તાનમા બીજા ઘણા રાજ્યો હતા દિલ્હીની સલ્તનત પડી ભાગતા દક્ષિણમા મુસલમાની બાહ્મણી રાજ્યો અને વિજયનગરનુ હિંદુ રાજ્ય હયાતીમા આવ્યા તૈમુરની સવારીના પરિણામે ગુજરાત, માળવા, ખાનદેશ અને જુવાનપુરમા મુસલમાન સુબેદારોએ સ્વતત્ર રાજ્યો સ્થાપ્યા લોદીઓના વખતમા મેવાડ સિંધ કાશમીર અને નેપાળમા રાજ્યો સ્થપાયા આ રીતે ઘણા પ્રાતોએ સ્વતત્રતા મેળવી એ બધાનો સવિસ્તર ઇતિહાસ અને વર્ણવવો રહેવા દઈ આપણે દક્ષિણના બે મહાન રાજ્યોનો ઇતિહાસ તપાસીએ

**બાહ્મણી રાજ્ય: ઈ. સ. ૧૩૪૭ થી ઈ. સ. ૧૬૮૭—**

**દક્ષિણનાં રાજ્યો**

દક્ષિણમા મુસલમાની બાહ્મણી રાજ્ય સ્થાપનાર હસન સુલતાન થયો તે પહેલા દિલ્હીના એક બ્રાહ્મણ ગગુ જોશીનો નોકર હતો ગગુએ હસનનુ ભાવિ જોઈ કહ્યુ કે તુ કોઈ દિવસ બાદશાહ થશે આ કામની શભ શરૂઆત તરીકે તેણે તેને મહમદ તઘલખના દરબારમા નોકરી અપાવી હસન પોતાની બુદ્ધિના પ્રભાવથી સરદારની જગાએ પહોચ્યો મહમદ તઘલખના અત્યાચારોથી કટાળી એણે ઈ સ ૧૩૪૭ મા ગુલબર્ગમા બાહ્મણી રાજ્ય સ્થાપ્યુ સુલતાન થયા પછી એણે ગગુને પોતાનો ખજાનચી નીમ્યો અને તેનુ નામ અમર કરવા પોતાના વશનુ નામ બાહ્મણી વશ પાડ્યુ આ રાજ્યમા ૧૮ બાદશાહો થયા અને તે આખરે પાચ જુદા રાજ્યોમા વહેંચાઈ ગયુ જ્યારે આ રાજ્ય પૂર્ણ જાહોજલાલીમા હતુ ત્યારે એનો વિસ્તાર બહુ મોટો હતો બાહ્મણી સુલતાનોને તુગભદ્રા

અને કૃષ્ણા નદીની વચ્ચેના દ્વીપકલ્પ પ્રદેશને માટે વિજયનગરના હિંદુ રાજાઓ સાથે વારંવાર યુદ્ધ થયું હતું આ સુલતાનોમાં ફિરોજશાહ ઉર્ફે મહમદશાહ ઘણો પરાક્રમી હતો એણે વિજયનગરના રાજાને હરાવી તેલંગણ, અહમદનગર, અને બીડરના રાજ્યો બ્રાહ્મણી રાજ્ય સાથે જોડી દીધાં આ રાજ્યની ચઢતી મહમૂદ ગાવન નામના બુદ્ધિમાન વજીરને લીધે હતી, પણ બીજા દરબારીઓની ઈર્ષ્યાથી એનું ઈ સ ૧૪૮૧ માં ખુન થયું એના મરણ પછી બ્રાહ્મણી રાજ્યની સત્તા અસ્ત થવા માંડી અને આખું રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું એના પાંચ સુબેદારોએ પાંચ સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં ઇમાદુલ્મુલ્કે વરાડમાં **ઇમાદશાઈ,** યુસુફ આદિલશાહે બીજાપુરમાં **આદિલશાહી,** નિઝામઉલ્મુલ્કે અહમદનગરમાં **નિઝામશાહી,** ૧૪૯૨ માં કાસીમ બરીદે બીડરમાં **બરીદશાહી,** અને ઈ સ ૧૫૧૨ માં કુતુબુલ્મુલ્કે ગોલકોંડામાં **કુતુબશાહી** સ્થાપી આ પ્રમાણે બાબરની ચઢાઈ વખતે આ પાંચ બ્રાહ્મણી રાજ્યો જાહોજલાલીમાં હતાં

આ પાંચ રાજ્યોને માહોમાંહે વિગ્રહ થવાથી વિજયનગરના રાજા સાથે મળી વારાફરતી એક સુલતાને બીજાને હરાવ્યો પણ પાછળથી વિજયનગરના રાજાની વધતી જતી સત્તા અટકાવવા આ પાંચે સુલતાનોએ એકત્ર થઈ તેને **તાલીકોટની** લડાઈમાં ઈ સ ૧૫૬૫ માં હરાવ્યો ને દક્ષિણમાંથી હિંદુ સત્તાનો નાશ કર્યો લડાઈ પછી એ રાજ્યો નબળાં પડતાં ગયાં મુગલ અને મરાઠાઓએ તેમના પર સખત ઘા કીધા એમાંના બે ત્રણ મુગલોએ જીતી લીધાં અને બાકીનાં ઔરંગઝેબે મુગલ રાજ્ય સાથે જોડી દઈ તેનો અંત આણ્યો

**વિજયનગરનું રાજ્યઃ ઈ. સ. ૧૩૩૫–૧૫૬૫.**—અનેક કાબુલ તથા મહમદ તઘલખની ચઢાઈઓથી કંટાળી વરંગોલના રાજકુમારો બુક્કરાય અને હરિહરે ઈ સ ૧૩૩૫ માં તુંગભદ્રા નદીને કાંઠે વિજયનગરનું રાજ્ય સ્થાપ્યું આ રાજ્ય ૨૩૦ વર્ષ સુધી દક્ષિણમાં હિંદુ ધર્મ અને હિંદુ સંસ્કૃતિનું કેન્દ્રસ્થાન થઈ પડ્યું રાજા બુક્કરાયના વખતમાં "સર્વદર્શન સંગ્રહ" ના કર્તા **માધવાચાર્ય** અને ઋગ્વેદના

ટીકાકાર **સાયનાચાર્ય** નામના બે પ્રખ્યાત સંસ્કૃત પંડિત ભાઈઓ થઈ ગયા

આ રાજ્યની ગાદી પર ત્રણ વંશો થયા બીજા વંશના મહારાજા હરિહર અને કૃષ્ણદેવના વખતમાં આ રાજ્યનો વિસ્તાર ઉત્તરમાં કૃષ્ણા નદીથી દક્ષિણમાં છેક કન્યાકુમારી સુધી હતો લંકા તથા જાવાના દ્વીપો પર પણ એમની સત્તા હતી આ રાજ્યના રાજાઓને હમેશાં બ્રાહ્મણી રાજ્યના સુલતાનો સાથે યુદ્ધ થતું એક વખત મહારાજા દેવરાયને પોતાની પુત્રી બ્રાહ્મણી સુલતાન અલ્લાઉદ્દીન સાથે પરણાવવાની ફરજ પડી ઈ સ ૧૫૩૦ ના અરસામાં રાજા નિર્મળરાયને તેના મંત્રી રામરાય સાથે અણબનાવ થયો સઘળા સરદારોએ રાજાની વિરુદ્ધ થઈ રામરાયને રાજ્ય સોંપ્યું આ રાજાએ અહમદનગર પર ચઢાઈ કરી ત્યાંના મુસલમાનો પર જુલમ કીધો આથી પાંચે મુસલમાની બ્રાહ્મણી રાજ્યોએ પરસ્પરનો વિરોધ છોડી દઈ એકઠા થઈ રામરાયની સાથે તાલીકોટ આગળ મોટું યુદ્ધ કર્યું, રામરાય માર્યો ગયો મુસલમાન ફોજે સુશોભિત અને વિશાળ વિજયનગર બાળી મૂક્યું આ પ્રમાણે આ મહાન રાજ્યનો ૨૩૦ વર્ષે અંત આવ્યો આ રાજ્યની જાહોજલાલીનો ખ્યાલ ૧૫ મી સદીમાં અબદુલ રઝાક નામના ઈરાનના બાદશાહે મોકલેલા એલચીના વર્ણન પરથી મળે છે એ કહે છે કે વિજયનગર એક ઊંચા ડુંગરની તળેટી પર હતું તેની ઉત્તર દક્ષિણ લંબાઈ ૧૨ માઈલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ ૧૦ માઈલ હતી અને એને ફરતા સાત કિલ્લાઓ હતા એમાં મોટા મહેલો, સુંદર દેવાલયો, પાઠશાળાઓ અને બગીચાઓ હતા નહેરોવાટે નગરજનોને પાણી પૂરું પાડવાની યોજના હતી નગરમાં ઠેકાણે ઠેકાણે હોજ, ટાંકીઓ અને ફુવારાઓ હતા એ રાજ્યમાં હીરાની ખાણ હોવાથી એનો વેપાર બહુ ચાલતો દક્ષિણ હિંદના બધા બંદરો એના કબજામાં હતા આ બંદરોમાં મોગે દરીઆઈ કાફલો રાખવામાં આવતો

તાલીકોટની લડાઈમાં હિંદુઓ હાર્યા, પણ તેઓ મુસલમાનોને તાબે થયા નહિ હિંદુ નાયકો સ્વતંત્ર થયા આમાં મહિસુરનો નાયક

પ્રયાસો કર્યા લોદીવંશના વારસોએ અને બીજા અફઘાન સરદારોએ એની સામે થવાની અનેક ખટપટો ઊભી કીધી, પણ એણે તે સૌને એક પછી એક હરાવ્યા પોતાની સત્તા સ્થિર કરવા માટે પહેલાં તો બાબરને રજપૂતો સાથે લડવાની ફરજ પડી

**રાણો સંગ અને સિક્રીનું યુદ્ધ**—રજપૂત રાજ્યોમાં આ સમયે મેવાડનું રાજ્ય ઘણું બળવાન હતું મેવાડની રાજધાની ચિતોડમાં હતી રાણો સંગ એ વેળા રાજ્ય કરતો હતો દિલ્હીની ગાદી મેળવવામાં એણે બાબરને મદદ આપી હતી એણે ધાર્યું હતું કે ઇબ્રાહીમ લોદીની હાર પછી દિલ્હીની સલ્તનત ભાંગી પડશે અને બાબર સ્વદેશ પાછો જશે એટલે દિલ્હીની ગાદી મેળવતાં મુશ્કેલી રહેશે નહિ. પરંતુ સંગની એ ધારણા ખોટી ઠરી મહમદ ઘોરી અને જયચંદની વચ્ચે થયેલી ઘટનાના જેવી આ ઘટના કંઈક અંશે થઈ એણે જોયું કે બાબર ફક્ત લૂંટવા જ નહિ પણ રાજ્ય કરવા આવ્યો છે હવે મુગલોનું રાજ્ય કાયમ થઈ જશે એ નિર્વિવાદ લાગ્યાથી સઘળા રજપૂત રાજાઓને બાબરની સામે થવાનું એણે આમન્ત્રણ કર્યું કેટલાક પઠાણ અને અફઘાન સરદારો પણ રજપૂતોના પક્ષમાં ‘પેગના બચ્યા આવી મળ્યા રાણો સંગ આખા રજપૂત સૈન્યમાં સૌથી બળવાન યોદ્ધો હતો એના શરીર ઉપર તલવાર અને ભાલાના ૮૦ જખમ હતા એક મહાન સેનાને મોખરે પોતાનું લશ્કર રાખી રાણો સંગ યુદ્ધે ચડ્યો બાબર પણ સામેથી એવી જ તૈયારીમાં નીકળ્યો બન્નેના લશ્કરે સિક્રીના મેદાનમાં યુદ્ધ આરંભ્યું શરૂઆતમાં રજપૂતોએ મુસલમાનોને એવો સપાટો લગાવ્યો કે તેઓ નાસવાની અણી પર હતા બાબરે આ સ્થિતિ જોઈ પોતાના સરદારોને એકઠા કર્યા તેમને લાગણીભર્યા શબ્દોમાં જણાવ્યું કે જ્યારે ત્યારે આપણે એક વાર મરવું તો છે જ, માટે હવે જીતવું કે મરવું એવો દૃઢ નિશ્ચય રાખો અને વિજય મેળવતાં સુધી દારૂ નહિ પીવાની પ્રતિજ્ઞા લો આ વાક્યોથી બાબરના સૈનિકોને અજબ શૂર ચડ્યું તેઓ ‘અલ્લાહુ અકબર’ તથા ‘મારો કાપો’ પોકારતા રજપૂતો સામે એકદમ ધસી આવ્યા રજપૂત સૈન્યમાં ભંગાણ પડ્યું બાબરની વ્યૂહરચનામાં પહેલું

તોપખાનુ, તેની પાછળ હયદળ અને છેવટે પાયદળ રાખવામા આવ્યુ હતુ આગળથી તોપ અને તેની પાછળ ઘોડેસ્વારોના સામટા મારા સામે રજપૂત સૈન્ય ટકી શકયુ નહિ

રજપૂતોનુ શૌર્ય બાબરના સૈનિકોના કરતા ઓછુ ન હતુ, પરતુ રજપૂતોએ સમયાનુકૂળ યુદ્ધકળામા ફેરફાર ન કરવાથી અને તરત હુમલો કરવાને બદલે મહિનાઓ સુધી વગર કારણે વિલબ કરવાથી તેમનો પરાજય થયો

રાણા સગ જેવા બળવાન શત્રુને જીત્યાથી બાબરને બીજા રાજ્યો જીતવામા મુશ્કેલી પડી નહિ પ્રથમ એણે ચદેરીનો કિલ્લો ત્યાના રાજાને હરાવી કબજે કીધો

રાજ્યસત્તા ગુમાવી બેઠેલા અફઘાનોએ બડ કર્યાના સમાચાર મળતાજ બાબરે પોતાના દીકરા હુમાયુને તેમની સામે મોકલ્યો આ બડખોરો જુવાનપુર બનારસ પટણા વગેરે સ્થળે જમા થએલા હતા સગ સાથેના યુદ્ધથી પરવારી બાબર હુમાયુની મદદે પહોચી ગયો પટણાની પાસે આવેલી ગોગ્રા નદીના કાઠા ઉપર પડાવ નાખી અફઘાન સરદારો લડાઈની રાહ જોતા હતા બાબરે તેમના પર ઓચિંતો હલ્લો કરી તેમને સજ્જડ હાર ખવડાવી છિન્નભિન્ન કરી નાખ્યા ઈ સ ૧૫૨૯ મા અફઘાનોને હરાવી બાબર પાછો આગ્રે આવ્યો આ વેળા તેનો વહાલો દીકરો હુમાયુ ભયકર માદગીના પજામા સપડાયો હતો અનેક ઉપાય કરવા છતા હુમાયુને ફેર પડ્યો નહિ આ વખતે મુલ્લાએ કહ્યુ કે સૌથી વહાલી વસ્તુ ખુદાને અર્પણ કરવાથી હુમાયુ બચશે માટે કોહિનૂર અર્પણ કરો બાબરે જણાવ્યુ કે મને બધાથી પ્યારો મારો પ્રાણ છે અને એજ હુ ખુદાને ભેટ કરુ છુ બાબરે પથારીવશ પડેલા હુમાયુની પ્રદક્ષિણા ફરી ઘૂટણીએ પડી ખુદાની બદગી કરી કે 'હે ખુદા તુ હુમાયુને બચાવી મને લે' થયુ પણ તેમજ આ વખતથી હુમાયુની તબિયત સુધરતી ગઈ, અને બાબર માદો પડી ઈ સ ૧૫૩૦ મા મરણ પામ્યો

મુગલાઈનો પાયો નાખી તેના ઉપર સુદર ઇમારત રચતા પહેલા બાબર મૃત્યુ પામ્યો હિંદના અમલના ચાર વર્ષે પ્રાતો તથા

સરદારોને જીતવામાં જ વીતી ગયાં, એથી રાજ્યની વ્યવસ્થાનું કામ અધૂરું રહ્યું

**બાબરનું કામ**—બાબરે જે જીતો મેળવી તે ઉપરથી એ એક મહાન યોદ્ધો અને નિપુણ સરદાર હતો એ જણાય છે એ માઈલો સુધી ઘોડા ઉપર બેસીને જતો પણ થાકતો નહિ, અને તરવાના કામમાં એ ઉસ્તાદ હતો નાનપણમાં મળેલા અનુભવે એના આ ગુણો ખીલ્યા હતા

બાબરે પોતાનું આત્મવૃત્તાંત પોતાને હાથે લખ્યું છે તે સાહિત્યની દૃષ્ટિએ ઊંચી પંક્તિનું છે પોતાની મા, પત્ની, તથા સગાંઓ પ્રત્યેનો એનો પ્રેમ, સંકટને સમયે સહાય કરનાર મિત્રને કરેલા ઉપકારો કવિઓ અને સાહિત્યવિલાસીઓને આપેલા શિરપાવો, શત્રુઓ તરફ ઉદાર વર્તન, તત્કાલીન હિંદુસ્તાનની સ્થિતિ વગેરે વિષે એના વૃત્તાંતમાંથી જાણવાનું મળે છે પ્રત્યેક ધર્મ તરફ એ સહિષ્ણુતાની દૃષ્ટિથી જોતો સિક્રીના યુદ્ધ વખતે દારૂનું વ્યસન છોડી દેવાની કરેલી દૃઢ પ્રતિજ્ઞા એના આત્મસંયમની શક્તિ પુરવાર કરે છે એક મહાન સામ્રાજ્ય સ્થાપવાને જોઈતા સઘળા ગુણો એ ધરાવતો હતો એ જો વધુ વખત જીવ્યો હોત તો મુગલાઈને સબળ પાયા પર મૂકી હુમાયુને માટે નિષ્કંટક અને પદ્ધતિસર ચાલતું રાજ્ય મૂકી ગયો હોત તૈમૂરનું ઝનૂન અને ચંગીઝખાનનું શૌર્ય એનામાં સુંદર રીતે ઓતપ્રોત થએલાં હતાં આ લડાયક ગુણોને લીધે જ નાની વયમાં લોદીની તથા રજપૂતોની મહાન સેનાને હરાવવાને એ શક્તિમાન થયો હતો ઇતિહાસમાં બાબરનું સ્થાન એક મહાન વિજેતા તરીકેનું છે

# પ્રકરણ ૨૮

## હુમાયુ.—ઈ. સ. ૧૫૩૦–૧૫૪૦ અને ૧૫૫૫–૫૬

બાબરને ચાર શાહજાદા હતા: હુમાયુ, કામરાન, હિંદાલ અને મીરજા અસ્કરી. સૌથી વડો શાહજાદો હુમાયુ ૨૩ વર્ષની વયે દિલ્લીની ગાદીએ બેઠો. મૃત્યુશય્યા ઉપર પડેલા બાબરે હુમાયુને પાસે બોલાવીને કહ્યું: "બેટા, તુ મહાન સલ્તનતનો વારસ છે તેમ તારી જવાબદારી પણ મહાન છે, તે તુ યાદ રાખજે, અને તારા ભાઈઓ પ્રતિ સ્નેહ અને નરમાશથી વર્તજે." પિતાને આપેલુ વચન આજ્ઞાંકિત પુત્રે મોટા મનથી પાળ્યું. ગાદી ઉપર બેસતા જ રાજ્યના ભાગ પાડી એણે પોતાના ભાઈઓને વહેંચી આપ્યા. તેમા કાબુલ અને પંજાબ કામરાનને, સંભલ



હુમાયુ

પ્રાંત હિંદાલને, અને મેવાડ પ્રાંત અસ્કરીને સ્વાધીન કર્યા. પણ આ વહેંચણી હુમાયુને ઘણી નુકસાનકારક નીવડી કાબુલ અને પંજાબમા શૂરી લડાયક જાતો વસતી હતી અને તેઓમાથી જ બાબરના સૈન્યમા ભરતી થતી હતી. આ મુલકો છૂટા પડવાથી લડાઈને લાયક નવા બળવાન યોદ્ધાઓ હુમાયુ મેળવી શક્યો નહિ. એટલુ જ નહિ પણ સંકટસમયે એના કૃતઘ્ની ભાઈઓ એને મદદ કરવાને બદલે એની સામે જ લડાઈમા ઊતર્યા અને એની મુશ્કેલીઓ વધી. વળી જે થોડા સૈનિકો એના લશ્કરમા હતા તે ઘડપણ, એશઆરામ અને મોજશોખને લીધે પોતાનું બળ ગુમાવી બેઠા હતા.

ગાદી ઉપર બેસતાની સાથે જ હુમાયુને અનેક સંકટો સામે થવું પડ્યું. એની મુખ્ય મુશ્કેલીઓ ત્રણ હતી.

**હુમાયુની મુશ્કેલીઓ** પોતાના ભાઈ કામરાનના પ્રપંચો; ગુજરાતના રાજા બહાદુરશાહનું વધતું જતું જોર;

અને રજપૂત તથા અફઘાન સરદારોએ હુમાયુની નિર્બળતા જોઈ ઉઠાવેલા માથાં આ સર્વના ઉપાયો લેવાની હુમાયુને જરૂર પડી

રજપૂતોને દબાવી હુમાયુએ બુંદેલખંડ ઉપર ઈ સ ૧૫૩૧ મા સવારી કરી એટલામાં અફઘાન સરદારોએ બંડ કરી કલિંજરનો કિલ્લો છતી લીધો હતો હુમાયુએ જાતે લશ્કર સહિત જઈ તે કિલ્લો પાછો સર કર્યો પછી તરત જ જોધપુર ઉપર ચઢાઈ કરી ગોમતી નદીને કાંઠે મહમદ લોદીને હરાવ્યો ચુનારગઢ નામના કિલ્લા ઉપર શેરખાન તથા તેના પુત્ર જલાલખાને ચઢાઈ કર્યાની વાત સાભળી હુમાયુએ વગર વિલમ્બે ચુનારગઢ જઈ કિલ્લાને ઘેરો ઘાલ્યો શેરખાન શરણે આવવાથી હુમાયુએ તેને કિલ્લો પાછો સ્વાધીન કીધો કિલ્લો પાછો સોપવામા હુમાયુએ મોટી ભૂલ કરી પાછળથી એનુ પરિણામ વિપરીત આવ્યુ શેરખાનની સત્તા ઓછી થવાને બદલે પ્રતિદિન વધતી ગઈ એની ચાલેલી લડાઈ પતી નહિ તે પહેલા તો હુમાયુને ગુજરાત જવુ પડ્યુ

**ગુજરાતની છત**—ગુજરાતનો રાજા બહાદુરશાહ આ વખતે અતિશય બળવાન થઈ પડ્યો હતો ગુજરાત ઉપરાત માળવા ખાનદેશ અને અહમદનગર તેણે તાબે કર્યા હતા ઈ સ ૧૫૨૬ મા ગાદી ઉપર આવ્યા પછી આવા અનેક મુલકો છતી લઈ ત્યાના રાજાઓ પાસેથી તે ખંડણી મેળવતો હતો અને દિલ્હીના સુલતાનની સત્તાનો અનાદર કરતો હતો હુમાયુના સાળા મહમદ મીરજાએ હુમાયુ સામે બંડ ઉઠાવ્યુ હતુ તેને બહાદુરશાહે આશ્રય આપવાથી હુમાયુ ગુજરાત ઉપર ચડ્યો. આ વખતે અલાઉદ્દીન લોદીએ અફઘાનિસ્તાનથી એકાએક આવી હુમાયુ સાથે લડવામા બહાદુરશાહની મદદ માગી એણે ઉપાડી મદદ ન કરતા તેને દ્રવ્ય આપ્યુ બહાદુરશાહના આ અયોગ્ય વર્તન માટે તેને બરાબર શિક્ષા કરવાની જરૂર ઊભી થઈ બહાદુરશાહે આ વખતે ચિતોડગઢને ઘેરો ઘાલ્યો હતો પણ હુમાયુએ તેને હરાવી ગુજરાત પ્રાંત કબજે કર્યો ત્યારપછી હુમાયુએ ચાપાનેરને ઘેરો ઘાલ્યો અને એ કિલ્લો ઘણા દ્રવ્ય સાથે સર કર્યો બહાદુરશાહ પોર્ટુગીઝોનો આસરો લેવા ગુજરાતથી નાસી દીવ બંદર ગયો

આ સવારીમા છત મળવાથી હુમાયુને ગુજરાત અને માળવા એ બને પ્રાતો મળ્યા પોતાના ભાઈ અશ્કરીને ત્યાનો બદોબસ્ત રાખવા મૂકી તે આગ્રે જઈ પાછો એશઆરામમા દિવસો નિર્ગમન કરવા લાગ્યો જો હુમાયુએ આ બે પ્રાતો પોતાની સત્તા નીચે રાખ્યા હોત તો એને પાછળથી પસ્તાવુ પડત નહિ આમ એ એક પછી એક ભૂલો કરતો ગયો ગુજરાતમા અવ્યવસ્થા ચાલવાથી બહાદુરશાહે પાછા આવી અશ્કરીને હરાવી ગુજરાત પાછુ જીતી લીધુ

**શેરખાનનું બડ—ઈ. સ. ૧૫૩૯–૪૦.**—હુમાયુનુ લશ્કર ગુજરાતની સવારીમા રોકાયુ હતુ તે વેળા શેરખાને બગાળામા પાછુ બડ ઉઠાવ્યુ ગુજરાતથી પાછા ફરતા તેને શેરખાનના બડની ખબર પડી, અને તે દિલ્હી પહોચ્યો નહિ તેટલામા ગુજરાત બહાદુરશાહે પાછુ મેળવ્યાના સમાચાર પણ આવ્યા ગુજરાતને પડતુ મૂકી હુમાયુ બગાળા તરફ ચાલ્યો અને તેણે ચુનારનો કિલ્લો સર કર્યો ઈ સ ૧૫૩૮ મા બાદશાહે ગૌડ શહેર કબજે કર્યું અને ૭ મહિના સુધી ત્યા પડ્યા રહી મોજમજાહ ભોગવી શેરખાનનો આશય મુગલ સત્તાને ઉખેડી પુન અફઘાન સત્તા સ્થાપવાનો હતો એણે હુમાયુની બેદરકારીનો લાભ લીધો હુમાયુએ એશઆરામને બાજુએ મૂકી ઉત્સાહ, વેગ, અને નિશ્ચયથી કામ લીધુ હોત તો શેરખાનને ઠેકાણે પાડી દેતા વાર લાગત નહિ ચોમાસુ શરૂ થતા ગગા નદીમા પૂર આવવાથી બધો પ્રદેશ જળમય થઈ ગયો રોગને લીધે હુમાયુના માણસો દિવસે દિવસે ઘટતા ગયા અતે પોતાની રાજધાનીમા પાછા પહોચી જવાનો બાદશાહે વિચાર કીધો શેરખાને ચોમાસુ પૂરુ થતા જ ચુનારગઢનો કિલ્લો પાછો લીધો મોઘીર આગળ શેરખાને ચતુરાઈથી હુમાયુને ઠગવી ગૌડનો કિલ્લો સર કર્યો

ઈ સ ૧૫૩૯ મા શેરખાને હુમાયુની ફોજ ઉપર અકસ્માત્ હલ્લો કર્યો, અને તેને એવો હેરાન કર્યો કે તેને નાસવુ પડ્યુ ગગા નદી તરી નાસી જતા તે ડૂબવાની અણી પર હતો પરતુ એક ભિસ્તીની વખતસરની મદદ મળવાથી તે ડૂબતો બચ્યો બાદશાહની પાછળ બેગમ રહી ગઈ, પણ શેરખાને તેને સન્માન સાથે માનભેર આગ્રા મોકલી આપી

**અકબરનો જન્મ**—કામરાન તથા હિંદાલને વશમા લઈ તથા બધુ ઠીકઠાક કરી હુમાયુએ ફરી પાછી ઈ સ ૧૫૪૦ મા શેરખાન ઉપર ચઢાઈ કરી બંનેના લશ્કરો કનોજ પાસે ભેગા થયા ભાડૂતી સિપાઈની હુમાયુની ફોજને શેરખાને સહેલાઈથી હરાવી કાઢી અને હુમાયુની પાછળ પડી તેને નસાડ્યો કામરાન તથા હિંદાલનો આશ્રય ન મળવાથી હુમાયુએ આશ્રય મેળવવાની આશાથી સિંધ તરફ પ્રયાણ કર્યું માર્ગમા હિંદાલના મુકામ પર થોડો વખત થોભ્યો અને ખુરાસાનના રહેનાર શેખઅલી નામના હિંદાલના ગુરુની પુત્રી હમીદા સાથે લગ્ન કર્યાં આશ્રયની આશાથી હુમાયુ જોધપુરના રાજા માલદેવ પાસે જવાને નીકળ્યો અહીંના નિર્જન વેરાન પ્રદેશમા હુમાયુ તથા તેના માણસો પર વિવિધ પ્રકારના સંકટો પડ્યા ભૂખ, તરસ, તાપ, તથા મુસાફરીની અનેક અડચણો ખમી અને રવડી રખડીને તે સાત માણસો સાથે ઊમરકોટ આવી પહોંચ્યો અહીં તેની બેગમ હમીદાએ તા ૧૪ મી ઑક્ટોબર સને ૧૫૪૨ ને રોજ મહાન અકબરને જન્મ આપ્યો ઊમરકોટના રાણા પાસેથી મદદ મેળવી હુમાયુએ સિંધ પ્રાંત પુન કબજે કરવાનો પ્રયત્ન કર્યો પરંતુ સિંધ ઉપરની ચઢાઈ નિષ્ફળ નીવડવાથી તે કંદહાર તરફ જવા નીકળ્યો રસ્તામા એના ભાઈ અસ્કરીએ એને રોકવાથી પોતાની બેગમ તથા પુત્રને પાછળ રહેવા દઈ એ ઈરાન ગયો ત્યાના રાજા શાહ તહમાસ્પે હિંદુસ્તાનમા શિયા પંથ સ્થાપવાની શરતે હુમાયુને મદદ આપી હુમાયુએ પોતે પણ શિયા પંથ સ્વીકાર્યો, અને ત્યાથી મોટુ લશ્કર મેળવી પ્રથમ કંદહાર સર કર્યું ત્યાથી હુમાયુ કાબુલ જીતવાને નીકળ્યો, અને પોતાના ભાઈઓની વિરુદ્ધના માણસોને વશમા લઈ ઈ સ ૧૫૪૫ ના ઑક્ટોબર માસમા એણે કાબુલ લીધુ

કાબુલ તાબે કરી હુમાયુ પાછો હિંદુસ્તાન આવ્યો સૂરવંશના રાજાઓમા ચાલી રહેલા કુસંપ તથા તેમની નિર્બળતાનો લાભ લઈ બહેરામખાનની મદદથી તેણે સૂરવંશના સુલતાન સિકંદરશાહને સરહિંદ આગળ હરાવ્યો સૂરવંશની સત્તા તૂટી ગઈ અને મુગલસત્તા ફરીથી હિંદમા જામી

ફરીથી પ્રાપ્ત કરેલી સત્તા હુમાયુ ઝાઝા દિવસ ભોગવી શક્યો નહિ પોતાના પુસ્તકાલયમાંથી મસીદમાં સંધ્યાકાળની નમાજ પઢવા જતાં સીડીએથી ઉતાવળમાં પગથીઆં ઊતરતાં એનો પગ લપસી જવાથી એ નીચે પડ્યો અને એ ઇજાથી ચાર દિવસમાં મરણ પામ્યો બાબરે સ્થાપેલી મુગલ સત્તાને મજબૂત કરવામાં હુમાયુ નિષ્ફળ નીવડ્યો એનામાં હિંમત અને શૌર્ય હતાં પરંતુ બાબરની સાહસિકતા, ધારેલા હેતુઓ પાર પાડવાનો દૃઢ નિશ્ચય, તેમ જ શત્રુનો સમૂળ નાશ કરવાની આવડત એનામાં ન હતાં

# પ્રકરણ ૨૯

---

## સૂરવંશ—ઈ. સ. પૂ. ૧૫૪૦–૧૫૫૫

શેરશાહનો જન્મ ઘોર પ્રાંતમાં ગોરી સૂર નામે એક બળવાન જાતિમાં થયો હતો. એ પ્રથમ પંજાબના સૂબા

શેરશાહ

દોલતખાન લોદી પાસે નોકરીમાં રહ્યો. એક વાર તેની સાથે એ શિકારે ગયો હતો ત્યાં એણે તરવારના એક ઝટકાથી વાઘનું માથું ઉડાવી દીધું. બાદશાહે એના શૌર્યથી પ્રસન્ન થઈ એને 'શેરખાન'નો ઇલકાબ આપ્યો અને ત્યારથી એ એજ નામથી ઓળખાયો. પાણીપતના યુદ્ધમાં ઇબ્રાહીમ લોદીને હરાવી બાબર દિલ્હીની ગાદીએ બેઠો, ત્યારે શેરખાન બિહાર પ્રાંતના સૂબા મહમદશાહ પાસે જઈ રહ્યો.



શેરશાહ

ધીમે ધીમે ફોજ એકઠી કરી શેરખાન બાબરને નામે આજુબાજુનો મુલક મેળવી સત્તા જમાવવા લાગ્યો. જોનપુરનો પ્રાંત જીતી લઈ પૂર્વ તરફના પ્રદેશોમાં વસતા અફઘાન સરદારોને એક કરી તે પોતાની સત્તા વધુ ને વધુ મજબૂત કરતો ગયો. બંગાળા તથા જોનપુરમાં એની સત્તા ધીમે ધીમે વધતી ચાલી અને ચુનારગઢનો કિલ્લો એણે સરનાઈથી સર કર્યો.

અનુકૂળ સંજોગો મળતાં જ શેરખાને હુમાયુને પ્રથમ બક્સર આગળ અને પછી કનોજ આગળ સખત હાર ખવરાવી દિલ્હી તથા માંથી હાંકી કાઢ્યો અને પોતે 'શેરશાહ' નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ બેઠો. આ પ્રમાણે શેરખાને હિંદમાં અફઘાનવંશની પુનઃ સ્થાપના કીધી.

**શેરશાહની જીતો**—પોતાની ધારેલી નેમ પાર પાડી શેરશાહે રોહાનો કિલ્લો ફરીથી ચણાવ્યો પછી ઈ. સ. ૧૫૪૩ મા માળવા ઉપર સવારી કરી તે જીતી તે મારવાડ તરફ ચાલ્યો મુશ્કેલથી તેણે મારવાડ સર કર્યું પછી ચિતોડગઢ જીતી લઈ તે રણથંભોર ગયો અને ત્યાના કિલ્લાને સર કરી તે કલિંજરના કિલ્લા ઉપર સવારી લઈ ગયો. કલિંજરનો કિલ્લો ઘણો મજબૂત હતો તેથી તે સહેલાઈથી હાથમા આવે તેમ ન હતુ કોઈ પણ પ્રકારે કિલ્લો સર કરવાના પ્રયાસમા શેરશાહ અનેક યુક્તિઓ અજમાવતો હતો તેવામા કિલ્લામાથી તોપનો ગોળો છૂટી એના દારૂખાનામા પડવાથી તે એકદમ સળગી ઊઠ્યો તેમા શેરશાહ અને તેના ઘણા માણસો નાશ પામ્યા

**શેરશાહના સુધારા**—પાચ વર્ષની કારકિર્દીમા શેરશાહે પ્રજાહિતના અનેક કામો કર્યા દેશના રક્ષણ માટે એણે લશ્કરની ઘણી જ સારી ગોઠવણ રાખી હતી એનુ પાયદળ, હયદળ ને તોપખાનુ હમેશ યુદ્ધને માટે તત્પર હતુ દરાવેલે વખતે તેની કાળજીપૂર્વક તપાસ લેવાતી સૈનિકોને દર મહિને ઠરાવેલો પગાર નિયમિત આપવામા આવતો બેવફા થનાર અને ગોટાળા કરનારને લશ્કરમાથી તેણે દૂર કર્યા, અને સરદારોને જાગીરો આપવાનો વહીવટ બધ કીધો

રાજ્યવહીવટને માટે તેણે હોશિયાર માણસોને નોકરીમા રાખ્યા. અને જુદા જુદા સરકારી ખાતાઓ માટે નિયમો નક્કી કર્યા સરકારી આવક તેમજ ખર્ચનો હિસાબ રાખવાને જુદુ ખાતુ ખોલી તેના ઉપર ખજાનચીની નિમણૂક કરી સરકારી નોકરોથી લાચરુશવત લેવાતી નહિ એક પ્રાતમા કોઈ અધિકારીની લાગવગ બહુ વધી ન જાય તેટલા માટે તેમની ફેરબદલી કરવાની પદ્ધતિ રાખી પ્રત્યેક પ્રાતમા દિવાની અને ફોજદારી થાણાને માટે જુદા જુદા અધિકારીઓ નીમ્યા એ શિલ્પકળાનો અતિ શોખીન હતો

એણે નાણાના ચલણમા સુધારો કરી ચાદીના રૂપીઆ દાખલ કર્યા પ્રાતો વચ્ચેના જકાતી નાકાઓ ઉઠાડી મૂક્યા આથી દેશનો વેપારરોજગાર બહોળા પ્રમાણમા વધ્યો પ્રવાસીઓની સગવડ માટે બગાળાના સોનાર ગામથી સિંધુ નદી સુધી બે હજાર માઇલનો

પાકો રસ્તો બંધાવ્યો. અને તેની બે બાજુએ ઝાડો રોપાવી દર બે માઈલે કૂવા તથા ધર્મશાળા કરાવ્યાં એ ઉપરાંત બીજા ઘણા રસ્તા કરાવ્યા અને ઘોડાઓ પર ટપાલ લાવવા-લઈ જવાની ગોઠવણ કરી વજન અને માપની એકસરખી પદ્ધતિ પ્રથમ એણે દાખલ કરી લોકોના રક્ષણાર્થે પોલીસની યોજના કરી અને ફોજદારી તથા સનદી કાયદાઓનો નવીન ખરડો રચ્યો રાજ્યમાં રાયથી રંક સુધી દરેકને યોગ્ય અને સોંઘી કિંમતે ન્યાય મળે એવા પ્રકારની યોજના કરી તે અમલમાં મૂકી રાજા ટોડરમલની સહાયથી શાસ્ત્રીય અને પ્રામાણિક મહેસૂલપદ્ધતિ રચી રાજ્યની સઘળી જમીનની માપણી કરાવી તેની ત્રણ પ્રત બાંધી, અને તેજ પ્રમાણે તેના દર નક્કી કરી મહેસૂલ લેવાનું ઠરાવ્યું શેરશાહની ધર્મસહિષ્ણુતાને લીધે હિંદુ તેમજ મુસલમાનો તેના તરફ પ્રીતિ રાખતા રાજ્યની નોકરી માટે જાતિભેદનો તફાવત ન રાખતા લાયકની પસંદગી થતી શેરશાહ પોતાની પ્રજા પ્રત્યેની જવાબદારી સંપૂર્ણ રીતે સમજતો હતો અને તેણે પોતાના અમલમાં પ્રજાહિતને માટે બને તેટલું કર્યું એણે ફક્ત રજપૂતો તરફ સારું વર્તન ચલાવ્યું નહિ પણ આ ભૂલ અકબરે સુધારી

**શેરશાહનું ઇતિહાસમાં સ્થાન**—શેરશાહ કેવળ બહાદુર લડવૈયો જ ન હતો એ પહેલી પંક્તિનો સરદાર પણ હતો હુમાયુને લશ્કરી થાપ આપવાની જે યુક્તિપ્રયુક્તિઓ એણે વાપરી છે તે ખરેખર એને માટે માન ઉપજાવે છે દુશ્મનને થાપ આપી, ભ્રમમાં નાખી, કાવાદાવાથી કે પછી લડાયક કુનેહથી કામ કાઢી લેવાની એની કળા એના અમલ પહેલાં અજમાવાયેલી જાણમાં નથી અત્યાર સુધીની બધી લડાઈઓ ખુલ્લા મેદાનમાં સામસામા લશ્કર વચ્ચે થઈ હતી મોટા લશ્કરને નાના લશ્કરવડે થાપ આપી તેને મહાત કરી દેવાની કળા શેરશાહે પહેલવહેલી વાપરવી શરૂ કરી દુનિયાના મહાસેનાનીઓમાં શેરશાહનું સ્થાન ઘણું ઊંચું છે ઉત્તર હિંદુસ્તાનમાં કિલ્લાઓની અગત્યનું ભાન કરાવનાર પણ શેરશાહ જ હતો એક વિજેતા તરીકે એણે જેટલી કીર્તિ મેળવી તેટલીજ એક ન્યાયી, ઉદાર, ડાહ્યા

અને દૂરંદેશી રાજા તરીકે પણ મેળવી શેરશાહે દાખલ કરેલી રાજ્યપદ્ધતિનું અનુકરણ અકબર બાદશાહે એના પછી કર્યું શેરશાહના બધા ગુણો એણે વારસામા મેળવ્યા હતા એમ કહીએ તો ચાલે શેરશાહ ન હોત તો અકબર આટલો મોટો ન થાત," એ ઉક્તિમા શેરશાહના ગુણો તથા શક્તિઓનું યોગ્ય ચિત્ર આલેખાયું છે

શેરશાહના મરણ પછી તેનો પુત્ર સલીમશાહ ગાદી પર આવ્યો પિતાને પગલે ચાલી સલીમશાહે ઘણા લોકોપયોગી કામો કર્યાં પત્રવ્યવહારની યોજનામા સુધારો કર્યો અને પોતાની પ્રજાને સુખી કરવા અનેક ઉપાયો યોજ્યા કાબુલના શાહે પંજાબ ઉપર સવારી કરાથી એ તેની સામે લડવા ગયો પરંતુ રોગના પંજામા સપડાઈ જઈ ઈ સ ૧૫૫૩ મા મરણ પામ્યો

સલીમશાહના મરણ પછી સૂરવંશ નબળો પડવા લાગ્યો તેના પછી બે સુલતાનો થયા પણ તે પોતાની સત્તા ટકાવી શક્યા નહિ એ નબળાઈનો લાભ લઈ છેલ્લા સુલતાન સિકંદરશાહના વખતમા હુમાયુ પાછો હિંદુસ્તાન આવ્યો અને તેને સરહિંદ આગળ હરાવ્યો આ રીતે શેરશાહે સ્થાપેલા સૂરવંશની સમાપ્તિ થઈ અને મુગલસત્તા ફરીથી દાખલ થઈ

મેળવવામાં એ હુમાયુને ખાસ સહાયભૂત હતો

હવે અકબરે રાજ્યકારભાર પોતાના હાથમાં લઈ મુગલરાજ્ય જમાવવા માંડ્યું એની રાજનીતિના મુખ્ય સિદ્ધાંતો ત્રણ હતા સઘળી પ્રજા તરફ સમદૃષ્ટિ, ધર્મની બાબતમાં તટસ્થતા, અને દુશ્મન તરફ ઉદારતા

**અકબરની જીતો**—ઈ સ. ૧૫૬૧ માં અકબરે પહેલી ચઢાઈ રજપુતાના પર કરી જયપુરના રાજાએ અકબરની સત્તા સ્વીકારી, અને પોતાની પુત્રી તેની સાથે પરણાવી તેના બદલામાં અકબરે ભિહારીમલ્લ નામના તેના પુત્રને લશ્કરમાં મોટી પદવી આપી ત્યાર પછી જોધપુરના રાજા માનદેવને હરાવી તેની પુત્રી સાથે તેણે લગ્ન કર્યું

રજપૂતાના

**ચિતોડના રાણા ઉદેસિંહ**—અકબરની સત્તા બીજા સઘળા રજપૂત રાજાઓએ સ્વીકારી, પણ મેવાડના રાણા ઉદેસિંહે માની નહિ અકબરે જોયું કે જ્યાંસુધી ચિતોડ કબજામાં આવે નહિ ત્યાંસુધી રજપૂતાનામાં પોતાની સત્તા સ્થિર રહેશે નહિ આથી તેણે ઈ સ ૧૫૬૭ માં જાતે મોટી સેના સાથે ચિતોડગઢ પર ચઢાઈ કરી ઉદેસિંહ પોતાના મંત્રી જયમલને ચિતોડગઢનું રક્ષણ કરવાનું સોંપી અરવલીના ડુંગરમાં રક્ષણાર્થે ગયો જયમલે બહાદુરીથી ચિતોડનો બચાવ કીધો પણ આખરે તે હારી અકબરે સઘળો મેવાડ કબજે કર્યો આ પ્રમાણે રજપૂતાનાના લગભગ સઘળા રાજ્યો અકબરની સત્તા નીચે આવ્યા અને રજપૂતાના મુગલાઈ સામ્રાજ્યનું એક મહા અંગ બની રહ્યું થોડા વર્ષ પછી ઉદેસિંહ મરણ પામવાથી તેનો મહાપ્રતાપી પુત્ર પ્રતાપસિંહ ગાદીએ બેઠો એણે ચિતોડની સ્વતંત્રતા જાહેર કીધી અકબરે પોતાના


રાણા પ્રતાપસિંહ




અકબરના વખતનું મોગલ રાજ્ય ૧૬૦૦.

પુત્ર સલીમને માનસિંહની સરદારી હેઠળ મોટી સેના સહિત તેની સામે મોકલ્યો તેઓની વચ્ચે **હલદીઘાટનું** મોટુ યુદ્ધ થયુ તેમા પ્રતાપ થોડા લશ્કરને લીધે ફાવ્યો નહિ, તોપણ તે મુગલો સાથે ૨૦ વર્ષ સુધી લડ્યો દરમ્યાન અકબરે મેવાડમા ઠેકાણે ઠેકાણે થાણા બેસાડ્યા

**ગુજરાત**

જ્યારે રાણા પ્રતાપસિંહ સાથે યુદ્ધ ચાલતુ હતુ ત્યારે અકબર જાતે ગુજરાત જીતવા નીકળ્યો અકબરનો હેતુ સમજી જઈ ગુજરાતનો બાદશાહ મુજફ્ફરશાહ અકબરને સામો મળવા ગયો, ને પોતે તેને જ તાબેદાર હોવાનુ જણાવ્યુ આથી વગર મહેનતે ગુજરાત અકબરના હાથમા આવ્યુ પણ પાછા સિક્રી પહોંચતા ગુજરાતના બાદશાહના બળની બાતમી મળી અકબર એકદમ સાંઢણી પર બેસી નવ દિવસમા અમદાવાદ આવ્યો ને બળવાખોરોનો પરાજય કરી સિક્રી ગયો સિક્રીથી જઈને આ ફતેહ મેળવી હતી, તેથી એ શહેરનુ નામ **ફતેહપુર સિક્રી** પાડ્યુ

**બંગાળા**

બંગાળાનો સરદાર દાઉદખાન ઉદ્ધત થવા લાગ્યો હતો તેને અકબરે કેટલાક નિષ્ફળ પ્રયત્નો પછી ઈ સ ૧૫૭૬ મા રાજમહાલના યુદ્ધમા હરાવ્યો ને બંગાળા દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધો ઈ સ ૧૫૯૨ મા એણે ઓરિસા પણ કબજે કર્યો

**કાશ્મીર**

આવી રીતે ગાદી પર બેઠા પછી ૨૦ વર્ષમા અકબરે વિંધ્યાચળ પર્વતની ઉત્તરનુ બધુ હિંદુસ્તાન પોતાના કબજામા આણ્યુ ત્યાર પછી એણે કાશ્મીર, સિંધ કંદહાર અને પેશાવર જીતી મુગલ રાજ્યમા જોડી દીધા

**દક્ષિણ**

આવી રીતે ઉત્તર હિંદુસ્તાનમા જીતનુ કામ પૂરુ કરી ઈ સ ૧૫૯૫ મા અકબરે દક્ષિણ તરફ નજર ફેરવી આ વખતે દક્ષિણમા ખાનદેશ, અહમદનગર, ગોવળકોંડા અને બીજાપુરના ચાર મુસલમાની રાજ્યો હતા અકબરે પોતાનુ સર્વોપરિપણુ તેમની પાસે કબૂલ

કરાવવા એનચી મોકલ્યા પણ ખાનદેશના સુલતાન સિવાય બીજા કોઇએ એની સત્તા માન્ય રાખી નહિ આ મુસલમાની રાજ્યોમા ગાદીને માટે તેમ જ શિયા–સુની પથના વારવાર ટટા થતા એમાના એક પક્ષે અકબરની મદદ માગી તેણે શાહજાદા મુરાદને સેના આપીને અહમદનગર મોકલ્યો ત્યાનો સુલતાન નાનો હોવાથી **ચાંદબીબી** રાજ્ય કરતી હતી તેણે અનુપમ વીરતાથી અહમદનગરનુ રક્ષણ કર્યું, પણ પોતાના સરદારોની વફાદારીમા વિશ્વાસ ન રહ્યાથી તેણે અકબરની સત્તા કબૂલ કીધી ને વરાડ પ્રાત તેને આપ્યો ત્યારપછી થોડા વખતમા ચાંદબીબીનુ ખૂન થયુ ઈ સ ૧૫૯૯ મા અકબર પોતેજ અસીરગઢનો કિલ્લો સર કરી અહમદનગર પર ચડી આવ્યો અને તેણે અહમદનગર હાથ કર્યું

**અકબરની રાજનીતિ**—બાબરે મુગલસત્તાનો પાયો નાખ્યો, પણ તે મજબૂત થતા પહેલા તે મૃત્યુ પામ્યો હુમાયુએ પિતાનુ મેળવેલુ રાજ્ય ખોયુ અને તે મહામહેનતે પાછુ મેળવ્યુ અકબર ગાદીએ બેઠો ત્યારે એના તાબામા ફક્ત દિલ્હી અને તેની આસપાસનો પ્રદેશ હતો પરન્તુ એણે મુગલસત્તા ઉત્તરમા કદહાર ને કાશ્મીરથી તે છેક દક્ષિણમા અહમદનગર સુધી જમાવી

અકબરની જીતોની પરપરાથી એની વિજેતા તરીકેની મહત્તા પ્રતીત થાય છે અકબરની કાર્યશક્તિ તથા ઉત્સાહ અસાધારણ હતા એના પિતાનો એક દુર્ગુણ એનામા ન હતો વળી એનુ શારીરિક બળ અસાધારણ હતુ દૂરદેશી રાજદ્વારી કુનેહ, તથા ચાલાકીથી એ વિસ્તીર્ણ રાજ્યનો માલિક થયો જે જે રજપૂત રાજ્યો એણે જીત્યા તેમની સાથે એ માનસહિત વર્ત્યો તે ઉપરાત તેમને કબજામા રાખી તેમનુ બળ પોતાના લાભમા વાપર્યુ ધર્મની બાબતમા વચ્ચે ન પડતા જેને જે ફાવે તે ધર્મ પાળવાની છૂટ આપવાથી એ પ્રજાપ્રેમ સપાદન કરી શક્યો આ મા દેશમાથી જુદા જુદા ધર્માચાર્યોને બોલાવી ધાર્મિક બાબતો પર તે વાદવિવાદો ચલાવતો

અકબરે પોતાના રાજ્યમા ઉદાર મનથી સુધારાઓ કર્યા હતા 'જજિયા' નામનો કર એણે માફ કર્યા હિંદુઓમા ચાલતા સતી

થવાના ચાલને નાબૂદ કરવા ઘણા પ્રયાસો કર્યા આ રિવાજ ઠેઠ બંધ ન થયો, તોપણ બળાત્કારથી સતી કરવાનુ એણે અટકાવ્યુ **બાળલગ્ન થતાં અટકાવ્યાં. વિધવાઓને પુનર્વિવાહ કરવાની છૂટ આપી.** રીસાળીને મારવાની સજા બંધ કરાવી હારેલા શત્રુના વારસોને વેચવાની કે ગુલામ તરીકે ગણવાની જે સત્તા વિજેતા સૈનિકો ભોગવતા હતા તે એણે નાબૂદ કરી

અકબરે કરેલા સઘળા સુધારાઓમા અગત્યનો સુધારો **'ટોડરમલની મહેસૂલપદ્ધતિ'** નો હતો ટોડરમલે ગ્રામપંચાયતને પોતાની યોજનામા અગ્રસ્થાન આપ્યુ આથી મહેસૂલ નક્કી કરવાનુ સહેલુ થઈ પડ્યુ ઇજારાથી જમીન આપવાનો વહીવટ બંધ કરી મહેસૂલ વસૂલ કરવા સરકારી અધિકારીઓ નીમ્યા ઇજારાનો ધારો બંધ થવાથી રૈયતની ઘણી પીડા નાશ પામી જમીનની માપણી કરાવી તેનુ ઉત્તમ, મધ્યમ ને કનિષ્ઠ એવુ પ્રમાણ ઠરાવ્યુ અને પાછલા ઓગણીસ વર્ષની ઉપજની સરાસરી કાઢી તે ઉપરથી પ્રત્યેક વીઘાનુ સરકારી મહેસૂલ નક્કી કર્યું ઉપજનો ત્રીજો ભાગ સરકારમા લેવાનો એણે નિયમ રાખ્યો હતો સરકારે ઠરાવેલુ મહેસૂલ જ્યા સુધી ભરપાઈ થતુ ત્યા સુધી કોઈ પણ ખેડૂત પાસેથી જમીન પાછી લઈ શકાતી નહિ આ જ ઢબ ઉપર પાછલા રાજ્યકર્તાઓએ પોતાની વ્યવસ્થા રાખી હતી

અકબરે આખા રાજ્યને ૧૮ સૂબા કે પ્રાતમા વહેંચી નાખ્યુ અને દરેક પ્રાતના સરકાર કે જિલ્લા ને દરેક જિલ્લાના મહાલ કે પરગણા પાડ્યા તેથી રાજ્યકારભાર ઘણો સરળ થઈ ગયો દરેક પ્રાત ઉપર એકેક સૂબેદાર નીમી મુલકી અને લશ્કરી અધિકાર તેને સોંપ્યો, એમને લશ્કરી, મુલકી અને જમાબંધી, એ ત્રણે મુખ્ય ખાતા તેને સોંપ્યા હિંદુ અને મુસલમાનોના અપરાધોનો ન્યાય હિંદુ અને ઇસ્લામી કાયદાઓ પ્રમાણે કરવામા આવતો 'મીર આદિલ' ના ખિતાબવાળો મુખ્ય ન્યાયાધીશ અને એક કાજી એના બે અમલદારો સઘળા કાજીઓની નિમણૂક કરતા મુસલમાની રિવાજ અને મનુસ્મૃતિનો આધાર લઈને અકબર સઘળા અપરાધો માટે શિક્ષા ઠરાવતો હતો

અકબરનું કાયમનું કે સ્થાયી સૈન્ય ૧૨ હજાર ઘોડેસ્વાર અને ૧૨ હજાર પાયદળ ને ગોલંદાજોનું બનેલું હતું સૈન્યમાં જુદા જુદા દરજ્જાના મનસબદારો હતા અત્યાર સુધી દરેક સિપાહીને સેનાપતિ પગાર ચૂકવતા તેથી લુચ્ચાઈ થતી સૈનિકોની કેટલીક ખોટી સંખ્યા બતાવી તેઓ પૈસા ખાઈ જતા હવેથી દરેક સૈનિકને સરકારી તીજોરીમાંથી બારોબાર પગાર આપવાની ગોઠવણ થઈ

**અકબરનો દરબાર**—અકબરના દરબારમાં **રાજા માનસિંહ, રાજા ટોડરમલ, બીરબલ, અબુલ ફઝલ, અબુલ ફૈઝી, મુલ્લાં દોપ્યાજા, હકીમ હુમામ, જગન્નાથ પંડિત, તાનસેન** વગેરે અનેક રત્નો દીપતા હતા ટોડરમલ મોટો નાણાશાસ્ત્રી હતો એના પછી મુગલ શહેનશાહતમાં એના જેવી રાજદ્વારી કુનેહ તથા પ્રામાણિકતા ધરાવતો બીજો પુરુષ થયો નથી એણે જમીનમહેસૂલની જમાબંધીની પદ્ધતિ દાખલ કરી અબુલ ફઝલ અકબરના સઘળા દરબારીઓમાં સૌથી વધારે વિદ્વાન હતો એણે "આઈન-ઈ-અકબરી" નામે ગ્રંથ લખ્યો છે આ ગ્રંથમાંથી અકબર અને તેના રાજ્યવહીવટની સવિસ્તર માહિતી મળે છે શાહજાદા સલીમની ઉશ્કેરણીથી ઈ સ ૧૬૦૨ માં એનું ખૂન થયું એ ખૂનથી અકબરને ઘણું દુઃખ થયું રાજા માનસિંહ મહાન રજપૂત યોદ્ધો હતો માનસિંહની મદદથી અકબર કંધાર, ગુજરાત, અને રજપૂતાના જીતી શક્યો તાનસેનની ખ્યાતિ સિદ્ધ ગવૈયા તરીકે આખા દેશમાં પ્રસરેલી છે લેખકોએ આ નરરત્નોને અકબરના દરબારના "નવરત્ન" ગણ્યા છે પરંતુ તેના દરબારમાં બીજાં અનેક રત્નો પ્રકાશતાં હતાં અકબર વિદ્યાવિલાસી હોવાથી એણે ઘણા સંસ્કૃત ગ્રન્થોમાંથી ફારસી ભાષામાં તરજુમા કરાવ્યા અબુલ ફઝલે સાત વર્ષ મહેનત કરી "આઈન-ઈ-અકબરી" લખી એના અમલ દરમ્યાન કવિ તુલસીદાસે પોતાનું નામીચું રામાયણ તૈયાર કર્યું

ગુણાવલોકન

સ્વભાવે અકબર પ્રેમાળ ઉદાર અને ન્યાયી હતો માણસની એ ઘણી જ ઉત્તમ રીતે પરીક્ષા કરી જાણતો હતો એણે ધર્મની બાબતમાં સમદૃષ્ટિ રાખી ને પ્રેમથી સૌની મૈત્રી મેળવી આથી એનું રાજ્ય વધુ બળવાન થયું

જહાંગીર પોતાની રોજનીશીમા જણાવે છે "મારા પિતાની ઊંચાઈ મધ્યમસરની, શરીરનો રંગ ઘઉંવર્ણો, અને આંખો તથા ભમરો કાળી શાહી જેવા હતા ચહેરો સુંદર પાણીદાર, કમ્મર બારીક, છાતી પહોળી, અને હાથ લાંબા હતા તેનો અવાજ જુસ્સામા વર્ણન કરતી વખતે ઘણો મધુર લાગતો" શિકારનો એને ઘણો શોખ હતો અકબર પોતે લખી વાંચી જાણતો નહિ, છતા કાવ્ય, કળા, ધર્મ તથા વિનોદમા અતિ રસ લેતો

અકબરે કરેલા સુધારાઓ, એની રાજનીતિ, વિજેતા તરીકે એણે મેળવેલી ખ્યાતિ, જીતેલા પ્રાંતોની સુંદર વ્યવસ્થા, પ્રત્યેક ધર્મ પ્રત્યે સમભાવ, જ્ઞાતિભેદ ન ગણતા લાયકની લાયક કદર, તથા આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની એની મનોવૃત્તિ વગેરે સદ્‌ગુણો જોતા એને મહાન અશોક સાથે સરખાવીએ તો તે કંઈ અયોગ્ય નથી ઇસ્લામ અને હિંદુસંસ્કૃતિના મિલનને માટે એણે સતત પ્રયત્નો કર્યા હતા મહાન વિજેતા, ધુરંધર રાજ્યકર્તા રાજનીતિજ્ઞ તથા સંસ્કૃતિપૂજક તરીકે અકબરનુ નામ ઇતિહાસમા અમર રહેશે

અકબરની જિંદગીના છેલ્લા વર્ષ દુઃખમા ગયા શાહજાદા સલીમની સ્વચ્છંદી અને બંડખોર વર્તણૂકથી એને ઘણો ખેદ થતો હતો પોતાની પાછળ ગાદીને માટે ટંટો ન થાય તે માટે પોતાની આખર અવસ્થા વખતે સલીમને બોલાવી બધા સરદારોને એકઠા કરી તેમની હાજરીમા તેને ગાદી વારસ ઠરાવ્યો ને તેને મદદ આપવાના તેમની પાસેથી સોગંદ લેવડાવ્યા ત્યારપછી ખુદાની બંદગી કરતો કરતો એ ઈ સ ૧૬૦૫ મા મરણ પામ્યો

# પ્રકરણ ૩૧

---

## મુગલાઈનો વૈભવ

**જહાંગીર**—ઈ. સ. ૧૬૦૫–૧૬૨૭—અકબરના મરણ પછી ગાદીએ આવતા સલીમે 'જહાંગીર' (જગતનો જીતનાર) એ નામ ધારણ કર્યું પરંતુ આ મોટું નામ સાર્થક કર્યું નહિ, કારણ કે એણે એકે નવો મુલક જીત્યો નહિ. આળસ તથા એશઆરામમાં એણે સઘળો વખત ગાળ્યો.



જહાંગીર

એની રાજ્ય શક્તિનો ખરો ઉપયોગ ખુશરૂનું બંડ શમાવી દેવામાં થઈ ગયો હોય એમ લાગે છે કારણ કે પાછળથી ઘણે ભાગે એની આખી જીંદગી મોજશોખ તથા વિલાસમાં ભોગવવામાં પૂર્ણ થઈ. જો અકબર રાજ્યતંત્ર અને લશ્કરી ગોઠવણ અધુરા પાયા પર મૂકી ગયો હોત તો જહાંગીરને રાજ્ય વગરનો થતા વાર ન લાગત.

**નૂરજહાન**—નૂરજહાનની પૂરી હકીકત રસિક અને બોધદાયક છે. ખોરાસાનના સુલતાનના મહમદ શરીફ નામના એક વિશ્વાસુ શિયા ધર્મી વજીરનો પુત્ર ગ્યાસબેગ ઉર્ફે ગ્યાસુદ્દીન આજીવિકાની શોધમાં હિંદુસ્તાન આવવા નીકળ્યો. રસ્તામાં તેને લુટારાઓએ લૂંટી લીધો. આ અરસામાં તેની સ્ત્રીએ એક છોકરીને જન્મ આપ્યો. તેનું નામ "મિહરૂન્નિસા" પાડવામાં આવ્યું. એને જ પાછળથી નૂરજહાન કહેવામાં આવી. સંકટમાં પડેલા પિતાએ એને ત્યજી દીધી પરંતુ મલિક મસૂદ નામના અકબરના એક જાણીતા વેપારીની મદદ મળવાથી તેણે છોકરીને પાછી ઉપાડી લીધી, અને તે વેપારી સાથે તે દિલ્હી ગયો. ત્યાં તેને એક સાધારણ નોકરી મળી. ગ્યાસબેગની

શ્રી અકબરના જનાનખાનામાં નોકરી કરતી હતી તેની સાથે નૂરજહાનનું ત્યાં ઘણી વખત આવવું જવું થતું તે વેળા જહાંગીરની તેના ઉપર નજર પડી અને તે તેની સાથે પ્રેમમાં પડ્યો આ વાત નૂરજહાનની માને પસંદ ન પડવાથી તેણે અકબરને ફરીઆદ કરી અકબરે સમયસૂચકતા વાપરી નૂરજહાનને બંગાળાના સૂબા શેર અફઘાન સાથે પરણાવી તેને જહાંગીરની નજર આગળથી દૂર કરી

જહાંગીરે ગાદીએ આવ્યા પછી નૂરજહાનને મેળવવાના પ્રયાસો શરૂ કર્યા એણે શેર અફઘાનને મારી નૂરજહાનને પકડી મગાવવા હુકમ મોકલ્યો આ સાંભળી તાજ શેર અફઘાન નૂરજહાનને મારી નાખવા ઘણ તત્પર હતો નૂરજહાનની માએ તે સ્વામી પડી મરણ પામી એ એવી હકીકત કહેવા તેણે આપઘાત કર્યો શેરઅફઘાનના મૃત્યુ પછી જહાંગીરના સૈનિકો નૂરજહાનને પકડી આગ્રે લઈ આવ્યા શરૂઆતમાં તો નૂરજહાને જહાંગીરની લગ્નની માગણી ધુતકારી કાઢી પણ અંતે પોતાની સ્થિતિથી કંટાળી તેણે બાદશાહ સાથે લગ્ન કરવા ખુશી બતાવી અને ઈ સ ૧૬૧૧ માં બંનેનું લગ્ન થયું


નૂરજહાન

નૂરજહાન સાથે લગ્ન થયા પછી જહાંગીરે સઘળો રાજ્ય કારભાર તેના હાથમાં સોંપી દીધો આ વખતથી રાજ્યના સઘળા ખાતામાં નૂરજહાનની સત્તા અને લાગવગ વધતાં ચાલ્યાં નૂરજહાન ચતુર તથા રાજ્યના કાવાદાવામાં નિપુણ હતી નૂરજહાને પોતાના બાપ તથા ભાઈઓને રાજ્યના મોટા હોદ્દા ઉપર ગોઠવી દીધા અને પોતાની સત્તા મજબૂત કરી તેમની મદદથી તેમજ પોતાની બુદ્ધિ તથા વ્યવહારકુશળતાથી તેણે આખા રાજ્યમાં એકહથ્થુ સત્તા ચલાવી અને પોતાના રાજ્યકારભારથી લોકોમાં વણો સતોષ ફેલાવ્યો તેથી તે પ્રજામાં અતિ પ્રિય થઈ પડી

# પ્રકરણ ૩૧

## મુગલાઈનો વૈભવ

**જહાંગીર—ઈ. સ. ૧૬૦૫-૧૬૨૭**—અકબરના મરણ પછી ગાદીએ આવતાં સલીમે 'જહાંગીર' (જગતનો જીતનાર) એ નામ ધારણ કર્યું પરંતુ આ મોટું નામ સાર્થક કર્યું નહિ, કારણ કે એણે એકે નવો મુલક જીત્યો નહિ. આળસ તથા એશઆરામમાં એણે ઘણો વખત ગાળ્યો.


જહાંગીર

એની [illegible] શક્તિનો સઘળો ઉપયોગ ખુસરૂનું બંડ શમાવી દેવામાં થઈ ગયો હોય એમ લાગે છે, કારણ કે પાછળથી ઘણે ભાગે એની આખી જીંદગી મોજશોખ તથા વિલાસો ભોગવવામાં પૂર્ણ થઈ. જો અકબર રાજ્ય તંત્ર અને લશ્કરી ગોઠવણ અધૂરા પાયા પર મૂકી ગયો હોત તો જહાંગીરને રાજ્ય વગરનો થતાં વાર ન લાગત.

**નૂરજહાન**—નૂરજહાનની પૂર્વ હકીકત રસિક અને બોધદાયક છે. ખોરાસાનના સુલતાનના મહમદ શરીફ નામના એક વિશ્વાસુ શિયા ધર્મી વજીરનો પુત્ર ગ્યાસબેગ ઉર્ફે ગ્યાસુદ્દીન આજીવિકાની શોધમાં હિંદુસ્તાન આવવા નીકળ્યો. રસ્તામાં તેને લુટારાઓએ લુંટી લીધો. આ અરસામાં તેની સ્ત્રીએ એક છોકરીને જન્મ આપ્યો. તેનું નામ "મિહરુન્નિસા" પાડવામાં આવ્યું. એને જ પાછળથી નૂરજહાન કહેવામાં આવી. સંકટમાં સપડાએલા પિતાએ એને તજી દીધી પરંતુ મલિક મસૂદ નામના અકબરના એક જાણીતા વેપારીની મદદ મળવાથી તેણે છોકરીને પાછી ઉપાડી લીધી, અને તે વેપારી સાથે તે દિલ્હી ગયો. ત્યાં તેને એક સાધારણ નોકરી મળી. ગ્યાસબેગની

જહાંગીરના સમકાલીન ઇંગ્લંડના રાજા પહેલા જેમ્સ તથા ફ્રાન્સના રાજા ૧૩ મા લુઈ કરતાં જહાંગીર ઘણો સારો હતો. ધર્મની બાબતમાં એણે પ્રજાને સંપૂર્ણ છૂટ આપી હતી. રાજ્યમા કલાકૌશલ્ય તથા દેશના ઉદ્યોગને વધારે એવાં કાર્યોને ઉત્તેજન આપવાને એ કદી પણ ચૂકતો નહિ. એને સંગીત તથા શોધખોળનો બહુ શોખ હતો. એણે પોતાનુ આત્મવૃત્તાંત સુંદર રીતે લખ્યુ છે. એના



અકબરની કબર [સિકંદ્રા]

ઉદાર આશ્રય હેઠળ ઘણા ફારસી ગ્રંથો રચાયા એના વખતમા સિકંદ્રામા અકબરની કબર અને આગ્રામા ઇત્મદુદ્દૌલાની કબર અને એના મરણ પછી લાહોરમા એની પોતાની કબર, એ ઘણી સુંદર ઇમારતો બંધાઈ હતી. આ મકાનોનુ શિલ્પકામ ઉત્તમ પ્રકારનુ છે. ઈ. સ. ૧૬૧૩ મા પ્લેગ પહેલવહેલો પંજાબમા ફાટી નીકળ્યો હતો ને ત્યાર પછી લગભગ આખા હિંદુસ્તાનમા ફેલાયો હતો

**પોર્ટુગીઝ અને અંગ્રેજો**—સોળમા સૈકાની આખરથી પશ્ચિમ દેશોનું હિંદુસ્તાન તરફ ધ્યાન ખેંચાયુ જહાગીર ગાદીએ બેઠા પછી બે

**જહાંગીરની જીતો**—જહાંગીરને શરૂઆતમાં રજપૂતો સાથે યુદ્ધ કરવાની જરૂર પડી જયપુર અને મારવાડના રાજાઓ સાથે જહાંગીરને સ્નેહ હતો પરંતુ ઉદેપુરના રાજકુટુંબે અત્યાર સુધી મુગલોનું સ્વામિત્વ સ્વીકાર્યું ન હતું રાણા પ્રતાપસિંહે આખા રજપૂતાનામાં ફરીથી સ્વતંત્રતા સ્થાપવાનો દૃઢ નિશ્ચય કર્યો પરંતુ પોતાના જાતિભાઈઓના કુસંપ તથા મુગલોના બળને લીધે તેની મુરાદ પાર પડી નહિ શાહજાદા શાહજહાને પ્રતાપના કુંવર અમરસિંહનો પરાજય કરી ચિતોડને મુગલરાજ્યમાં જોડી દીધું

શૂરવીર ચાંદબીબીના મૃત્યુ પછી અહમદનગર મુગલરાજ્યનું એક અંગ બન્યું હતું પરંતુ ત્યાં હમેશાં અંધાધૂંધી વર્તી રહી હતી મલિક અંબરે આ ગડબડનો લાભ લઈ ત્યાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કર્યો આથી જહાંગીરે શાહજહાનને લશ્કર આપી દક્ષિણમાં મોકલ્યો તેણે ઈ સ ૧૬૧૬માં મલિક અંબરને હરાવી અહમદનગરનો કિલ્લો તાબે કર્યો

નૂરજહાન એક સ્ત્રી હોવા છતાં તેનામાં મહત્ત્વાકાંક્ષા અતિ પ્રબળ હતી જહાંગીરના મરણ પછી પોતાની પસંદગીનો શાહજાદો ગાદી પર લાવવાને તેણે અનેક કાવત્રાં કરવા માંડ્યાં પણ અંતે નૂરજહાનની ખટપટ નિષ્ફળ ગઈ અને જહાંગીર ઈ સ ૧૬૨૭માં મરણ પામ્યો ત્યારે શાહજહાન ગાદી ઉપર આવ્યો તેણે નૂરજહાનને વર્ષાસન બાંધી આપ્યું આ વખતથી તે શાન્ત જીવન ગાળવા લાગી

જહાંગીર દુર્ગુણી હોવા છતાં એનું શારીરિક બળ ઉત્તમ હતું દારૂનું બૂરું વ્યસન જો એને વળગ્યું ન હોત તો એ ઘણાં સારાં કામ કરી શકત સઘળી પ્રજાને એકસરખો અને સહેલાઈથી ન્યાય મળે એ હેતુથી એણે પોતાના મહેલમાં એક ઘંટ રાખ્યો હતો અને આ ઘંટને ૬૦ ફૂટ લાંબી સોનાની સાંકળ બાંધવામાં આવી હતી જે કોઈને ન્યાય જોઈએ તે તે વગાડતો અને જહાંગીર તેને દાદ આપતો જહાંગીરને રાજદરબાર ઉપર પ્રીતિ ન હતી તેણે રાજ્યની બધી સત્તા નૂરજહાનને સોંપી દીધી હતી

# પ્રકરણ ૩૨

## શાહજહાન—ઈ. સ. ૧૬૨૭–૧૬૫૮

શાહજહાન શાહજાદા તરીકે ઘણી લડાઇઓમા જીત મેળવીને પ્રખ્યાતિમા આવ્યો હતો નૂરજહાન એને ગાદી ન મળે એવી દરેક ખટપટ કરવાનુ ચૂકી નહોતી, છતા આખરે એમા તે ફાવી નહિ શાહજહાનનો પક્ષ સબળ હોવાથી એ પોતાના ભાઈભાડુનો નાશ કરી ગાદીએ બેઠો


શાહજહાન

**પોર્ટુગીઝો સાથે લડાઇ**—ગાદીએ આવ્યા પછી ઈ સ ૧૬૩૨ મા શાહજહાનને પોર્ટુગીઝ લોકો સાથે લડાઈ થઈ એ લોકો અકબર અને જહાગીરના સમયમા બગાળામા આવેલા હુગલી નગરમા વેપારની કોઠી સ્થાપી ઘણા સમૃદ્ધિવાન્ થયા હતા શાહજહાનને એમના પ્રત્યે વિશેષ તિરસ્કાર હતો જહાગીરના વખતમા શાહજહાને બડ ઉઠાવ્યુ હતુ તેમા એ ન ફાવવાથી બગાળા નાસી ગયો હતો, ત્યારે એણે પોર્ટુગીઝોની મદદ માગી હતી, પણ તેમણે એને મદદ ન આપતા ઊલટી બાદશાહી ફોજને મદદ કરી હતી આથી શાહજહાન તેમના ઉપર વેર રાખતો હતો વળી જહાગીરે તેમને અમુક શરતે કોઠી સ્થાપવાનો હક આપ્યો હતો, પણ તેઓએ શરત પ્રમાણે ન ચાલતા ચાંચિયાઓને પક્ષમા લઈ આસપાસનો પ્રદેશ કબજે કરી હુગલીના બદરમા તોપો ગોઠવી હતી તેઓ લોકોને વટલાવી ખ્રિસ્તી કરતા અને જેઓ ખ્રિસ્તી થવા ના પાડતા તેમને ગુલામ તરીકે વેચતા શાહજહાને બન્નેના ગુલામોને પોતાને સ્વાધીન કરવાનો તેમને હુકમ કર્યો, પરતુ આ હુકમ તેઓએ માન્યો નહિ આ કારણથી ઈ સ ૧૬૩૨ મા

એ જગી ફોજ લઈ શાહજહાને હુગલી ઉપર ચઢાઈ કરી અને પોર્ટુગીઝોને ત્યાંથી નસાડી દૂર કર્યા

**અફઘાનિસ્તાન સાથે લડાઇ**—કંદહાર આ વખતે ઘણી જ જાહોજલાલીમાં હતું હિંદુસ્તાન અને ઇરાન વચ્ચેના વેપારના ધોરી માર્ગ પર આવેલું હોવાથી તે ઘણું અગત્યનું મથક થઇ પડ્યું હતું આ મથક મેળવવા માટે મુગલો અને ઇરાનીઓ વચ્ચે હમેશા ઝઘડો ચાલતો હતો એ શહેરના સરદાર અલીમર્દાનખાન અને ઇરાનના શાહ વચ્ચે અણબનાવ થવાથી તેણે તે કિલ્લો શાહજહાનને સુપ્રત કર્યો શાહજહાને ઈ સ ૧૬૪૭ માં ઔરંગઝેબ તથા અલીમર્દાનખાનને મોટી ફોજ આપી કંદહાર જીતવા મોકલ્યા ઘણીએ આપત્તિ પડવા છતાં ઔરંગઝેબ હિંમત ન હારતા દુશ્મનો સાથે લડ્યો ને તેમાં તેણે ફતેહ મેળવી પણ દુશ્મનોનો સંપૂર્ણ નાશ કર્યો નહિ ડુંગરી પ્રદેશોમાં લડવાનું હોવાથી મુગલોના તંદુરસ્તી જાળવી શકી નહિ અને તેમાં ઘણા માણસોનો નાશ થયો અંતે ઔરંગઝેબ પાછો ફર્યો ઇરાનીઓએ ઈ સ ૧૬૪૮ માં કંદહાર સર કર્યું ઔરંગઝેબ તેમને તાબે કરવા ગયો પણ ફાવ્યો નહિ ઈ ૧૬૫૩ માં ફરી મોટી ફોજ લઈ કંદહાર ઉપર ચઢ્યો પણ ફાવ્યો નહિ આમ ત્રણ ત્રણ ચઢાઇઓ કરવા છતાં મુગલો વિજય મેળવી શક્યા નહિ અને કંદહાર તથા અફઘાનિસ્તાન મુગલોના હાથમાંથી સદાને માટે ગયા

**દક્ષિણની લડાઇ**—દક્ષિણમાં અહમદનગરનું નિઝામશાહી રાજ્ય હજુ મુગલોથી બરાબર જીતાયું ન હોતું તેને જીતવાને શાહજહાને પોતાના સરદાર મહોબતખાનને મોકલ્યો તેણે ઈ સ ૧૬૩૭ માં અહમદનગર સર કર્યું ત્યાર પછી બીજાપુરના આદિલશાહી રાજ્યને દબાવવાને પ્રયત્ન કરવામાં આવ્યો, પણ તેમાં ફતેહ મળી નહિ.

**શાહજહાનની રાજ્યવ્યવસ્થા**—શાહજહાનના અમલમાં મુગલસામ્રાજ્ય જાહોજલાલીને ટોચે પહોચ્યું શાંતિ અને આબાદી સર્વત્ર પ્રસરી રહ્યા એની ત્રીસ વર્ષની કારકિર્દીમાં ફક્ત બે જ મુદ્દો

થયા હતા એના અમલનો મધ્ય ભાગ ઘણો જ શાંતિમય હતો શાહજહાનનું રાજ્ય બાવીસ પ્રાંતોમાં વહેંચાયું હતું અને આ સર્વેનું મહેસૂલ એના સમયમાં બાવીસથી છત્રીસ કરોડ સુધી વધ્યું હતું શાહજહાને આખા દક્ષિણમાં ટોડરમલની જમીન મહેસૂલપદ્ધતિ દાખલ કરી એણે ખેતીવાડીના કામમાં ઘણો સુધારો કર્યો અને તેને લીધે એની વાર્ષિક ઉપજ ઘણી વધી કારીગરીને ઉત્તેજન મળવાથી દેશમાં નવા નવા હુન્નરઉદ્યોગો દાખલ થયા અને દેશની સમૃદ્ધિમાં વધારો થયો નિષ્પક્ષપાતી ન્યાય માટે શાહજહાન જાણીતો છે એણે જગન્નાથ પંડિત નામના સંસ્કૃત કવિને આશ્રય આપ્યો હતો

શાહજહાને સામ્રાજ્યનો રાજ્યવહીવટ એના ચાર પુત્રો દારા, સુજા, ઔરંગઝેબ અને મુરાદને સોંપ્યો હતો ધર્મની બાબતમાં એ જરાપણ આગ્રહી ન હતો જહાંગીરના ચાર પુત્રોમાં એ ગંભીર, કુશળ, ચતુર અને નિતિજ્ઞ હોવાથી એણે ગાદી મેળવી પોતાનો માર્ગ નિષ્કંટક કરવા એણે પોતાના પિતા સામે બંડ ઉઠાવ્યું અને ભાઈઓના પ્રાણ લીધા પોતાની વહાલી બેગમ મુમતાજ મહાલ પ્રત્યે એનો અનહદ પ્રેમ હતો

**શાહજહાનની કલાપ્રિયતા**—શાહજહાન એણે બાંધેલા ભવ્ય અને હેરત પમાડે તેવા મકાનોને માટે પ્રખ્યાત છે એણે પોતાની માનીતી રાણી મુમતાજ મહાલના સ્મરણાર્થે પુષ્કળ પૈસા ખરચીને **તાજમહાલ** નામની એક અતિસુંદર ઇમારત આગ્રામાં બંધાવી તાજમહાલ તેના અપ્રતિમ સૌંદર્યને લીધે સમસ્ત દુનિયાની ઇમારતોમાં પ્રથમ પદ ભોગવે છે એના બાંધકામ માટે દરરોજ ૨૦ હજાર માણસો કામ કરતા અને તે ત્રણ કરોડ રૂપિઆને ખર્ચે વીસ વર્ષે તૈયાર થયો હતો આ ઉપરાંત આગ્રા શહેરની ગરમી સહન ન થવાથી દિલ્લીની પાસે યમુના નદીને તીરે શાહજહાનાબાદ નામનું એક નવું શહેર એણે વસાવ્યું હતું **મયૂરાસન** નામનું એક રત્નજડિત સિંહાસન ૬,૫૦,૦૦,૦૦૦ રૂપીઆ ખર્ચી એણે પોતાને માટે કરાવ્યું હતું આ ઉપરાંત આગ્રામાં જુમામસ્જીદ અને મોતીમસ્જીદ અને દિલ્લીની જગજાહેર જુમામસ્જીદ પણ એણે બંધાવી હતી શાહજહાને રાવી



તાજમહાલ [આગ્રા]

નદીથી જમના નદી સુધી અને બીજી ઘણીએ નહેરો ખોદાવી હતી.


મુમતાજ

આવા અસાધારણ કામોથી શાહજહાનનું નામ ઝળહળી રહ્યુ છે. આટલો બધો ખર્ચ કરવા છતા શાહજહાન મરણ વખતે એની તિજોરીમા ૧૮ કરોડ રૂપીઆ સિલક તરીકે મૂકી ગયો હતો. આ હકીકતથી મુગલાઈ સામ્રાજ્યની સંપત્તિ અને વૈભવનો ખ્યાલ આવે છે.

**શાહજહાનના પુત્રો**—શાહજહાનને દારા, શુજા, ઔરંગઝેબ અને મુરાદ નામના ચાર પુત્રો હતા, અને જહાનઆરા તથા રોશનઆરા નામની બે પુત્રીઓ હતી. દારા સૌમા બુદ્ધિમાન અને ઉદાર વૃત્તિનો હતો એ સ્વભાવે ભોળો અને ગર્વિષ્ટ હતો. જ્યારે શાહજહાન માંદો પડ્યો ત્યારે એ કાબુલ ને પંજાબનો સુબો હતો. એના જેવો સંસ્કારી, વિદ્વાન અને તત્ત્વજ્ઞાની મુસલમાની સલ્તનતમા કોઈ થયો નથી એણે ઉપનિષદોનુ ભાષાંતર કર્યું હતુ બીજો પુત્ર શુજા બંગાળાનો સુબો હતો એ શરીર અને કાર્યકુશળ હતો ઇરાનીઓને ખુશ કરવા એણે શિયા ધર્મ સ્વીકાર્યો હતો ત્રીજો પુત્ર ઔરંગઝેબ દક્ષિણનો સુબેદાર હતો એ ઘણો ચાલાક, દીર્ઘદર્શી, શૂરવીર, કપટી તેમજ ધર્માંધ હતો મદ્યપાન અને ભોગવિલાસથી એ તદ્દન વિરક્ત હતો એ સુન્ની ધર્મ પાળતો ચોથો પુત્ર મુરાદ ગુજરાતનો સુબો હતો એ ઉદાર દિલનો, સાહસિક, ભોળો અને લહેરી હતો

શાહજહાનને વૃદ્ધાવસ્થામા બહુ કષ્ટ ભોગવવુ પડ્યુ ઈ સ. ૧૬૫૮ મા ૭૦ વર્ષની ઉમરે શાહજહાન એકાએક માંદો પડવાથી એના દીકરાઓએ ગાદી મેળવવા માટે માહોમાહે લડાઈ કરી. તેમા તેનો ત્રીજો છોકરો ઔરંગઝેબ કપટ અને કાવાદાવાથી ફાવ્યો તેણે મુરાદ ને શાહજહાનને કેદ કર્યા અને પોતાની સત્તા જમાવી

શાહજહાન મરણ સુધી કેદમાં જ રહ્યો. ત્યાં એની પુત્રી જહાનઆરાએ એની સેવા કરી. શાહજહાને પોતાના પિતાની સામે બંડ ઉઠાવી પોતાના ભાઇઓને મારી નાખી ગાદી મેળવી હતી; તે જ પ્રમાણે અથવા તેથી વધારે એના છોકરા ઔરંગઝેબે કર્યું.

## પ્રકરણ ૩૩

## ઔરંગઝેબ ઈ. સ. ૧૬૫૮–૧૭૦૭

ઈ. સ. ૧૬૫૮ માં ઔરંગઝેબ પોતાનું નામ આલમગીર–દુનિયા જીતનાર–રાખી ગાદીએ બેઠો. શરૂઆતથી એણે ત્રણ હેતુઓ પાર પાડવાનો નિશ્ચય કર્યો હતો. પ્રથમ હેતુ અકબરના સમય પછી નબળી પડેલી રાજનીતિ સુધારવાનો હતો. બીજો હેતુ અગાઉના મુગલ બાદશાહોએ એના માનવા પ્રમાણે મુસલમાની ધર્મને જે અન્યાય આપેલો તે દૂર કરી ઇસ્લામનો પ્રસાર કરી શિયાપંથીઓનો નાશ અને સુન્નીઓની ચડતી કરવાનો હતો. ત્રીજો દક્ષિણ દેશ તાબે કરવાનો હતો. એ દેશ જીતવાને સુબેદાર તરીકે એણે ૩૦ વર્ષ સુધી સતત મહેનત કરી હતી, પણ તેમા એ નિષ્ફળ થયો હતો. એની આ ધારણા પ્રમાણે એનો અમલ ત્રણ વિભાગોમા વહેંચી શકાય. એણે ઈ. સ. ૧૬૫૮–૬૪ સુધીમા શત્રુઓને હરાવી રાજ્યપદ્ધતિ સુધારવામા સફળતા મેળવી. ઈ. સ. ૧૬૬૪–૮૧ સુધીમાં ધર્મનો પ્રચાર કરવા પ્રયત્ન કર્યો, પણ એમા એ ફાવ્યો નહિ. ઈ. સ. ૧૬૮૧–૧૭૦૭ સુધીમા દક્ષિણ જીતવાના પ્રયત્નો કર્યા, પણ એમા એ પોતાની ધારેલી મુરાદ બર લાવી શક્યો નહિ.


ઔરંગઝેબ

ઔરંગઝેબ ચુસ્ત મુસલમાન હતો. સુન્ની પંથનો પ્રચાર કરવાને એણે બનતો પ્રયત્ન કર્યો. અને એણે જાતે મસ્જીદમાં જઈ બંદગી કરવાનો રિવાજ રાખ્યો. એને શિયાપંથ તેમજ બીજા ધર્મો સાથે ઘણો વિરોધ હતો.

**આસામ, આરાકાન અને અફઘાનીસ્તાનની જીત—** ગાદી મેળવવામાં નડેલી મુશ્કેલી દૂર કરી ઔરંગઝેબે પોતાનું લક્ષ દેશમાં સુલેહશાન્તિ સ્થાપવા તરફ દોર્યું. ઈ. સ. ૧૬૬૯ માં તેણે

મીરજુમનાને આસામ પ્રાંત જીતવા મોકલ્યો તે આસામ પ્રાંતની રાજધાની કબજે કરી ત્યાંથી પુષ્કળ ધન લાવ્યો બીજે વર્ષે આસામ ઉપરની બીજી સ્વારીમાં મીરજુમના મરણ પામ્યો. મીરજુમનાના પરાક્રમથી ઔરંગઝેબને ઘણો ડર રહેતો હતો તે તેના મૃત્યુ પછી કમી થયો મીરજુમનાના મૃત્યુ પછી તેણે શાઇસ્તખાનને બંગાળાનો સૂબેદાર નીમ્યો ઈ સ ૧૬૬૪ માં શાઇસ્તખાનને ચાચિંયા લોકોનો બંદોબસ્ત કરવા મોકલ્યો તેણે ચાચિંયાઓ ઉપર હલ્લો કરી તેમનું ચિતાગોંગ શહેર કબજે કર્યું તેમ જ આરાકાનના રાજ્યને પણ ઈ સ ૧૬૬૬ માં કબજે કર્યું આરાકાનના રાજાએ પોર્ટુગીઝોને સહાય આપી હતી તેથી તેનો નાશ કરવામાં આવ્યો આ અરસામાં ઇરાનનો શાહ અબ્બાસ એક જંગી ફોજ લઈ અફઘાનિસ્તાન ઉપર ચઢી આવ્યો ઔરંગઝેબે તેની સામે થવા તૈયારીઓ કરવા માંડી પણ એટલામાં શાહ અબ્બાસ એકાએક મરણ પામ્યો તેથી ઔરંગઝેબને શાન્તિ થઈ ઈ સ ૧૬૬૭ માં મહમદ અમીરખાનને એણે કાબુલનો સૂબેદાર નીમ્યો અમીરખાને મોગલ લશ્કરની મદદથી અફઘાનોને નસાડી મૂક્યા પણ અમીરખાનની ફોજ ખીણમાં સપડાઈ ગઈ અને પોતે પણ સપડાતો હતો એટલામાં યુક્તિ વાપરી નાસી છૂટ્યો ઔરંગઝેબે અમીરખાનને બરતરફ કરી મોહબતખાનને કાબુલનો સૂબો નીમ્યો ઈ સ ૧૬૭૨ માં અફઘાનિસ્તાનમાં ફરીથી બળવો શરૂ થવાથી ઔરંગઝેબે મોટું લશ્કર લઈ ચઢાઈ કરી ત્યાં બે વર્ષ સુધી યુદ્ધ ચલાવ્યું એટલામાં મોહબતખાન મરણ પામ્યો અને ઔરંગઝેબને નિરાશ થઈ પાછા ફરવું પડ્યું કાબુલના બંદોબસ્ત માટે કાસમખાનને મૂકવામાં આવ્યો તેણે કુનેહથી અફઘાનોને વશ કર્યા આથી ઔરંગઝેબે એને મોટો અધિકાર આપ્યો અને કાબુલના સૂબા તરીકે ગુજરાતના સૂબા જસવંતસિંહની નિમણૂક કરી દિલ્હીની નજીક સતનામી નામના સાધુઓએ ઔરંગઝેબના જુલમથી ઉશ્કેરાઈ બંડ કર્યું પણ ઔરંગઝેબે આ બંડ ક્રૂરતાથી સમાવી દીધું આ જ અરસામાં જાટ લોકોએ મથુરામાં બંડ કર્યું, પણ ઔરંગઝેબે તેઓને મારી હઠાવ્યા, તેમના મુખ્ય ગુરુ

તેગ બહાદુરને રિબાવી રિબાવીને મારી નાખ્યો, અને મથુરાના ભવ્ય અને જાણીતા મંદિરો જમીનદોસ્ત કર્યાં હિંદુઓ ઉપરનો માફ થયેલો જજિયા વેરો એણે પાછો ચાલુ કર્યો તેથી સઘળા રજપૂત રાજાઓ એકત્ર થઈ ઔરંગઝેબની સામે થયા અને તેમણે ગુજરાત અને માળવા ઉજ્જડ કર્યાં રજપૂતો સાથે ચાર વર્ષ સુધી યુદ્ધ કર્યા છતા ઔરંગઝેબને વિજય મળ્યો નહિ તેથી થાકીને ઔરંગઝેબે રજપૂતો સાથેનુ યુદ્ધ બધ કરી મરાઠાઓને વશ કરવાનો વિચાર કર્યો રજપૂતો પણ લડાઈથી કંટાળેલા હોવાથી તેમણે ઔરંગઝેબ સાથે ઈ સ ૧૬૮૧ મા સલાહ કરી આથી રજપૂતોને તેમનો મુલક પાછો મળ્યો અને તેમની પાસેથી જજિયાવેરો લેવાનો બધ થયો આમ રજપૂતોએ તેની સાથે ઉપલક સલાહ કરી ખરી પણ તેમણે ઔરંગઝેબની સાથે લડવાનુ ચાલુ રાખ્યુ

**દક્ષિણની જીત**—હવે ઔરંગઝેબે પોતાનુ સુકાન દક્ષિણ તરફ ફેરવ્યુ અકબર જહાંગીર અને શાહજહાન દક્ષિણનો મુલક જીતી શક્યા ન હતા ઔરંગઝેબે તે જીતવાનો નિશ્ચય કર્યો દક્ષિણમા જીતવાના બાકી રહેલા બિજાપુર ને ગોવળકોંડાના રાજ્ય વશ કરવામા એણે એની શક્તિ ક્ષીણ કરી બીજી તરફ મરાઠાઓ નવુ રાજ્ય સ્થાપી કિલ્લાઓ સર કરી મુસલમાન જાત્રાળુઓને લૂટી મજબૂત થતા ગયા તેથી ઈ સ ૧૬૮૩ મા ઔરંગઝેબે પોતાનુ સઘળુ સૈન્ય એકઠુ કરી અહમદનગરને લડાઈનુ મથક બનાવ્યુ ઈ સ ૧૬૮૫ મા તેણે બિજાપુરને ઘેરો ઘાલ્યો અને તે રાજ્ય ખાલસા કર્યું

હવે એણે મરાઠાઓની ખબર લેવાનો ઠરાવ કર્યો મરાઠાઓના રાજા સંભાજીને પકડી તેને ક્રૂર રીતે મારી નાખ્યો પણ આનાથી એનો ઉદ્દેશ સફળ થયો નહિ મરાઠા સરદારો એકત્ર થયા ઔરંગઝેબ વૃદ્ધાવસ્થાને લીધે અશક્ત થતો ગયો અને એની નિરાશા વધતી ગઈ રજપૂતો સાથેનુ વેર ચાલુ હતુ, અને એના સરદારોમા ઘણો કુસંપ ફેલાએલો હતો તે છતા ઔરંગઝેબે મરાઠાઓ સાથે યુદ્ધ માંડ્યુ શાહી સેના લડાઈથી થાકી ગઈ, ખજાનો ખાલી થયો, અને રોગ ફાટી નીકળ્યો આથી નિરાશ થઈ ઔરંગઝેબ દીવાનપુર ગયો ત્યા

એને ભયંકર માંદગી લાગુ પડી અને એ જેમ તેમ ઈ સ ૧૭૦૬ મા અહમદનગર પહોંચ્યો છોકરાઓ કદાચ શાહજહાનના જેવી પોતાની પણ હાલત કરશે એવો ડર લાગવાથી એણે પોતાની આખર અવસ્થાસુધી તેમને કેદમા પૂરી રાખ્યા ઔરંગઝેબની પ્રકૃતિ દિવસે દિવસ બગડતી ગઈ પોતે કરેલા કર્મો માટે એને ઘણો પસ્તાવો ઉત્પન્ન થયો અને ઈ સ ૧૭૦૭ મા એ મરણ પામ્યો મરતી વેળા એનુ આયુષ્ય ૮૯ વર્ષનુ હતુ એના શબને ઔરંગાબાદમા દફનાવવામા આવ્યુ

**ઔરંગઝેબની રાજ્યપદ્ધતિ**

એના અમલના પહેલા દશ વર્ષમા મુગલ સલ્તનત ઊંચામા ઊંચી ટોચે પહોંચી પોતાની મુરાદો બર લાવવામા એણે કરેલી ભૂલો એને ભારે પડી અને આખરે તે મુગલરાજ્યના વિનાશનુ કારણ થઈ પડી એ કોઈનો પણ વિશ્વાસ કરતો નહિ. કંઈ પણ ખાતા પહેલા એ તે બીજાને ખવડાવી પછી પોતે ખાતો દવા હકીમને પાઈ પછી પીતો દેશની આંતર વ્યવસ્થા જાણવાને એણે મોટુ જાસુસખાતુ રાખ્યુ હતુ અને એથી દરેક બાબતથી એ વાકેફગાર રહેતો કષ્ટો વેઠીને પણ એ લડાઈના કામ પર તેમજ રાજકાર્ય પર પોતે જાતે દેખરેખ રાખતો વ્યૂહરચના અને નકશાઓ એ પોતે દોરી આપતો પોતાના છોકરાઓ અને સરદારોને એક જગાએ સ્થાયી ન રાખતા તેમની ફેરબદલી કરી એક બીજાથી દૂર રાખતો અને તેમની જામીનગીરી તથા વફાદારી બદલ તેઓના છોકરાઓને પોતાના કબજામા રાખતો આવા અઘટિત વર્તનથી કોઈની પ્રીતિ એ મેળવી શક્યો નહિ. જજિયાવેરો ચાલુ કરવાથી તથા ધર્માંધતાને લીધે એણે વિનાશ વહોરી લીધો એ ખુલ્લુ છે હિંદુઓને કાફર ગણી તથા શિયાપંથીઓને હડધૂત કરી એણે તેમને કટ્ટા વેરી કીધા એથી ઉત્તરમા અને દક્ષિણમા એને માટે શત્રુઓનો કિલ્લો રચાયો દક્ષિણના બિજાપુર અને ગોવળકોંડાના રાજ્યો જીતી નાશ કરવામા રાજકીય દૃષ્ટિએ એણે એક મહાન ભૂલ કરી આ રાજ્યોને જીતવાના પ્રયાસમા ઔરંગઝેબે ૨૫ વર્ષ દક્ષિણમા ગુમાવ્યા આટલા લાંબા સમય સુધી દિલ્લીમા ગેરહાજર રહેવાથી એની સત્તા ખુદ દિલ્લીમા નબળી પડી એ


ઔરંગઝેબના વખતનું
મુગલ રાજ્ય-૧૭૦૦
જાડી કાળી લીટીઓથી રાજ્યનો વિસ્તાર
જણાવ્યો છે

રાજ્યો તાબે કરવામા એણે પોતાનુ બળ ગુમાવ્યુ બલ્કે એનુ પરિણામ મરાઠાઓના લાભમા આવ્યુ. તેઓ સ્વતંત્ર થયા આ બે મોટા રાજ્યો નાશ થવાથી તેમાથી નવરા પડેલા એના દુશ્મનો આખા દેશમા ફેલાયા અને તેઓ જ્યા ત્યા લૂટફાટ કરી પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યા એમણે હિંદુઓના દરેક પવિત્ર ધામના મંદિરો તોડી ત્યા મસ્જીદો બંધાવી, તેમને નદીએ નહાવાની મંધી કરી, જોરજુલમથી મુસલમાન કર્યાં અને સરકારી નોકરીમા રાખ્યા નહિ આમ તેમને દરેક રીતે પજવ્યા, એટલે તેઓ એના સ્વાભાવિક રીતે દુશ્મન થયા ગોકુળમથુરાના જાટ લોકો તેમજ સતનામીઓ સાથે લડી એણે તેમની લાગણી ઘણી દૂભાની દક્ષિણમા મરાઠા સરદાર શિવાજીએ ઔરંગઝેબના બેદિલ સૈનિકોને હેરાન કરી ઘણા કિલ્લાઓ જીતી અફઝલખાનને મારી નાખ્યો અને ઔરંગઝેબના મામા શાહિસ્તખાનનો પરાજય કરી મુગલાઈ સૈન્ય હઠાવી દીધુ મરાઠાઓ ડુંગરી પ્રદેશના ભોમીઆ હોવાથી તેમણે મુગલાઈ લશ્કરની રેવડી દાણાદાણ કરી નાખી આમ મુગલાઈ સામ્રાજ્યની અવનતિનુ કારણ ઔરંગઝેબની અવળી રાજનીતિ જ હતી

ઔરંગઝેબના રાજ્યમા રજપૂતો, મરાઠા, અફઘાનો, અને ઈરાનીઓ એમ જુદી જુદી ચાર મુખ્ય પ્રજાઓ હતી તેઓ વચ્ચે અરસપરસ વેરભાવ હોવાથી તેઓ એક બીજાના દાબમા રહે એવી તેણે યોજના કરી હતી સૈન્યની ગો'વણ અકબરની ગોઠવણને જ મળતી હતી, પણ એનુ સૈન્ય ઘણે ભાગે એશ આરામમા પડેલુ હતુ સેનાપતિનો ઓહદો વશપરપરાનો ન હતો, અને મહેસૂલનો મુખ્ય ભાગ સૈન્યમા ખરચાતો દરેક પ્રાંતમા દીવાની અને લશ્કરી સત્તા એક જ અમલદારના હાથમા હતી મહેસૂલનો પાચમો ભાગ રાજા પાસે જતો અને બાકીનો રાજ્યના ખાતાઓમા વપરાતો કાજીના ઉપર તે જ પ્રાંતના સૂબાનો અધિકાર રહેતો, મહેસૂલ ખાતા ઉપર બાદશાહની દેખરેખ રહેતી, અને નોકરોને જુલમી કૃત્યો માટે સજા કરવામા આવતી

ગુણાવલોકન—ઔરંગઝેબ અવિશ્વાસુ, કપટી, નિર્દય, સાંકડા મનનો, અને ધર્મચુસ્ત હતો. પોતાના પંથનોજ ફેલાવો કરવો એ એનો મુખ્ય ઉદ્દેશ હતો. કુરાનના ફરમાન મુજબ એ જાતે ટોપીઓ બનાવીને તથા કુરાનની નકલો વેચીને જે મળતું તે ગરીબોના દાનાર્થે વાપરતો. પ્રાર્થના, ઉપવાસ, દાનધર્મ આદિ બાબતો એ ખરા મનથી પાળતો. નૃત્યકળા, સંગીત વગેરે એને પસંદ ન હતાં એનું ખાનગી જીવન ઘણું સાદું અને પવિત્ર હતુ. તે મદ્યપાન કરતો ન હોતો. ધાર્મિક બાબતો સિવાય ન્યાય કરવામાં અમીર અને ફકીર એને મન સરખા હતા. એણે ઇતિહાસકારોને ઇતિહાસ લખવાની મના કરી હતી. ફક્ત ખાફિખાને જ એનો ઇતિહાસ લખ્યો છે. કુટુંબકલેશમા એણે પોતાના પિતાનુ જ અનુકરણ કર્યું હતું. હિંદુઓ સાથે એણે અણબનાવ રાખ્યો. એના વડવા અકબરથી રીતભાતમાં અને રાજનીતિમા એ તદ્દન ઊલટો હતો. એની દક્ષિણની સવારી એકંદરે મુગલાઈ સલ્તનતને હાનિકારક નીવડી. એનામાં દૂરંદેશીપણાની ખામીને લીધે મુગલ સલ્તનતની મહાન અને ભવ્ય ઇમારત એની હયાતીમાં જ ડોલમડોલ થઈ અને તે ૬૦ વર્ષમાં જ હતી ન હતી થઈ ગઈ.

### મહાન મુગલાઈ બાદશાહોની વંશાવળી

(૧) બાબર (૧૫૨૬–૧૫૩૦)
|
(૨) હુમાયુ (૧૫૩૦–૧૫૪૦ અને ૧૫૫૫–૧૫૫૬)
|
(૩) અકબર (૧૫૫૬–૧૬૦૫)
|
(૪) જહાંગીર (૧૬૦૫–૧૬૨૭)
|
(૫) શાહજહાન (૧૬૨૭–૧૬૫૮)
|
દારા શુજા (૬) ઔરંગઝેબ (૧૬૫૮–૧૭૦૭) મુરાદ (વગેરે)

# પ્રકરણ ૩૪

## મુગલાઈ સામ્રાજ્યની પડતી—ઈ. સ. ૧૭૦૭-૧૭૬૧

**બહાદુરશાહ—ઈ. સ. ૧૭૦૭-૧૭૧૨**—ઔરંગઝેબે પોતાની હયાતીમાં જ સઘળું રાજ્ય પોતાના ત્રણ પુત્રો મુઆઝ્ઝમ, આઝમ અને કામબક્ષને વહેંચી આપ્યું હતું પરંતુ આ વહેંચણીથી સંતોષ ન પામતા તેઓ માંહોમાંહે લડ્યા. તેમાં જ્યેષ્ઠ પુત્ર મુઆઝ્ઝમ વિજય મેળવી બહાદુરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેણે મરાઠાઓની પ્રીતિ સંપાદન કરવા સંભાજીના પુત્ર શાહુને છોડી મૂક્યો અને દક્ષિણમાંથી ચોથ ઉઘરાવવાનો હક્ક પણ તેને આપ્યો. રજપૂત રાજાઓ તરફ બાદશાહની પ્રથમથી જ પ્રીતિ હતી. ઉદેપુરના મહારાણાને એણે સંપૂર્ણ સ્વતંત્રતા આપી. પંજાબના શીખ લોકો બળવો શરૂ કરી સહરાનપુર સુધી વધ્યા હતા પણ બહાદુરશાહે તેઓને પહાડોમાં નસાડી મૂક્યા. ત્યારબાદ તે કેટલોક વખત પંજાબમાં રહ્યો. ઈ. સ. ૧૭૧૨ માં ૭૦ વર્ષની વયે તે લાહોરમાં મરણ પામ્યો. એ સ્વભાવે દયાળુ અને વ્યવહારકુશળ હતો.

**જહાંદારશાહ—ઈ. સ. ૧૭૧૨-૧૩**—બહાદુરશાહના પછી તેનો મોટો દીકરો જહાંદારશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો પણ એનો ભત્રીજો ફરૂખશિયર એની સામો થયો અને એને હરાવી ગાદી પર બેઠો. પણ ફરૂખશિયર ગાદી પર લાંબો વખત ટકી શક્યો નહિ. તેથી ગાદી બહાદુરશાહના નાના છોકરા મહમદશાહ પાસે ગઈ. પણ તેણે રાજ્યકારભારમાં ચિત્ત રાખ્યું નહિ. આ જ સમયમાં નિઝામ-ઉલ્-મુલ્કે દક્ષિણમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

**નાદીરશાહની સવારી—ઈ. સ. ૧૭૩૮-૧૭૩૯**—મુગલાઈ સામ્રાજ્યની પડતી દશા થઈ ચૂકી હતી અને તેમાં નાદીરશાહની સવારીથી તેને મોટો આઘાત પહોંચ્યો. બલ્કે એથી એનો સંપૂર્ણ વિનાશ થવા પામ્યો. ઈરાનનો ફારસી રાજા નાદીરશાહ મુગલાઈ

સલ્તનતની હાલહવાલ સ્થિતિ થએલી જોઈ ઈ સ ૧૭૩૬ મા હિંદુસ્તાન ઉપર ચઢાઈ લઈ આવ્યો ઈ સ ૧૭૩૯ મા મુગલ બાદશાહ અને નાદીરશાહ વચ્ચે યુદ્ધ થયુ નાદીરશાહે મુગલસૈન્યનો પરાભવ કરી બાદશાહને કેદ કર્યો નાદીરે સખત પહેરા બેસાડી બધે સુવ્યવસ્થા કરી દીધી એવામા નાદીરશાહ મરણ પામ્યો છે એવી અફવા ફેલાતા દિલ્હીના મુગલોએ ઈરાનીઓની કતલ કરવા માંડી આ વાત નાદીરશાહના જાણવામા આવતા તેણે ગુસ્સે થઈ સર્વ લોકોને મારી નાખવાનો તેના સિપાઈઓને હુકમ આપ્યો તેમણે આખુ શહેર લૂટી બાળીને ઉજ્જડ કર્યું આશરે ત્રીશ હજાર માણસોનો એક સપાટે આમ ઘાણ વળી ગયો આ દુર્દશા જોઈ મહમદશાહે આવી


નાદીરશાહ

વિનતિપૂર્વક તે અટકાવવા કહ્યુ ત્યારે જ નાદીરશાહ થોભ્યો અહીંથી નાદીરશાહ ૨૦ થી ૩૦ કરોડ રૂપીઆ અને શાહજહાનનુ અમૂલ્ય મયુરાસન અને કોહિનૂર હીરો લઈ ગયો દિલ્હીમા એ અઠ્ઠાવન દિવસ રહ્યો અને જતી વખતે મહમદશાહને લૂખી ગાદી સોંપતો ગયો ઈ સ ૧૭૪૭ મા નાદીરશાહ પછીના ઈરાનના બાદશાહ અહમદશાહ અબદલ્લીએ હિંદુસ્તાન પર સવારી કરી, પણ તેને મહમદશાહના પુત્ર અહમદશાહે નસાડી મૂક્યો ઈ સ ૧૭૪૮ મા મહમદશાહ મરણ પામ્યો

મહમદશાહ પછી એનો પુત્ર અહમદશાહ દિલ્હીની ગાદીએ આવ્યો, પરન્તુ એ નમાલો હતો તેથી અહમદશાહ અબદલ્લીએ ઈ સ ૧૭૫૪ મા ચડાઈ કરી એનુ ખૂન કર્યું

અહમદશાહના મરણ પાછી બીજો આલમગીર ગાદીએ આવ્યો એને અહમદશાહ અબદલ્લીએ ઈ સ ૧૭૬૧ મા ચડાઈ લાવી

પાણીપતની ભયંકર લડાઈમાં છેક પાયમાલ કરી નાખ્યો

બીજા આલમગીરના મરણ પછી તેનો પુત્ર શાહઆલમ તખ્ત નશીન થયો એ દશ વર્ષ સુધી રાજ્યની બહાર રહી મરાઠાઓની સહાયતાથી દિલ્હી આવ્યો ઈ. સ ૧૮૦૩ મા મરાઠા અને અગ્રેજ વચ્ચે યુદ્ધ થયુ તે પ્રસગે શાહઆલમ અગ્રેજોને જઈ મળ્યો અગ્રેજોએ તેને શરણે રાખી તેનો મરાઠો પ્રદેશ લઈ લીધો ત્યાર પછી શાહઆલમ ૯૯ વર્ષની ઉમરે ઈ સ ૧૮૦૬ મા મરણ પામ્યો અગ્રેજોએ આમ શાહઆલમની સઘળી હકૂમત હાથમા લઈ મુગલાઈ રાજ્યની સમાપ્તિ કરી છેલ્લા ત્રણ રાજાઓ માત્ર નામના જ હતા છેલ્લો રાજા મહમદ બહાદુર ઈ. સ. ૧૮૫૭ ના બળવામા અગ્રેજોની સામે થયો તેથી તેને દેશનિકાલ કરવામા આવ્યો

## પ્રકરણ ૩૫

**મુગલાઈ સામ્રાજ્ય**—ઈ. સ. ૧૫૫૬ થી ૧૭૦૭ સુધીનો સમય આપણા ઇતિહાસમાં ઝળહળતો છે. પહેલા ૭ મુગલ બાદશાહોના જેવા પહેલી પંક્તિના બાદશાહોએ દુનિયાના કોઈ પણ દેશના ઇતિહાસમા એક પછી એક રાજ્ય કર્યું નથી. બાબુરનુ સાહસ, ધૈર્ય અને કામ કરવાની શક્તિ, હુમાયુની ભલમનસાઈ, અકબરની દૂરદેશી રાજનીતિ અને ધર્મસહિષ્ણુતા, જહાંગીરનો મોજશોખ, શાહજહાનનો વૈભવ, અને ઔરંગઝેબની સાદાઈ અને ધર્માંધપણુ જાણીતા છે

બાબરે મુગલાઈ સામ્રાજ્યનો પાયો નાખ્યો હુમાયુએ તે ખોયુ અને પાછુ મેળવ્યુ અકબરે તેને વધારી સ્થિર કર્યું એટલુ જ નહિ પણ હિંદુ અને મુસલમાની સંસ્કૃતિમાથી એક મિશ્રિત સર્વમાન્ય સંસ્કૃતિ ઘડવા બનતુ કર્યું. એના સમયમાં હિંદુ-મુસલમાન વચ્ચેનુ અંતર ઘણુ કપાઈ ગયુ. મુગલ બાદશાહોના પર હિંદની સંસ્કૃતિની ભારે અસર હતી. જે નવી સંસ્કૃતિના ઘડતરનું કામ અકબરે શરૂ કીધુ હતુ તે ઔરંગઝેબના ધર્માંધપણાને લીધે નાશ પામ્યુ

મુગલાઈ સામ્રાજ્યની સર્વદેશીયતા ખાસ ધ્યાન ખેંચે છે. પરદેશી મુસાફરો અને એલચીઓના વૃત્તાંત પરથી એ સમયની જાહોજલાલીનો ખ્યાલ આવે છે. લોકોની સ્થિતિ એકંદરે સારી હતી; ગામડાનો વહીવટ ગ્રામપંચાયતો કરતી. હિંદુઓનુ શિક્ષણ બ્રાહ્મણોના હાથમા હતુ મુસલમાનોની કેળવણીને માટે રાજ્ય તરફથી ગોઠવણ હતી ખેતીવાડી ખીલેલી હતી. વેપાર, હુન્નર, અને ઉદ્યોગને બહુ ઉત્તેજન મળ્યુ હતુ આ દેશનો પરદેશો સાથે ધીકતો વેપાર ચાલતો હતો અમીરો અને ઉમરાવો દેશની સંપત્તિનો મોટો ભાગ પચાવી પાડતા. કરનો બોજો અસહ્ય ન હતો. ન્યાયવહીવટ સંગીન પાયા પર હતો હિંદુઓને મોટા હોદ્દાઓ આપવામાં આવતા. સઘળી પ્રજાને હથીઆર વાપરવાની છૂટ હતી. સંગીત ઘણું ખીલ્યુ હતુ

ચિત્રકળા પરાકાષ્ઠાએ પહોંચી હતી. ઉર્દુ ભાષાની ખીલવણી થઈ હતી. ટોડરમલે રાજ્યવહીવટમાં ફારસી ભાષા દાખલ કરી તેથી તેને ઉત્તેજન મળ્યું. આઈન-ઇ-અકબરી, બીરબલની વાતો, જહાંગીરનું આત્મવૃત્તાંત, દારા શીકોહનું ઉપનિષદનું ભાષાંતર, બદુનીનો ઇતિહાસ વગેરે ઘણાં પુસ્તકો રચાયાં. રામાનંદ, કબીર, ચૈતન્ય અને નાનકની ધાર્મિક ચળવળો ચાલુ રહી ને તેથી હિંદુઓમાં ચેતન આવ્યું બંગાળામાં વૈષ્ણવ આચાર્યોએ સંસ્કૃતમાં મોટાં કાવ્યો રચ્યાં, ચૈતન્યનું જીવનવૃત્તાંત બંગાળી ભાષામાં લખાયું, ને બંગાળી સમૃદ્ધ થઈ વળી એજ ભાષામાં 'કાલકેતુ' અને શ્રીમંત સૌદાગરના મોટાં કાવ્યો રચાયાં ઉત્તર હિંદુસ્તાનમાં સૂરદાસે સૂરસાગર રચ્યો. અને તુલસીદાસે સંસ્કૃત પરથી હિંદીમાં રામાયણ રચી ગરીબતવંગરના મન પર ઊંડી છાપ પાડી દક્ષિણમાં શ્રીધરે મહાભારત ને રામાયણનું મરાઠીમાં ભાષાંતર કર્યું, અને તામીલ પ્રદેશમાં શિવના તામીલ ભાષામાં સ્તોત્ર રચાયાં

શિલ્પ અને સ્થાપત્યની દૃષ્ટિએ આ સમય જીવંત છે. આજે પણ ફક્ત દિલ્લી, આગ્રા, ફતેહપુર, સિક્રી, સિકંદ્રા વગેરે જગ્યાએ જવાથી તે વખતની શિલ્પકળા અને સ્થાપત્યના ગૌરવનું ભાન થાય છે પહેલા ૭ મુગલ બાદશાહોની કબરોમાં તે સમયનો શિલ્પ, સ્થાપત્ય અને હુન્નરકળાનો ઇતિહાસ સંક્ષેપમાં જણાય છે.

**મુગલાઈ સામ્રાજ્યની પડતીનાં કારણો**—મુગલાઈ સામ્રાજ્યનો વિસ્તાર બહુ મોટો થઈ ગયો હતો દિલ્લીથી આવા મોટા સામ્રાજ્યની વ્યવસ્થા કરવી મુશ્કેલ હતી આવા એકતંત્રી સામ્રાજ્યના નિભાવને માટે સુઘટિત રાજ્યતંત્ર, વિશ્વાસુ અને વફાદાર રાજ્યાધિકારીઓ, અને પ્રજાની પ્રીતિ તેમ જ રાજ્યનીતિને માટે સમ્મતિ તથા સહાનુભૂતિ આવશ્યક છે આ સઘળાં તત્ત્વોનો ઈ. સ ૧૭૦૭ પછી મુગલાઈ સામ્રાજ્યમાં અભાવ હતો એટલે એનું પતન થયું એમાં કંઈ નવાઈ નથી,

ઔરંગઝેબના વંશજો નિર્બળ, મોજીલા, અને ધાધલીઆ નીવડયા. તેમાંથી એક પણ પહેલી પંક્તિનો બાદશાહ થયો નહિ મુગલાઈ

લશ્કર નિર્બળ અને એશઆરામી બન્યું. ખુદ દિલ્લીના દરબારમાં જ. કાવત્રાં થયાં ને સાહસિક અમીરો ફાવ્યા.

ઔરંગઝેબના ધર્માંધપણાથી રજપૂતો, જાટો, શીખ અને મરાઠાઓ છંછેડાયા. ધર્મની ધગશથી તેમણે હિંદુસત્તા પુનઃ સ્થાપવાનો નિશ્ચય કર્યો. ગુમાવેલા હિંદુગૌરવને સજીવન કરવાની ધાર્મિક અને રાષ્ટ્રીય ભાવનાએ આ લોકોને ઉત્તેજિત કર્યાં. પરિણામે તેમણે મુગલાઈ સામ્રાજ્યને સખત ફટકો લગાવ્યો.

મરાઠાઓનો ઉદય એ મુગલાઈ સામ્રાજ્યનું પતન હતું. મુગલ બાદશાહની તિજોરી ખાલી થઈ ગઈ. પ્રાંતોના સૂબાઓ સ્વતંત્ર થયા, અને સારા સામ્રાજ્યમા અશાંતિ ને અરાજકતા ફેલાઈ.

નાદીરશાહ અને અહમદશાહ અબ્દલ્લી દુરાનીએ મુગલરાજ્યને લૂલું કર્યું. ખરી રીતે ઈ. સ. ૧૭૭૦ માં એનો અંત આવ્યો કહેવાય. ફક્ત નામની મુગલસત્તા ૧૮૫૭ સુધી ચાલુ રહી. મુગલરાજ્યના પતનથી અગ્રેજો ફાવ્યા ને આખરે બ્રિટિશ સામ્રાજ્ય સ્થપાયું.

# ભાગ ૩

—:(o):—

## મરાઠા સમય

## પ્રકરણ ૩૬

### શિવાજી—ઇ. સ. ૧૬૨૭–૧૬૮૦

નર્મદા નદીની દક્ષિણે આવેલો પશ્ચિમઘાટની આસપાસનો મુલક મહારાષ્ટ્ર તરીકે ઓળખાય છે. એની ઉત્તરે સાતુપુડા પર્વત, દક્ષિણે ગોવા, પૂર્વે વર્ધા નદી અને પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે. કોંકણ ને પશ્ચિમઘાટના પ્રદેશમાં રહેતા લોકો મરાઠા કહેવાય છે. તેઓ શરીરે ઠીંગણા, મજબૂત બાંધાના, બહાદુર, ચતુર અને રીતભાતમાં સાદા છે. આ પ્રદેશ ડુંગરોથી ભરપૂર છે. મરાઠાઓ ડુંગરની તળેટીમાં રહેતા અને તેમના સરદારો ડુંગરની ટોચે કિલ્લામાં રહેતા.

મહારાષ્ટ્રમાં શાલિવાહન, ચાલુક્ય, રાષ્ટ્રકૂટ અને યાદવ વંશોએ રાજ્ય કર્યું હતું. દક્ષિણના નિઝામશાહી તથા આદિલશાહી રાજ્યના સુલતાનોએ મરાઠા સરદારોને સેનાપતિ, કારભારી, અને મુત્સદ્દીના અગત્યના હોદ્દાઓ પર નીમ્યા હતા.

આવી મોટી પદવી ભોગવતા મરાઠા સરદારોમાં ઉદેપુરનો રાજવંશી બાબાજી પાટિલ ભોસલે મુખ્ય હતો. બાબાજીને માલોજી અને વિઠોજી નામે બે પુત્ર હતા. શરૂઆતમાં માલોજી નિઝામશાહીના લશ્કરમાં નાયક તરીકે નીમાયો અને પોતાની લાયકાતથી ઉંચો સરદાર થયો, અને તેણે પુના તથા સુપા પ્રાંતની જાગીરી, શિવનેરી અને ચાંકણના કિલ્લાઓ, અને પાંચ હજાર લશ્કરની સુબેદારી મેળવી. માલોજી ઈ. સ. ૧૬૨૦ માં શાહજી અને શરીફજી નામે બે પુત્રો મૂકી મરણ પામ્યો. પિતાના મરણથી જાગીરની સઘળી

જવાબદારી ૨૬ વર્ષના શાહજીને માથે આવી પડી, પણ તે કામ એણે એટલી બાહોશીથી બજાવ્યું કે મલિકઅંબરના દરબારમાં એને અગત્યનો રાજ્યકારભાર સોંપવામાં આવ્યો. જ્યારે શાહજહાને અહમદનગર પર ચઢાઈ કરી ત્યારે શાહજીએ વીરતાથી નિઝામશાહીનો બચાવ કર્યો. પોતાની વફાદારીને લીધે કર્તવ્ય બજાવતાં શાહજી મુશ્કેલીમાં આવી પડ્યો. મુસલમાનો એની પાછળ પડ્યા તેથી શાહજી ગર્ભવતી જીજાબાઈને તેની અસ્વસ્થ પ્રકૃતિ છતાં શિવનેરીના સુરક્ષિત કિલ્લામાં મૂકીને નીકળી નાઠો. શિવનેરીમાં ઈ. સ. ૧૬૨૭ ના એપ્રિલ માસની ૧૦ તારીખે મહાપ્રતાપી શિવાજીનો જન્મ થયો. ઈ. સ. ૧૬૩૦ માં શાહજી શાહજહાનને મળ્યો. મુગલ બાદશાહે શાહજીને પુના ને સુપાની જાગીર આપી. ઈ. ૧૬૪૦ માં શાહજીએ અહમદનગરનો રાજ્યકારભાર પોતાના હાથમાં લીધો. આ વાત સાંભળી શાહજહાને શાહજીને આપેલી જાગીર છીનવી લીધી. ઈ. સ. ૧૬૩૭ માં મુગલોએ દખ્ખણ પર સવારી કરી અને અહમદનગરની નિઝામશાહીનો નાશ કર્યો. આથી શાહજીની સ્થિતિ કફોડી થઈ, તેથી તેણે બિજાપુરના સુલતાનની નોકરી સ્વીકારી અને આદિલશાહની સત્તા વધારી. ઈ. ૧૬૬૪ માં તે મરણ પામ્યો.

**શિવાજીની બાલ્યાવસ્થા**

શાહજી મુસલમાનોના ત્રાસથી નાસતો હતો તેવા ભયાનક વાતાવરણમાં શિવાજીનો શિવનેરીના કિલ્લામાં જન્મ થયો. એનું શિક્ષણ પુનામાં દાદાજી કોંડદેવ નામના એક બુદ્ધિમાન, સુદરસિક અને નીતિમાન બ્રાહ્મણને સોંપવામાં આવ્યું. શિવાજીને વાંચવા લખવાનું તેમ જ મહેતામુત્સદ્દીગીરીનું કામ પસંદ ન હતું તેથી એને મલકુસ્તી કરવાનું, ઘોડે બેસવાનું, ભાલો મારવાનું, તલવાર અને ખંજર વાપરવાનું, બંદૂક ફોડવાનું, અને શસ્ત્રપ્રયોગનું કામ સંપૂર્ણ અને કાળજીપૂર્વક શીખવવામાં આવ્યું. દાદાજીએ શિવાજીને ઘોડેસ્વાર કરી ગામડાઓમાં લઈ જઈ પુનાની આસપાસના પ્રદેશથી વાકેફગાર કર્યો. વીર પુરુષોનાં જીવનચરિત્રો, રામાયણ, મહાભારત અને

પુરાણોની કથા, અને રાજાઓના પરાક્રમની વાત સાભળી તેમના જેવા પરાક્રમ કરવાની શિવાજીને પ્રેરણા થઈ જીજાબાઈએ અહોનિશ પૂર્વજોના શૌર્ય, વૈભવ, અને ગૌરવની વાતો કરી એનામા તેવા જ ગુણોનુ વારિ સીંચ્યુ.



શિવાજી

**શિવાજીનો ઉદય**—શિવાજી ૧૯ વર્ષનો થયો, ત્યારથી હિંદુધર્મના રક્ષણ તથા પુનરુદ્ધારની અને સ્વરાજ્ય મેળવવાની એને તીવ્ર ઉત્કંઠા થઈ માવળી લોકોની ટોળીનો સરદાર થઈ એણે બીજા મરાઠા સરદારોની સાથે આસપાસના પ્રદેશમા લૂટમાર ચલાવી એણે પુનાની નૈર્ઋત્યમા આવેલો તોરણાનો કિલ્લો સર કર્યો અહીંથી એને પુષ્કળ દ્રવ્ય મળ્યુ બીજા લડાયક બાંધવોનો એકઠા કરી શિવાજીએ બીજા કિલ્લાઓ જીત્યા અને મોરોપતની સલાહથી રાયગઢ નામનો એક નવો કિલ્લો બાંધ્યો કાંડાણાનો કિલ્લો મુસલમાન સરદાર પાસેથી છીની લીધો અને તેનુ નામ સિંહગઢ પાડ્યુ ત્યાર પછી એક બ્રાહ્મણ પાસેથી પુરંદરનો કિલ્લો ને મુસલમાન સૂબેદાર પાસેથી કલ્યાણ ને કોંકણના પ્રદેશો તેમ જ ત્યાના કિલ્લાઓ લઈ કબજે કર્યાં રાયગઢને પોતાની પ્રવૃત્તિઓનુ મથક કરી ત્યાથી શિવાજીએ પોતાનુ કામ આગળ વધારી સ્વરાજ્ય સ્થાપવાની તૈયારીઓ કરવા માડી આ વાતની શાહજીને ખબર પડતા તેણે દાદાજીએ પત્ર લખી શિવાજીને આવુ પગલુ લેતા અટકાવવા જણાવ્યુ દાદાજીએ શિવાજીને સમજાવ્યો, પણ ધર્મઝનૂનથી પ્રેરાયલા શિવાજીએ કંઈ ગણકાર્યુ નહિ ઈ સ ૧૬૪૭ મા દાદાજી શિવાજીને ધનદોલત વારસામા આપી મરણ પામ્યો ઈ સ ૧૬૪૬–૫૫ સુધીમા શિવાજીએ તોરણા, રાયગઢ, સુપા, સિંહગઢ, પુરંદર રોહિડા ચોરગઢ, પ્રતાપગઢ વગેરે કિલ્લાઓ સર કર્યાં અને મિરજપુરના

સુલતાનની સત્તા પર ત્રાપ મારી તેના રાજ્યની સરહદમાં હુમલા કરી લૂંટફાટ કરી. શિવાજીની આમ ચઢતી કળા થતી જોઈ બિજાપુરના સુલતાને બાજી ઘોરપડે નામના પોતાના મંત્રીની મારફતે શાહજીને કેદ કર્યો, અને જણાવ્યું કે જ્યાં સુધી શિવાજીની પ્રવૃત્તિઓ ચાલુ રહેશે ત્યાં સુધી શાહજીનો છૂટકારો થશે નહિ તદુપરાંત શાહજીને મારી નાખવાની ધમકી આપી. શિવાજીએ સમયસૂચકતા વાપરી મુગલ બાદશાહ શાહજહાનને પોતાના પિતાને છોડવવા વિનંતિ કરી. શાહજહાનના ફરમાનથી બિજાપુરના સુલતાને શાહજીને છોડી મૂક્યો. આમ શિવાજીએ ચતુરાઈથી પિતાનો છૂટકારો કરાવ્યો.

**અફઝલખાનનું મરણ**—ઈ. સ. ૧૬૫૫ માં શિવાજીએ બિજાપુર રાજ્યના પ્રતાપગઢ અને રોહિદાના કિલ્લાઓ સર કર્યાં તેથી બિજાપુરનો સુલતાન ખૂબ ચીઢાયો અને શિવાજીને દબાવવાને તેણે સરદાર અફઝલખાનને મોટું લશ્કર લઈને લડવા મોકલ્યો. આ વખતે શિવાજી પ્રતાપગઢમા હતો. અફઝલખાન સામે ટકવું મુશ્કેલ લાગ્યાથી એણે યુક્તિ વાપરી. પોતાના મંત્રી સાથે એણે અફઝલખાનને કહેવડાવ્યુ કે તમે જો મને એકલા અને હથિયાર વિના મુલાકાત આપો તો હુ તાબે થઈશ. શિવાજીને આ યુક્તિ તેના સરદાર પંતાજી ગોપીનાથે બનાવી હતી. પ્રતાપગઢની બાજુમાં ડુંગર પર એક ભવ્ય મંડપમા અફઝલખાન અને શિવાજીએ મળવું એવો ઠરાવ થયો. શિવાજી એકલો આવશે તેને પકડી લેવાશે, એવી ઉમેદથી અફઝલખાન હથિયાર વિના અને ફક્ત એક માણસને સાથે લઈ પોતાના લશ્કરને ડુંગરની તળેટીમાં મૂકી શિવાજીને મળવા આવ્યો. શિવાજી કુનેહથી વાઘનખ પહેરી પોતાના શરીર ઉપર બખ્તર સજી તેના ઉપર સફેદ જામો ચઢાવી અફઝલખાનને મળવા ગયો. આમ અફઝલખાન અને શિવાજી બંને એકબીજા સાથે ગત રમતા હતા. તેઓ મળતાં જ એક બીજાને ભેટ્યા. ભેટતાંની સાથે અફઝલખાને શિવાજીને પકડવાનો પ્રયત્ન કર્યો. આ જોઈ શિવાજીએ તેના પેટમાં વાઘનખ ભોંકી તેને મારી નાખ્યો. સંકેત મુજબ મરાઠા સૈનિકોએ અફ-

ઝલખાનના લશ્કર પર એકાએક તૂટી પડી તેમાના કેટલાકને મારી નાખ્યા અને બાકીનાને નસાડી મૂક્યા આ રીતે શિવાજી પોતાની યુક્તિમા ફાવ્યો આ કિસ્સામા શિવાજીના માનીતા સરદાર નેતાજી પાલકરે એને અમૂલ્ય મદદ કરી હતી અફઝલખાનનુ મરણ રાજ હારી બાજી ખેલતા થયુ એમ કહેવાય એને માટે શિવાજી ને અફઝલખાન બંને જવાબદાર ગણાય આ બનાવથી શિવાજીની મહત્તા વધી અને બિજાપુર દરબારમા એ ભયરૂપ થઈ પડ્યો

**શાઇસ્તખાનની સવારી**—અફઝલખાનના મરણ પછી ઘણા મરાઠા સરદારો શિવાજીને આવી મળ્યા અને એની સત્તા ચોતરફ ફેલાતી ગઈ. દક્ષિણ ના બિજાપુર અને ગોવળકોંડાના રાજ્યો મુગલ સત્તાની સામે ટક્કર ઝીલવામા રોકાએલા હોવાથી શિવાજીના કામમા તેઓ અટકાવ નાખી શક્યા નહિ મુગલ બાદશાહ ઔરંગઝેબે શિવાજીને પ્રબળ થતો જોઈ પોતાના મામા શાઇસ્તખાનને મોટા લશ્કર સાથે શિવાજી સામે મોકલ્યો શાઇસ્તખાને પુના જીતી શિવાજીના મહેલમા મુકામ કર્યો રણક્ષેત્રમા સામે લડતા પોતાથી ટકી શકાશે નહિ એમ ખાત્રી હોવાથી શિવાજીએ શાઇસ્તખાન સાથે જુદો પેચ રચ્યો તે ભિખારીનો વેષ ધારણ કરી તથા તેવા જ પોષાકમા બીજા વીસ મરાઠા સૈનિકોને લઈ એક રાત્રે પુના શહેરમા દાખલ થયો, અને લાગ જોઈ શાઇસ્તખાનના મહેલમા દાખલ થયો

આ અણધાર્યો બનાવથી શાઇસ્તખાન ભયભીત થઈ ગયો, અને બારીએથી નાસતો હતો તેવામા શિવાજીએ તરવારના ઝટકાથી તેની આગળીઓ કાપી નાખી શાઇસ્તખાન પુના છોડી નાસી ગયો, પણ તેનો પુત્ર તેના સબંધીઓ અને બે સરદારો નાસભાગમા માર્યા ગયા આમ શાઇસ્તખાનને કિંવા મુગલાઈ સલ્તનતને ફટકો લાગવાથી શિવાજીની કીર્તિ ચારે દિશામા પ્રસરવા લાગી

**સુરતની લૂટ**—ઈ સ ૧૬૬૪ મા શિવાજીએ મુગલ સામ્રાજ્યનુ વેપારમા પ્રસિદ્ધ સુરત શહેર લાગલાગટ ૬ દિવસ સુધી

લૂટ્યું. સુરતના વતનીઓએ શહેરનો બચાવ કર્યો પણ ફાવ્યા નહિ. અંગ્રેજોની વ્યાપારી કોઠી ઉપર એણે ત્રાપ મારી, પણ ત્યાંથી કાંઇ મળ્યું નહિ. સુરતથી પાછા ફરતાં શિવાજીએ રાજાની પદવી ધારણ કરી ત્યારબાદ ૮૫ વહાણના કાફલા સાથે પશ્ચિમને દરિયાકિનારે જઈ મક્કે હજ કરવા જનારા મુસલમાનોને લૂટ્યા અને તેમને જતા અટકાવ્યા. આથી ઔરંગઝેબ બહુ ક્રોધે ભરાયો અને તેણે શિવાજીનો સદંતર નાશ કરવા અંબરના રાજા જયસિંહની સરદારી હેઠળ એક મોટું લશ્કર દક્ષિણમાં મોકલ્યું. પોતાના સૈનિકોની સંખ્યા મુગલ-દળોના પ્રમાણમા નાની હતી, તથા જયસિંહે ઘણા કિલ્લાઓ કબજે કરી લીધા હતા, એથી સંજોગોને તાબે થઈ શિવાજીએ સંધિ કરવાનુ યોગ્ય ધાર્યું પુરંદર મુકામે સલાહ થઈ તેમા વીસ કિલ્લાઓ મુગલોને સ્વાધીન કર્યા અને બાર કિલ્લા પોતે જાગીર તરીકે રાખ્યા. બિજાપુર રાજ્યના કેટલાક ભાગોમા શિવાજીને ચોથ ઉઘરાવવાનો હક આપવામા આવ્યો. ત્યારબાદ શિવાજી તથા તેના પુત્રને મુગલના દરબારમાં બોલાવવામાં આવ્યા

**શિવાજી મુગલના દરબારમાં**

જો ઔરંગઝેબ મુગલ સૈન્યમાં ઊંચી પદવી આપે તથા તેની જાગીર તેની પાસે રહેવા દે તો જ એણે મુગલના દરબારમા જવા જણાવ્યુ શિવાજીને કેદ કરી લેવાના લોભમા ઔરંગઝેબે એ વાત કબૂલ કરી શિવાજી દિલ્લી પહોંચ્યા સાંકડા મનના ઔરંગઝેબે શિવાજીનુ ભર દરબારમા અપમાન કરી કઠોર વચનો સંભળાવી તેને કેદમાં નાખ્યો શિવાજીને પોતાની જીંદગી જોખમમા આવી પડેલી જણાઈ, તેથી એ પોતાના પુત્ર સાથે મુગલ સરદારોના પહેરામાંથી છટકી જઈ મુડન કરાવી ભિક્ષુકને વેષે પાછો ઈ. સ ૧૬૬૪ મા સહીસલામત દક્ષિણમા આવી પહોંચ્યો શિવાજીના પલાયનથી ઔરંગઝેબની આશા વિફળ થઈ તેણે શિવાજીને વશ કરવા ફરીથી ફાંફા મારવા માંડ્યાં અને જોધપુરના રાજા જસવંતસિંહને શિવાજી સામે મોકલ્યો પણ જસવંતસિંહનું કંઈ વળ્યુ નહિ ત્યારપછીનાં બે વર્ષ શિવાજીએ રાજ્યનો બંદોબસ્ત કરવામા ગાળ્યા. ઔરંગઝેબે ઘણીએ ખટપટોથી

શિવાજીને ફસાવવાના પ્રયત્નો કર્યા, પણ ચતુર શિવાજી છેતરાયો નહિ ઈ સ ૧૬૬૮ માં શિવાજીએ બીજી વાર સુરત લૂંટ્યું અને મુગલ સરહદની હદમતના ખાનદેશ સુધીના મુલકમાંથી ચોથ ઉઘરાવી ઈ સ ૧૬૭૨ માં ઔરંગઝેબે મહોબતખાનને દક્ષિણ મોકલ્યો મરાઠા અને મુગલો વચ્ચે યુદ્ધ થયું, પણ શિવાજીએ પોતાના સરદાર મોરોપંત પિંગળે અને પ્રતાપરાવ ગુજ્જરની મદદથી મહોબતખાનને હરાવી દક્ષિણમાંથી હાંકી કાઢ્યો આ જ અરસામાં શિવાજીએ બિજાપુરનું મુખ્ય વેપારી મથક હુબલી લૂંટ્યું અહીંથી એને પુષ્કળ ધન મળ્યું

**રાજ્યાભિષેક**—શિવાજીએ આમ ત્રીસ વર્ષ સુધી સતત મહેનત કરી અનેક વિજયમાળાઓ વરી તથા અનેક ગૂંચવણો ઉકેલી ઈ સ ૧૬૭૪ ના જૂન માસમાં એક સ્વતંત્ર મરાઠા રાજ્ય સ્થાપ્યું એના રાજ્યાભિષેકની ક્રિયા ઘણી જ ધામધૂમથી શાસ્ત્રીય અને ધાર્મિક રીતિથી કરવામાં આવી એણે પોતાની રાજધાની રાયગઢમાં રાખી બે વર્ષ પછી મોટું લશ્કર લઈ શિવાજી દક્ષિણમાં આગળ વધ્યો અને ગોવળકોંડાના સુલતાન પાસેથી ચોથ ઉઘરાવી ઠેઠ મદ્રાસ સુધી ગયો ઈ સ ૧૬૭૭-૭૮ માં રઘુનાથ હનમંતની મદદથી મૈસૂર અને કર્ણાટકમાં આવેલા જીંજી વેલોર આરણી અને તાંજોરના કિલ્લાઓ સર કર્યા આમ લગભગ દોઢ વર્ષ ગાળ્યા પછી ઈ સ ૧૬૭૯ માં શિવાજી પાછો રાયગઢ આવ્યો અને બીજે વર્ષે ઈ સ ૧૬૮૦ ના એપ્રિલ માસની ૫ મી તારીખે ૫૩ વર્ષની ઉમરે એનો **સ્વર્ગવાસ** થયો શિવાજી ભવાની માતાનો પરમ ભક્ત હતો માતાની સહાયથી એ પોતાના કાર્યોમાં નિર્વિઘ્ને સફળ થાય છે એવો એનો દૃઢ વિશ્વાસ હતો મરણ વખતે એના રાજ્યનો વિસ્તાર ૩૦૦ માઈલ લાંબો ને ૫૦ થી ૧૦૦ માઈલ પહોળો હતો

**શિવાજીની રાજ્યવ્યવસ્થા**—શિવાજીએ સ્વતંત્ર મરાઠા રાજ્ય સ્થાપ્યું એટલું જ નહિ પણ તેને સંગીન અને સુવ્યવસ્થિત પાયા પર મૂકવાનો પ્રયત્ન કર્યો એક વિજેતા તરીકે જ નહિ પણ સુવ્યવસ્થિત રાજ્યતંત્રી અને વહીવટ કરનાર તરીકે શિવાજીનું નામ મશહૂર છે એણે વેઠેલી આપત્તિઓ ધ્યાનમાં લેતાં એની મહત્તાનું ભાન થાય છે મરાઠી

રાજ્ય એના પછી લાંબા વખત સુધી ટક્યુ એ એના રાજ્યબંધારણને લીધે જ હતુ

રાજ્યવહીવટને માટે એણે આખા રાજ્યના ૧૫ પ્રાંતો કરી દરેક પ્રાંતમા એક મુખ્ય અધિકારી નીમ્યો તે ફોજદારી ગુનાઓ ચૂકવતો દીવાની મુકદમાઓ ગ્રામ્યપચાયત પતાવતી. એની રાજ્યવ્યવસ્થા નીચે પ્રમાણે હતી

૧ અષ્ટપ્રધાનમડળ—રાજાની ગેરહાજરીમા અથવા તેનુ મરણ થતા રાજ્યવહીવટના કામમા ખલેલ ન પહોંચે અને અધિકારીઓ પર અકુશ રહે તે માટે શિવાજીએ રાજ્યવહીવટના આઠ ખાતા પાડી આઠ પ્રધાનો નીમી દરેકને એકેક ખાતુ સોંપ્યુ આ પ્રધાનોનો ઉપરી શિવાજી પોતે હતો મુખ્ય પ્રધાન પેશ્વા કહેવાતો સઘળો રાજ્યકારભાર આ અષ્ટપ્રધાનમડળની મદદ અને સમતિથી થતો રાજાની સત્તા ને માન ભયમા ન આવી પડે એ હેતુથી મુખ્ય પ્રધાનને અપાએલો પેશ્વાનો હોદ્દો તેની હયાતી સુધી જ હતો

૨ લશ્કર—શિવાજીનુ લશ્કર બે પ્રકારનુ હતુ પાયદળ અને હયદળ પાયદળની સખ્યા મોટી હતી અને તે હવાલદારથી તે છેક સેનાપતિ સુધીના સરદારોમા વહેંચવામા આવ્યુ હતુ ઘોડેસવારો શિલેદાર અને બારગીર એવા બે વિભાગોમા વહેંચવામા આવ્યા હતા લશ્કરમા સ્ત્રીઓને સાથે લઈ જવાની સખત મનાઈ હતી લડાઈમાંથી મળેલું સઘળુ દ્રવ્ય સરકારને સ્વાધીન કરવામા આવતુ ફતેહ મેળવનારને જાગીર નહિ આપતા પદવી આપવામા આવતી શિવાજી હમેશા ખુલ્લા મેદાનમા સામસામા લશ્કરના યુદ્ધની વિરુદ્ધ હતો શિવાજીએ નૌકાબળ પર ખાસ ધ્યાન આપ્યુ હતુ હિંદુસ્તાનના ઇતિહાસમા બીજા કાઇ પણ હિંદુ રાજાએ નૌકાબળ પર એના જેટલુ ધ્યાન આપ્યુ નથી આપણા દેશના ઇતિહાસમા પહેલી નૌકાલડાઈ શિવાજી લડ્યો હતો અને તેમા એને સંપૂર્ણ ફતેહ મળી હતી

૩ કિલ્લાની ગોઠવણ—શિવાજીએ ઘણા કિલ્લાઓ સર કર્યા અને કેટલાક નવા બધાવ્યા આ કિલ્લાઓમા દારૂગોળો અને અનાજ પાણી મોટા પ્રમાણમા રાખવામા આવતા કિલ્લાઓ ખાસ કરીને

લશ્કરના બચાવ તેમ જ શત્રુનો પરાજય કરવાની દૃષ્ટિથી બાંધવામાં આવ્યા હતા. દક્ષિણમાં કિલ્લાઓની અગત્યનું ભાન કરાવનાર શિવાજી હતો.

૪. જમીન મહેસૂલ પદ્ધતિ—શિવાજીએ જમીનની માપણી કરાવી પ્રત્યેક ખેતરની પેદાશ ધ્યાનમાં લઈ મહેસૂલ ઠેરવ્યું. મહેસૂલ જમીનદારો દ્વારા વસૂલ ન કરાવતાં રાજ્યના નોકરો મારફત વસૂલ કરાવવામાં આવ્યું, અને તે માટે ચઢતા ઊતરતા દરજ્જાના અધિકારીઓ નીમ્યા. આ વ્યવસ્થા ગુજરાત, કર્ણાટક અને માળવાના પ્રદેશમાં દાખલ કરવામાં આવી અને તે ઘણી ઉપયોગી નીવડી.

શિવાજીના મુખ્ય કારભારીઓમા મોરોપંત પિંગળે, આબાજી સોનદેવ, નેતાજી પાલકર, પતાજી ગોપીનાથ, પ્રતાપરાવ ગુજર અને હંબરરાવ મોહિતે કરીને હતા

**ગુણાવલોકન**—હિંદુસ્તાનના ઇતિહાસમા શિવાજીનુ સ્થાન અનુપમ છે શિવાજીનુ રાજ્ય હિંદુ સંસ્કૃતિ અને ધર્મના પુનરુદ્ધાર અને નિભાવનું સ્થાન હતુ. શિવાજી એક અસાધારણ વ્યક્તિ હતી. એણે પોતાના બાહુબળથી બહારવટિયા તરીકે જીંદગી શરૂ કરી હિંદુસ્તાનના ગૌરવ અને વૈભવ પુન સતેજ કર્યા. હજારો વિટંબણાઓ વેઠી યુક્તિપ્રયુક્તિથી ટૂંક સમયમા જીવને જોખમે મરાઠા રાજ્ય સ્થાપી તેને એણે સંગીન, સુવ્યવસ્થિત અને પાકા પાયા પર મૂકયુ. એક મહાન વિજેતા તેમ જ દૂરંદેશી અને ચતુર રાજપુરુષ તરીકે એનુ નામ મશહૂર છે સ્વદેશાભિમાન, સ્વાર્થત્યાગ, સાહસ, ન્યાય અને નીતિથી શિવાજીએ મુગલ સલ્તનતને તથા દક્ષિણના મુસલમાની રાજ્યોને સખત ફટકા લગાવ્યા. પોતે ધર્મ પરાયણ હોઈ એણે ધર્મને ખાતર જ સ્વરાજ્યની સ્થાપના કરી, અને પોતે 'ગોબ્રાહ્મણપ્રતિપાલક' છે એમ જગજાહેર કીધુ આમ છતા શિવાજી પરધર્મસહિષ્ણુ હોઈ એણે કોઈ દિવસ પરધર્મીને ખોટુ લાગે એવુ કશુ જ કર્યું નથી. એક પણ મસીદને એ અડકયો નથી તેમજ એક પણ કુરાનની નકલ એણે ફાડી કે બાળી નથી. સ્ત્રીઓ તરફ એ ઘણી જ સન્માનની દૃષ્ટિએ જોતો. એને ચાર સ્ત્રીઓ હતી. જે ખૂની કામો શિવાજીથી થયાં તે એને ન છૂટકે કરવા પડ્યા હતા; કારણકે તેમ ન કરવામાં

એના પ્રાણની હાનિ થવાનો જરૂર સભવ હતો પોતે પંડિત ન હતો, છતા વિદ્વાનોના સગમથી એ ઘણુ શીખ્યો હતો સ્વભાવે એ ઉદાર, નમ્ર, અને કર્તવ્યપરાયણ હતો નિરભિમાનતા ધર્મનો પ્રેમ અને ઉત્તમ સસ્કાર એનામા ઓતપ્રોત થએના હતા એનો ખરો પ્રભાવ એના સાહસો અને એની રાજ્યવ્યવસ્થામા પ્રતીત થાય છે

શિવાજી મરાઠાની ઉણપો જાણતો હતો અને તેથી જ એણે લડાઈની યોજના પોતાના દેશ અને સૈનિકોને અનુકૂળ પડતી રાખી હતી જો જસવતસિંહ અને જયસિંહે શિવાજીને હિંદુધર્મની સસ્કૃતિના પુનરુદ્ધારને માટે મદદ આપી હોત તો શિવાજી હિંદુ સત્તા હમેશને માટે કાયમ કરી ગયો હોત પણ વિધિની મરજી જુદી હોવાથી એ બનવા પામ્યુ નહિ રજપૂતોએ સહાય તો ન કરી, પણ ઊલટા શિવાજીને સપડાવવાની કપટજાળ નાખવામા સાધનભૂત થયા તે વખતની રાજકીય અને ધાર્મિક પરિસ્થિતિ ધ્યાનમા લેવાથી માલમ પડે છે કે હિંદુ સત્તા પુન સ્થાપવાની સોનેરી તક મળી હતી પરતુ જેમ વારવાર બન્યુ છે તેમ બીજા હિંદુઓ એ જોઈ શક્યા નહિ અને તેમણે આવેલી તક ગુમાવી દીધી એકલા શિવાજીએ હિન્દના ઇતિહાસમા કટોકટીને પ્રસગે હિંદુધર્મ અને સસ્કૃતિને જીવતા જાગતા રાખવામા જે અમૂલ્ય સેવા બજાવી છે તે ખરેખર અનુપમ છે જો એની નીતિ રીતિ વ્યવસ્થા અને રાજ્યવહીવટનુ ધોરણ એના વશજોએ પાળ્યુ હોત તો મરાઠી રાજ્ય લાબુ ટક્યુ હોત

**સંભાજી—ઇ. સ. ૧૬૮૦–૮૯**

શિવાજી પછી એનો પુત્ર સભાજી ગાદીએ આવ્યો સભાજી વ્યસની ઘાતકી અને ક્રૂર હતો કેટલાક મરાઠા સરદારોએ શિવાજીનો બીજો પુત્ર રાજારામ વધારે લાયક હોવાથી તેને ગાદીએ બેસાડવાનો વિચાર કર્યો પણ સભાજીને આ વાતની ખબર પડતા તે રાયગડ જઈ સામા પક્ષનો પરાજય કરી ગાદીએ બેઠો ગાદીએ બેસતા જ એણે અષ્ટપ્રધાન

મળતી સત્તા છીનવી લીધી અને સઘળા અમલદારોને દુશ્મન બનાવ્યા. પોર્ટુગીઝો સાથે લડાઈ થઈ તેમા એને જીત મળી. જંજીરાનો કિલ્લો લેવા એણે ઘણા ફાંફા માર્યા પણ તેમા એ ફાવ્યો નહિ પેશ્વાને કેદ કરી એણે કલુષા નામના એક નાલાયક બ્રાહ્મણને મુખ્ય મંત્રી બનાવ્યો, અને મહેસૂલ વધારી રૈયતને હેરાન કરી એના લશ્કરે નિયમિત પગાર નહિ મળવાથી લૂટફાટ ચલાવી, એક દિવસ સંભાજી સંગમેશ્વરના મહેલમા હમેશની માફક વિલાસમા મગ્ન બની અસ્વસ્થ અને બેચેન અવસ્થામા પડી રહ્યો હતો, તેવામા મુસલમાન સરદાર તકરીબખાને અચાનક છાપો મારી, સંભાજી તથા કલુષાને કેદ કરી, તુલાપુરમા બાદશાહની છાવણીમા મોકલ્યા ઔરંગઝેબે તેમને મુસલમાન થવા સૂચવ્યુ. શિવાજીના દીકરાએ ઔરંગઝેબને કહ્યુ ? તારી પુત્રીને મારી સાથે પરણાવે તો હું મુસલમાન થાઉ આથી તેમ જ તેણે મુસલમાની ધર્મની કરેલી નિંદાથી ઔરંગઝેબે ક્રોધે ભરાઇને ઈ સ ૧૬૮૮ મા સંભાજી તથા તેના મંત્રીને ઘાતકીપણે મારી નખાવ્યા સંભાજીના પુત્ર શાહુને દિલ્હી દરબારમા લઈ ગયા અને તે ત્યા જ ઊછર્યો

**રાજારામ–ઈ. સ. ૧૬૮૯–૧૭૦૦**

સંભાજીના મરણ પછી શાહુ મુગલ બાદશાહના તાબામા હોવાથી રાજારામ ગાદીએ આવ્યો રાજારામ ભલો ઉદાર અને પરગજુ હતો ગાદીએ આવતા એણે મરાઠી સત્તા સબળ કરવાના પ્રયત્નો કર્યા જંજીને રાજધાની કરી એણે અષ્ટપ્રધાનમંડળ પાછુ ચાલુ કર્યું મુગલોએ જંજીને ઘેરો ઘાલ્યો પણ ફાવ્યા નહિ એણે મુગલોના દક્ષિણના મુલકમાથી ચોથ ઉઘરાવી ઈ સ ૧૭૦૦ મા ૨૬ વર્ષની કાચી વયે એ મરણ પામ્યો એની કારકિર્દીથી મરાઠી રાજ્યમા શાંતિ ફેલાઈ એને તારાબાઈ અને રાજસબાઈ નામની બે સ્ત્રીઓ અને શિવાજી તથા સંભાજી નામના બે પુત્રો હતા

રાજારામના અકાળ મૃત્યુથી તેની વિધવા તારાબાઈએ રાજ્યકારભાર

પોતાના હાથમા લીધો એના પછીના આઠ વર્ષના અમલથી મરાઠાઓ સંતોષ પામ્યા એણે ગેરિલાગીરીથી ઔરંગઝેબનો

**તારાબાઈ ઈ. સ. ૧૭૦૦-૧૭૦૮**

દક્ષિણ જીતવાનો છેલ્લો પ્રયત્ન છિન્નભિન્ન કરી નાખ્યો અને મુગલાઈ સૈન્યને નસાડી મૂક્યું તારાબાઈ સ્વભાવે ઘણી જ તામસી હતી અને જન્મથી જ છળપ્રપંચમા નિપુણ હતી સંભાજીના પુત્ર શાહુને ગાદીએ બેસાડવાનો ઠરાવ થયો ત્યારે તારાબાઈએ તે કબૂલ નહિ કરતા કોલ્હાપુરનુ એક નવુ રાજ્ય સ્થાપી પોતાના નવ વર્ષના પુત્ર શાહુ કે શિવાજીને ગાદીએ બેસાડ્યો આથી મરાઠાઓમા કુસંપના બીજ વવાયા જેને પરિણામે આખા મહારાષ્ટ્રને સોસવુ પડ્યુ તારાબાઈ સ્વાર્થી હોવા છતા તેનામા રાજ્યકુનેહ ધૈર્ય અને શૌર્ય હતા

**શાહુ ઈ. સ. ૧૭૦૮-૧૪**

શાહુને દિલ્હી દરબારમા સર્વદેશીય શિક્ષણ મળ્યુ હતુ રાજ્યાસને આવ્યા પછી એના મુલકમા મોટામોટી લડાઈ સળગી, આથી મરાઠા રાજ્યની સ્થિતિ ડામાડોળ થવા લાગી આ કુટુંબકલહનો લાભ લઈ તારાબાઈના કેટલાક સરદારોએ શાહુને બહુ પજવ્યો અને તેઓને દાબી દેતા શાહુને ચારપાંચ વર્ષ લાગ્યા શાહુ સ્વભાવે ભલો અને મિલનસાર પણ વ્યસની અને વિલાસી હતો તેથી રાજ્યની સઘળી સત્તા મુખ્ય પેશ્વા બાળાજી વિશ્વનાથના હાથમા આવી અને તે રાજ્યનો ખરો સંચાલક થઈ પડ્યો આ પેશ્વા પાંચમો હતો છતા એની સત્તા એટલી જામી કે તે પહેલા પેશ્વા તરીકે ઓળખાયો શાહુ મરણ પામ્યો ત્યાર પછી એના વંશજો સતારાના રાજા તરીકે ઓળખાયા પણ મરાઠી રાજ્યની ખરી સત્તા તો ઈ સ ૧૭૧૪ થી પેશ્વાના હાથમા ગઈ

# પ્રકરણ ૩૭

## પેશ્વાઈ—ઇ. સ. ૧૭૧૪–૧૮૧૮

**બાલાજી વિશ્વનાથ**—બાલાજી વિશ્વનાથના હાથમા રાજ્યસત્તા આવતા જ એણે માહેમાહે ચાલતી અધાધુધી અને ગેરવ્યવસ્થા દૂર કરી મરાઠી સત્તા સતેજ કરવા પ્રયત્ન કરવા માડ્યા અને ટૂક સમયમા ઘણા સુધારા દાખલ કર્યા એ મોટું લશ્કર લઈ દિલ્લીના મુગલ બાદશાહ ફરૂખશિયરની સામો ગયો અને તેને હરાવી તેની ગાદી ઉઠાવી મૂકી આથી એને આખા દખ્ખણમાથી **ચોથ** (જમીનમહેસૂલનો ચોથો ભાગ) તથા **સરદેશમુખી** (આખા મુલકના મુખી તરીકે મહેસૂલનો દશમો ભાગ) ઉઘરાવવાનો હક્ક મળ્યો આ રીતે મરાઠી રાજ્યની સત્તા સ્વીકારાવી દિલ્હીથી પાછા ફરતા બાલાજી ઈ સ ૧૭૨૦ મા મરણ પામ્યો

**પહેલો બાજીરાવ**—બાલાજીના મૃત્યુ પછી તેનો પુત્ર બાજીરાવ પેશ્વા નીમાયો

બાજીરાવ પેશ્વા અધિકાર પર આવ્યો ત્યારે મરાઠા રાજ્યમા મલ્હારરાવ હોલકર રાણોજી સિંધીઆ પીલાજી ગાયકવાડ, અને પરસાજી ભોસલે નામે મોટા સરદારો હતા આ સરદારો સાધારણ સ્થિતિમાથી બાહુબળ વડે આગળ વધી પ્રાંતોમાથી મુસલમાન સૂબેદારોને હાંકી કાઢી ત્યા વહીવટ કરવા લાગ્યા હતા બાજીરાવે આ સરદારોની સત્તા વધી પડેલી જોઈ મરાઠી રાજ્યનુ ઐક્ય જાળવવા તેમ જ પોતાનો દાબ એમના ઉપર રહે એ હેતુથી તેમને જુદા જુદા પ્રાંતોમા ચોથ ઉઘરાવવા મોકલ્યા અને ગાયકવાડને ગુજરાત હોલકરને ઈદોર, સિંધીઆને ગ્વાલીઅર, અને ભોસલેને વરાડ સોંપ્યા આમ દીર્ઘદૃષ્ટિ વાપરી બાજીરાવે આ બળવાન સરદારોને પરોક્ષ રીતે પોતાના અંકુશમા આણ્યા એટલુ જ નહિ પણ પોતાની સર્વોપરિ સત્તા જાળવી મરાઠી રાજ્યનુ ઐક્ય સાધ્યુ

બાજીરાવના અમલ દરમ્યાન મરાઠા સરદારો ઉત્તર હિંદુસ્તાનમાં ફતેહ મેળવી ચોથ ઉઘરાવવા લાગ્યા ગુજરાત, માળવા અને બુંદેલખંડની તે પ્રદેશો પોતાના સરદારોને સોંપી બાજીરાવ દિલ્હી તરફ ધસ્યો આ વખતે મુગલ બાદશાહ મહમદશાહ ઘણી જ નબળી સ્થિતિમાં હતો તેથી તેણે દક્ષિણના સૂબા નિઝામઉલ્મુલ્કને મરાઠાઓને ગુજરાત અને માળવામાંથી હાંકી કાઢવાની સત્તા આપી આથી નિઝામ અને બાજીરાવ વચ્ચે જબરો જંગ મચ્યો આખર બાજીરાવે નિઝામને હરાવી તેની પાસે મુનેદના કરારો કરાવ્યા તેથી મરાઠાઓએ ચંબલ અને નર્મદા સુધીના પ્રદેશમાં પોતાની સર્વોપરિ સત્તા સ્થાપી અને મુગલ બાદશાહે પેશ્વાના લશ્કરનો ખર્ચ ભરપાઇ કરવા પચાશ લાખ રૂપીઆ આપવા કબૂલ કર્યું ઈ સ ૧૭૩૯ માં બાજીરાવે ગોવા અને થાણા જીલ્લાના સમુદ્રકિનારે વસતા પોર્ટુગીઝોને હરાવી વસઈનો કિલ્લો સર કર્યો આ ઉપરાંત ઘણા પ્રદેશોમાંથી ચોથ અને સરદેશમુખી ઉઘરાવવાનો હક મેળવ્યો ટૂંકમાં, જે પ્રદેશ ઉપર મરાઠી રાજ્યની સીધી સત્તા ન હતી ત્યાંથી ચોથ તથા સરદેશમુખી મેળવવાનો હક સ્થાપ્યો આ પ્રમાણે સીધી તેમ જ આડકતરી રીતે મરાઠા સત્તા બહુ વધી

ગુણાવલોકન—પહેલો બાજીરાવ ખરેખર પેશ્વાઓમાં મહાન હતો એના શૌર્ય ચાલાકી રાજનીતિનું જ્ઞાન મુત્સદ્દીપણું વગેરે ગુણોથી એનું નામ પ્રથમ પંક્તિના રાજકર્તાઓમાં ગણાય છે એ ઉસ્તાદ લડવૈયો તેમજ નિપુણ ઘોડેસવાર હતો પેશ્વાના પદ પર આવ્યો ત્યારે એની ઉંમર ૨૨ વર્ષની હતી પણ એટલી નાની વયમાં એને રાજકીય ઘટનાનું એટલું સચોટ અને વ્યાવહારિક જ્ઞાન હતું કે આવેલો લાગ એણે કદી જતો કર્યો નથી સમયસૂચકતા વાપરી જીર્ણ થયેલી મુગલ સલ્તનત પર એણે ઘણો લાભ મેળવ્યો એ હિંમત અને ડાહી રાજનીતિથી રાજ્યના મોટા વિસ્તાર સાથે મરાઠાઓમાં ઐક્ય સાધી શક્યો. એણે આખા હિંદુસ્તાનમાં મરાઠા રાજ્યનું સર્વોપરિપણું સ્થાપવાના પ્રયત્નો કર્યા એ બાળાજી ઉર્ફે નાના સાહેબ અને


લાહોર
દિલ્હી
ઈંદોર
વડોદરા
બંગાળ
પૂના
મરાઠાઓના સમયનું
હિંદુસ્તાન
બાલાજી બાજીરાવનું
રાજ્ય
ઈ.સ. ૧૭૬૧

રાઘોબા નામના બે પુત્રોને મૂકી ઉત્તર હિંદુસ્તાનની સવારીએ જતાં ઈ. સ. ૧૭૪૦ માં નર્મદાતીરે અકસ્માત મરણ પામ્યો.

**બાલાજી બાજીરાવ**—બાજીરાવ પહેલા પછી એનો છોકરો બાલાજી બાજીરાવ પેશ્વા થયો. એના વખતમાં વરાડના ભોંસલેએ ઓરિસા ઉપર સવારી કરી ગંગા સુધીનો પ્રદેશ કબજે કર્યો. આથી કરીને કલકત્તાના લોકોએ શહેરને ફરતી મોટી ખાઈ ખોદાવી, જે હજુ **'મરાઠા ખાઈ'**ને નામે ઓળખાય છે. ઈંદોરના હોલકરે બુંદેલખંડ કબજે કર્યો. પેશ્વાના ભાઈ રાઘોબા અથવા રઘુનાથરાવે પંજાબ ઉપર સવારી કરી ઈ. સ. ૧૭૫૮ માં લાહોર કબજે કર્યું. પેશ્વા બાલાજી બાજીરાવે પોતે મૈસૂર અને કર્ણાટકમાં ખંડણીનો હક્ક દાખલ કરાવ્યો, અને સદાશિવરાવ ભાઉએ તુંગભદ્રા સુધીના પ્રદેશમાંથી ખંડણી ઉઘરાવી.


રાઘોબા

ત્યારપછી દખ્ખણમાં નિઝામની સત્તા પ્રબળ થતી જતી હતી. તેના પર મરાઠાઓએ ચઢાઈ કરી અહમદનગર નજીક **ઉદ્‌ગીર**ના મેદાનમાં તેનું લશ્કર છેક હરાવી તેની પાસે દોલતાબાદ, અસીરગઢ, બરહાનપૂર, અને બિજાપુરના કિલ્લાઓ આપવાનું કબુલ કરાવ્યું. આ યુદ્ધમાં મરાઠા સરદાર સદાશિવરાવ ભાઉએ તોપનો ઉપયોગ કરી તેનું માહાત્મ્ય કેટલું છે તેનો ખ્યાલ કરાવ્યો. આ લડાઈ ઈ. ૧૭૬૦ મા થઈ. આને પરિણામે મરાઠા રાજ્ય ઉત્તરમાં ચંબલ અને જમના નદીથી દક્ષિણમાં ગોદાવરી સુધી અને અરબી સમુદ્રથી માંડીને બંગાળના ઉપસાગર સુધી જામ્યું. એ ઉપરાંત મરાઠાઓએ સિંધુ નદીથી માંડીને મૈસૂર સુધીના મુલકમાંથી ચોથ ઉઘરાવવા માંડી.

ઈ. સ. ૧૭૬૦ માં મરાઠા રાજ્ય મહત્તા ને ગૌરવની પરાકાષ્ટાએ

પરંતુ પણ દુર્ભાગ્યે મરાઠાઓને બીજે જ વર્ષે પાણીપતની લડાઈમાં સખત હાર મળી અને મરાઠા સત્તા તૂટી ગઈ

**પાણીપતની ત્રીજી લડાઈ—ઈ. સ. ૧૭૬૧**

ઈ સ ૧૭૫૭ માં અહમદશાહ અબદલ્લી હિંદુસ્તાનપર સવારી કરીને જ્યારે પાછો પોતાના દેશ ફર્યો ત્યારે પોતાના પુત્રને પંજાબના સુબા તરીકે મૂકતો ગયો પરંતુ બીજે વર્ષે રાઘોબાએ પંજાબ ઉપર સવારી કરી તેનુ મુખ્ય શહેર લાહોર કબજે કર્યું રાઘોબાની આ ફતેહ ખરેખર ભારે હાનિકારક નીવડી મરાઠાઓની આ ફતેહથી અહમદશાહ અબદલ્લી ક્રોધે ભરાયો અને મરાઠાઓને સજા કરવા તે તરતજ હિંદુસ્તાન પર ચઢી આવ્યો

મરાઠા લશ્કર પેશ્વાના પુત્ર વિશ્વાસરાવ અને સદાશિવરાવ ભાઉ અથવા ભાઉસાહેબની સરદારી હેઠળ યુદ્ધે ચઢ્યુ સદાશિવરાવે ઉદ્‌ગીરની લડાઈમા પ્રસિદ્ધિ મેળવી હતી તેથી સૈન્યનો સર્વ કાબુ તેને જ સોંપવામા આવ્યો તેના હાથ નીચે લગભગ ૩૦,૦૦૦ મરાઠા લશ્કર હતુ અને સઘળા મરાઠા સરદારો તેમ જ રજપૂત રાજાઓ તેમા સામેલ થયા આની સામે અબદલ્લીએ સર્વે મુસલમાનોને પોતાના લશ્કરમા દાખલ કર્યા ઈ સ ૧૭૬૧ ના જાન્યુઆરીની ૧૩ મી તારીખે પાણીપતના મેદાનમા એક ભયકર યુદ્ધ થયુ ને તેમા સખ્યાબંધ હિંદુઓ માર્યા ગયા

મરાઠા સૈન્યને ખુલ્લા મેદાનમા લડવાનો અનુભવ ન હોવાથી તે બિલકુલ હારી ગયુ ને નાશ પામ્યુ આવી રીતે લડવાનો તેમનો આ પહેલો જ પ્રસગ હતો અત્યાર સુધી ડુંગરી પ્રદેશમા ગુપ્ત રહી શત્રુ પર ઓચિંતો હલ્લો કરી તેમને પરાજય કરવાની નીતિ મરાઠાઓએ અખત્યાર કરી હતી, અને તેથી જ તેઓ ફાવતા હતા હોલકર અને બીજા મરાઠા સરદારોએ સૂચવ્યુ કે મોજશોખના સાધનો અત્યારે અલગ રાખવા અને લડાઈ શિવાજી મહારાજની પદ્ધતિએ ચલાવવી આસપાસનો પ્રદેશ ઉજ્જડ કરી શત્રુનો બહારનો વહેવાર બધો અટકાવી દઈ, ઓચિંતો છાપો મારી તેમને નાહિ ત્રાહિ પોકરાવ વાની જૂની પ્રથાનો જ ઉપયોગ કરવા ઘણા અનુભવીઓએ અભિ


શાહ
જમણી બાજુ
મધ્ય
ડાબી બાજુ
અફઘાન લશ્કર
મરાઠા લશ્કર
ડાબી બાજુ
મધ્ય
ભાઉ
વિશ્વાસરાવ
જમણી બાજુ
સિંધિયા
પાણિપતનુ
ત્રીજુ યુદ્ધ
૧૭૬૧
પાણિપત શહેર અને
કિલ્લો

પ્રાય આપ્યો. પણ ઉદ્ધત, અભિમાની અને મિજાજી ભાઉએ આ શિખામણ ધુતકારી કાઢી. પરિણામ એ આવ્યું કે પહેલા બે મહિનામાંજ ખોરાક ખૂટી ગયો, સૈન્ય નિર્બળ થનુ ગયું, અને તેઓ એની ભયંકર ગૂચવણમા આવી પડ્યા કે છેલ્લે ખૂનખાર દિવસે રણક્ષેત્રમા રગદોળાઈ ગયા. મરાઠા પાયદળ પોતાનામા લડાયક શક્તિ હોવા છતાં રણક્ષેત્રમા સામી છાતીએ લડવાનો અનુભવ ન હોવાથી આ લડાઈમા કાંઈ પરાક્રમ બતાવી શક્યુ નહિ. ખુદ ભાઉ-સાહેબમા પણ ધૈર્ય અને નિયત્રણશક્તિનો અભાવ હતો. તે પોતાની લડાઈની સફળતાની બાબતમા દુરાગ્રહી હોવાથી અબ્દલ્લીની જુદી વ્યૂહરચનામા ફસાયો. પરિણામે મરાઠા સૈન્ય ત્રાસ પામી ગયુ અને અહમદશાહ અબ્દલ્લી વિજયશાળી થયો

પાણીપતના મેદાનમા મરાઠાઓની હાર થઈ અને તેની સાથે તેમની હિંદુસ્તાનમા ચક્રવર્તિ રાજ્ય સ્થાપવાની ધારણા ઊંધી વળી. આ યુદ્ધથી મરાઠાઓની સત્તા નબળી પડવા લાગી, મુગલાઈ સલ્તનત લગભગ નષ્ટ થઈ, અને અગ્રેજ વેપારીઓને રાજકીય સત્તા સ્થાપવાની એનેરી તક મળી જો મરાઠાઓને વિજય મળ્યો હોત તો હિંદુસ્તાનનો ઇતિહાસ ઈ સ ૧૭૬૧ પછીથી જુદો જ થાત. પાણીપતની લડાઈથી સમસ્ત મહારાષ્ટ્ર રડાયુ, કોઈ પણ ઘર એવુ ન હતુ કે જેના ઘરનુ માણસ આ લડાઈમા માર્યું ગયુ ન હોય. એક એક સુધી સત્તાની ટોચે પહોચેલુ મરાઠા રાજ્ય આમ એકાએક ગબડી પડ્યુ.

# પ્રકરણ ૩૮

---

## પેશ્વાઈ (ચાલુ)

**પહેલો માધવરાવ**—પેશ્વા બાળાજી બાજીરાવના મૃત્યુ પછી પેશ્વાપદ માધવરાવના હાથમાં આવ્યું માધવરાવ સ્વભાવે શાન્ત પ્રકૃતિનો હતો એણે રઘોબાને વડીલ તરીકે ગણી સઘળો રાજ્યકારભાર તેને જ આપ્યો પરન્તુ તરત જ આ બન્ને વચ્ચે અણબનાવ થયો રઘોબા નિઝામની મદદ માગવા ગયો પણ અંતે તેનો રાક્ષસભુવનની લડાઈમાં ઈ સ ૧૭૬૩ માં પરાજય થયો અને સઘળો કારભાર માધવરાવના હાથમાં આવ્યો

**હૈદરઅલી**—આ સમયે હૈદરઅલી નામનો એક મુસલમાન સરદાર મૈસૂર પ્રાંતમાં બળવાન થઈ પડ્યો હતો પરંતુ યુવાન પેશ્વા માધવરાવે ઈ સ ૧૭૬૪ માં હૈદરને સખત હાર ખવડાવી હૈદરે મરાઠાના જે પ્રાંતો પોતે પચાવી પાડ્યા હતા તે તેમ જ બત્રીસ લાખ રૂપીઆ ખંડણી આપવાનું કબૂલ કર્યું પણ તેણે ખંડણી ભરવામાં ઢીલ કરી તેથી માધવરાવે પોતે કર્ણાટક ઉપર ચઢાઈ કરી તેણે ઈ સ ૧૭૭૧ માં ચેરકુલીના યુદ્ધમાં હૈદરને હરાવી શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો પરિણામે બન્ને વચ્ચે સુલેહ થઈ અને કરાર પ્રમાણે મૈસૂરના સુલતાને સઘળી ખંડણી ભરી અને કાવેરી નદીની આસપાસનો મુલક મરાઠાઓને સ્વાધીન કર્યો પુને પાછા આવ્યા પછી માધવરાવની તબિયત બગડી, અને ઈ સ ૧૭૭૨ માં



હૈદરઅલી

એ મરણ પામ્યો એની સ્ત્રી રમાબાઈ એની સાથે સતી થઈ માધવરાવને પુત્ર ન હતો

માધવરાવના સમયમા મરાઠાઓએ ચમન ઓળગી પોતાની સત્તા સમસ્ત હિંદુસ્તાનમા ફેલાવી, ઉત્તર હિંદુસ્તાનમા આવેલા રજપૂત રાજ્યો પર ચઢાઈ કરી, અને જાટ રજપૂત આદિ લોકોને હરાવી તેમની પાસે ખડણી વસૂલ કરવાનુ ચાલુ કરી, હિંદુસ્તાનમા ગુમાવેલી સત્તા પાછી મેળવી ઈ સ ૧૭૭૧ મા મહાદજી સિંધિઆએ રોહીલખડ ઉપર ચઢાઈ કરી તે જીત્યો, અને આ જ વર્ષમા મુગલ શહેનશાહ પર પોતાનો સપૂર્ણ કાબૂ મેળવ્યો

કટોકટીના પ્રસગમા માધવરાવ પેશ્વાપદ પર આવ્યો અને આવા અવળા સજોગોમા પણ એણે મરાઠા સત્તાનો પુનરુદ્ધાર કર્યો, એ ખરેખર એની કુશાગ્રબુદ્ધિ, વ્યાવહારિક જ્ઞાન કાર્યદક્ષતા, અને શૌર્ય સૂચવે છે

**નારાયણરાવ પેશ્વા**—માધવરાવને પુત્ર ન થવાથી પેશ્વાપદ માટે રાઘોબા અને નારાયણરાવ બને સતારે છત્રપતિ રામરાજા પાસે ગયા તેની સલાહથી પેશ્વાપદ નારાયણરાવને આપવામા આવ્યુ નાના ફડનવીસ, હરિપત ફડકે આદિ નામાકિત મરાઠાઓ નારાયણરાવના સહાયક હતા નારાયણરાવનો સ્વભાવ ઘણોજ તામસી હતો પેશ્વાપદ ધારણ કરતી વખતે નારાયણરાવની ઉમ્મર ફક્ત ૧૮ વર્ષની હતી

નારાયણરાવે રાઘોબાને તેના કારસ્થાન માટે કેદમા પૂર્યો કેદમા હોવા છતા રાઘોબા ગુપ્તપણે હૈદર સાથે મસલત ચલાવતો હતો અને ગમે તે પ્રકારે નારાયણરાવને પદભ્રષ્ટ કરવાની કોશિશ કરતો હતો ઈ સ ૧૭૭૩ મા એક દિવસ નારાયણરાવ દેવદર્શને જતો હતો તેવામા રાઘોબાના સાગરીતોએ લાગ જોઈને તેને મારી નાખ્યો

**સવાઈ અથવા બીજો માધવરાવ**—નારાયણરાવનુ ખૂન થતા

પછી પેશ્વાપદ રાઘોબાએ હાથમાં લીધું અને લગભગ બે વર્ષ સુધી એટલે ઈ સ ૧૭૭૩ થી ૧૭૭૫ સુધી પોતાના નામથી જ રાજ્ય ચલાવ્યું પરંતુ પેશ્વાઈનો ખરો હકદાર નારાયણરાવનો છોકરો સવાઈ માધવરાવ હતો, તેથી તેને પેશ્વા તરીકે સ્વીકારવામાં આવ્યો.

**પહેલો મરાઠા વિગ્રહ—ઈ. સ. ૧૭૭૨–૮૭**—આથી નારાજ થઈ રાઘોબાએ ઝગડો કર્યો અને પોતાનો પક્ષ નિર્બળ હોવાથી તેણે સુરત જઈ અંગ્રેજોની મદદ માગી અને ઈ સ ૧૭૭૫ માં **સુરતની સંધિ** થયા પછી અંગ્રેજોએ એને મદદ આપી આ સુલેહથી રાઘોબાને અંગ્રેજોએ ૩૦૦૦ માણસના સૈન્યની મદદ કરવાનું વચન આપ્યું અને તેના ખર્ચ બદલ રાઘોબાએ દોઢ લાખ રૂપીઆ દર મહિને આપવાનું કબૂલ કર્યું તેમજ ગુજરાતમાં આવેલા ભરૂચ, સુરત આદિ ચાર પરગણાઓ તથા સાષ્ટિ બેટ, વસઈ અને તેની આસપાસના પ્રદેશમાંથી ઓગણીસ લાખ રૂપીઆની મહેસુલ વસુલ કરવાનો હક્ક અંગ્રેજોને આપ્યો પણ બંગાળાના ગવર્નર જનરલ અને તેની કૌન્સિલને સુરતની સંધિ પસંદ નહિ પડવાથી તેમણે ઈ સ ૧૭૭૬ માં **પુરંધરની સુલેહ** કરી અને રાઘોબાને મદદ કરવાનું બંધ કર્યું આમ થયા છતાં પણ મુંબઈ સરકારે રાઘોબાને સહાય આપવાનું ચાલુ રાખ્યું અને આ કારણથી યુદ્ધ પાછું શરૂ થયું આ લડાઈમાં મુંબઈ સરકારનો પૂર્ણ પરાભવ થયો અને અંગ્રેજોને તળેગાંવની સુલેહ કરવી પડી આ સુલેહથી અંગ્રેજોને અત્યાર સુધીમાં જેટલા મરાઠા પ્રદેશો મળ્યા હતા તે પેશ્વાને પાછા સ્વાધીન કરવા પડ્યા ગવર્નર જનરલ વૉરન હેસ્ટિંગ્સે મુંબઈ સરકારની આ નીતિ વખોડી કાઢી, અને તેણે જનરલ ગૉડર્ડને કલકત્તાથી અંગ્રેજ લશ્કર સહને મરાઠાઓ સામે મોકલ્યો ગૉડર્ડે વસઈનો કિલ્લો સર કરી ઈ સ ૧૭૮૦ માં મરાઠાઓને હરાવ્યા.

પરિણામે વૉરન હેસ્ટિંગ્સે સિંધીઆની મારફતે મરાઠાઓ સાથે ઈ સ ૧૭૮૨ માં **સાલબાઈની સલાહ** કરી આથી અંગ્રેજો અને

મરાઠાઓ વચ્ચે ચાલતી દુશ્મનાવટ બંધ થઈ; અને અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ કદી કરવો નહિ, તેણે ત્રણ લાખનું પેન્શન લઈ કોપરગામમા નિશ્ચિંત રહેવુ, સાષ્ટિ બેટ અંગ્રેજોએ રાખવો, અને નવો જીતેલો મુલક એકમેકની સગવડ પ્રમાણે વહેંચી લેવો એવો ઠરાવ થયો.



ટિપુ સુલતાન

**ટિપુ પર સવારી**—બીજા માધવરાવના સમયમા મૈસુરના હૈદરઅલીનું મૃત્યુ થયુ અને તેનો પુત્ર ટિપુ સુલતાન ગાદીએ બેઠો. પહેલા માધવરાવના મૃત્યુ પછી હૈદરઅલીએ અને ટિપુએ કર્ણાટકનો ઘણો પ્રદેશ પચાવી પાડ્યો હતો. આ કારણથી મરાઠા અને મૈસુરના ટિપુ સુલતાન વચ્ચે જબરો જગ મચ્યો તેમા ટિપુનો પરાજય થવાથી તેણે મરાઠાઓને પોતાના રાજ્યના કેટલાક પ્રાતો અને વાર્ષિક ૪૫ લાખ રૂપીઆની ખડણી આપવાનુ કબૂલ કર્યું આ લડાઈમા મરાઠાઓનો મુખ્ય સરદાર મહાદજી સિંધીઆ હતો માધવરાવે ઉત્તર હિંદુસ્તાનમા જે કાર્ય અધૂરું રાખ્યુ હતુ તે મહાદજીએ પરિપૂર્ણ કર્યું. તેણે રજપૂત, જાટ, રોહિલા વગેરે જે જાતો મરાઠાઓની વિરુદ્ધમા હતી તેનો પરાભવ કરી તેને અંકુશમાં આણી. મહાદજીએ ફ્રેંચ અમલદારોને



મહાદજી સિંધીઆ

નોકરીમા રાખી મરાઠાઓને પાશ્ચાત્ય યુદ્ધકળા શિખવાડી આથી તેનું સૈન્ય વધુ બળવાન થયુ

**મરાઠા રાજ્યસંઘ અને ખર્ડાની લડાઈ**—હવે મરાઠાઓએ પોતાનુ લક્ષ નિઝામઅલી તરફ ફેરવ્યુ જ્યારે મરાઠાઓએ તેની પાસે ચોથ અને સરદેશમુખીની ઉઘરાણી કરી, ત્યારે તેના દિવાન મશીરૂલ્મુલ્કે મરાઠાઓની હાંસી કરી આ કારણથી નિઝામ અને મરાઠા વચ્ચે યુદ્ધ થયુ નાના ફડનવીસે સિંધીઆ, હોલકર ભોંસલે ગાયકવાડ વગેરે સર્વે મરાઠા સરદારોને એક કરી નિઝામને હરાવવા નિશ્ચય કર્યો નિઝામને અંગ્રેજોની મદદની આશા હતી પણ સર જૉન શોરની દેશી રાજ્યોની અંદર અંદરની ખટપટમા માથુ ન મારવાની રાજનીતિને લીધે તે મદદ ન મળી નિઝામનુ લશ્કર સાઠ હજાર માણસોનુ હતુ તેના લશ્કરે પ્રથમ બહુ જોર બતાવ્યુ પણ આખરે તેનો પૂર્ણ પરાજય થયો મશીરૂલ્મુલ્ક મરાઠાને શરણ ગયો અને તેણે લડાઈનો સઘળો ખર્ચ ચૂકવી આપ્યો નિઝામે વાર્ષિક ૩૦ લાખની ઉપજ થાય એટલો પ્રદેશ મરાઠાઓને સ્વાધીન કર્યો આ યુદ્ધ ઈ સ ૧૭૯૫ મા ખર્ડા આગળ થયુ તેથી તે **ખર્ડાની લડાઈ**ને નામે પ્રસિદ્ધ થયુ છે

આમ મરાઠા રાજ્યની સ્થિતિ બહારથી ઠીક હતી પણ તેની પડતીના બીજો પણ સાથે સાથે વવાઈ રહ્યા હતા ખર્ડાની લડાઈ પછી મરાઠા સરદારોમા માહોમાહે ટંટાઓ ઊભા થયા અને તેથી તેમનુ ઐક્ય તૂટયુ ત્યારે અંગ્રેજી સત્તાનુ જોર દિનપ્રતિદિન વધતુ ગયુ

**છેલ્લો પેશ્વા બાજીરાવ બીજો**—ઈ સ ૧૭૯૫ મા સવાઈ માધવરાવના મરણ પછી રાઘોબાના પુત્ર બીજા બાજીરાવને પેશ્વાપદ મળ્યુ બાજીરાવે પેશ્વા થતાજ પોતાના પિતાના કટ્ટા શત્રુ નાના ફડનવીસને સિંધીઆની મદદથી કેદ કર્યો આ બદલ પેશ્વાએ સિંધીઆને ઘણા પૈસા આપી સતોષ્યો સિંધીઆ એટલાથી ન ધરાતા પુને જઈ તે શહેરમા લૂંટફાટ કરવા લાગ્યો તેથી દેશમા અશાન્તિ પ્રસરી રહી આવી સ્થિતિમા નાનાની ઘણીજ જરૂર હોવાથી તેનો છુટકારો કરવામા આવ્યો નાનાના મરણ પછી મરાઠા સરદારોમા માહોમાહે ઈર્ષ્યા અને કલહ થવાથી તેઓમા તે ઐક્ય લાવી શક્યો

નહિ. દૂરંદેશીપણું, રાજ્યકુશળતા, નીતિ, અને દેશપ્રેમ કાંઈ પણ કામ આવ્યાં નહિ. શિવાજીના મૃત્યુ પછી સમસ્ત ભારતમાં હિંદુસામ્રાજ્ય સ્થાપવાની નાનાની આશાએ ફળીભૂત થઇ નહિ. ૫૦૦ વર્ષોથી હિંદુસ્તાનમા મુસલમાની સલ્તનત હતી, અને તેનો હવે અસ્ત થવા માંડ્યો હતો. આ અરસામાં નાનાના પ્રયાસો આશોત્પાદક હતા. પણ માંહોમાંહે ઝગડા અને અવિશ્વાસ ઉત્પન્ન થવાથી નાના કેદ થયો, અને છૂટા થયા પછી તે કાંઈ કરી શક્યો નહિ. એના પછી કોઈ પણ પ્રધાને ગએલું રાજ્ય મેળવવાના પ્રયત્નો કર્યાં નહિ. આ પરિસ્થિતિમા તે ઈ સ. ૧૮૦૦ માં મરણ પામ્યો અને તેની સાથે જ મરાઠી શ્રેષ્ઠતાનો અને ગૌરવનો અંત આવ્યો. નાનાનું મૃત્યુ એ મરાઠા સામ્રાજ્યનું મૃત્યુ હતુ. એના પછી મરાઠાઓ કાંઈ પણ વધુ કરી શક્યા નહિ. ઊલટું, એના પ્રયાસથી જે મરાઠા રાજ્યનો પુનરુદ્ધાર થયો હતો તેની પડતી થઈ.


બાજીરાવ બીજો

નાના ફડનવીસના સમયમા રાજ્યમાં શાન્તિનું વાતાવરણ પ્રસર્યું હતું. દોલતરાવ સિંધીઆ અને રાઘોજી ભોંસલે એના ખાસ મિત્ર હતા. નાનાએ રાજકાર્યમાં નિપુણતા, બુદ્ધિ, વિવેક તેમ જ અતુલ પરાક્રમથી પેશ્વાઈને સબળ કરી, અને સવાઈ માધવરાવને પોતાના હાથ તળે રાખી સઘળું કામ કર્યું. તેણે પેતાની કાર્યદક્ષતાથી

મરાઠી રાજ્યની અમૂલ્ય સેવા બજાવી મરાઠાઓનું સંગઠન કરવા તનતોડ પ્રયત્નો કર્યો. આવી ઉમદા કારકિર્દીથી હિંદુસ્તાનના ઇતિહાસમાં નાના ફડનવીસનું નામ હંમેશાં સુવર્ણાક્ષરે કોતરાયલું રહેશે.

આ અરસામાં દોલતરાવ સિંધીઆ અને યશવંતરાવ હોલકર વચ્ચે મહાન યુદ્ધ થયું તેમા પેશ્વા બાજીરાવે દોલતરાવ સિંધીઆને મદદ કરી. આમાં યશવંતરાવ હોલકરે સિંધીઆનો પરાજય કર્યો, અને તેણે પુના સર કર્યું. બાજીરાવ ત્યાંથી નાસી છૂટી અંગ્રેજોને શરણે ગયો અને તેણે અંગ્રેજો સાથે ઈ. સ. ૧૮૦૨ મા **વસઈની સંધિ** કરી.


નાના ફડનવીસ

આ સંધિથી પેશ્વાએ પોતાના દેશમા પોતાના બચાવ માટે દશ હજાર અંગ્રેજ સૈન્ય રાખવાનું અને તેના ખર્ચ માટે ૩૬ લાખ રૂપીઆ આપવાનું કબૂલ કર્યું. વળી અંગ્રેજોના જે યુરોપીઅન શત્રુઓ પેશ્વાના મુલકમા વસતા હતા તેમને દૂર કરવાનું તેમજ અંગ્રેજોની રજા સિવાય બીજી યુરોપી પ્રજાઓ સાથે યુદ્ધ, સુલેહ તેમજ પત્રવહેવાર નહિ કરવાની કબૂલાત આપી. આ સંધિથી અંગ્રેજોને સુરત શહેરનો કબજો મળ્યો, અને નિઝામ, ગાયકવાડ વગેરે રજવાડાઓમાં નિરંતર ચાલતા ઝગડાનો ફેંસલો કરવાનો હક્ક મળ્યો. જ્યાં સુધી પેશ્વા આ શરતો સ્વીકારે ત્યાં સુધી અંગ્રેજોએ તેને મદદ કરવાની કબૂલાત કરી. આ સંધિથી બાજીરાવને પેશ્વા બનાવવામાં આવ્યો. વસઈની સંધિ ખરેખર ઘણી જ અગત્યની છે, કારણ એથી પેશ્વાઈનો તેમજ મરાઠા રાજ્યનો અંત આવ્યો.


મરાઠા રાજ્યો
પંજાબ
સિંધ
રજપુત રાજ્યો
સિંધિયા
મરાઠા રાજ્યો
મુંબઈ
નિઝામ
મદ્રાસ
અરબી
સમુદ્ર
બંગાળાનો
ઉપસાગર

મરાઠા રાજ્યો.

**બીજો મરાઠા વિગ્રહ—ઈ. સ. ૧૮૦૨–૧૮૦૩**—પેશ્વા બાજીરાવની અંગ્રેજો સાથેની વસઈની સંધિ ખરેખર મરાઠા રાજ્યને હાનિકારક હતી સિંધીઆને અને વરાડના રાઘોજી ભોસલેને એ પસંદ પડી નહિ એ સંધિને તેઓ અપમાનકારક ગણવા લાગ્યા, અને તે નાબૂદ કરવા માટે તેઓએ યુદ્ધની તૈયારીઓ કરવા માંડી બાજીરાવને પણ હવે પોતાની મૂર્ખાઈનો પશ્ચાત્તાપ થવા લાગ્યો, અને તે આ સર્વે મરાઠા સરદારો સાથે મળી જઈ અંગ્રેજો વિરુદ્ધ ગુપ્ત પત્રવહેવાર ચલાવવા લાગ્યો ગવર્નર જનરલ લૉર્ડ વેલેસ્લીને લાગ્યુ કે યુદ્ધ વિના કાયમની બ્રિટિશ સત્તા સ્થાપવી અશક્ય છે આ કારણથી તેણે ભારે તૈયારીઓ કરી પરિણામે મરાઠા અને અંગ્રેજો વચ્ચે પોતપોતાની સત્તા સ્થાપવા માટે એક મહાન યુદ્ધ થયુ જે બીજા મરાઠા વિગ્રહ તરીકે ઇતિહાસમા પ્રખ્યાત છે

આ યુદ્ધ દક્ષિણમા તેમ જ ઉત્તર હિંદુસ્તાનમા ચાલ્યુ આ વખતે દિલ્લી શહેર અને મુગલ બાદશાહ સિંધીઆને તાબે હોવાથી અંગ્રેજોએ ધાર્યુ કે દિલ્લી સર કર્યા સિવાય હિંદુસ્તાનમા સ્વામિત્વ સ્થપાવુ મુશ્કેલ છે સિંધીઆને મદદ કરનાર ફ્રેચનો નાશ કરવો એ પણ અંગ્રેજોનો મુખ્ય ઉદ્દેશ હતો આ કારણથી અંગ્રેજો લડાઈમા ઊતર્યા દક્ષિણમા આર્થર વેલેસ્લી પોતે ગયો તેણે અહમદનગર તરફ કૂચ કરી તે સર કર્યુ અને દુશ્મનોને હરાવવા માટે તેણે જે જે ડુંગરી પ્રદેશોના માર્ગો નિઝામ અને મરાઠાની સરહદને જોડતા હતા તે કબજે કર્યા ગોદાવરી નદીના તીર તરફ જનરલ સ્ટીવન્સનને મોકલાવામા આવ્યો કૃષ્ણા અને તુંગભદ્રાના તીર તરફ જનરલ સ્ટુઅર્ટને મૂકવામા આવ્યો કાનપુર જનરલ લેકને સોપ્યુ એક સેના પ્રયાગ તરફ મોકલાવી મુંબઈ અને ભરૂચ તેમ જ બંગાળા અને કટક સર કરવાને પણ તેણે સેનાઓ મોકલાવી આમ દરેક દિશામા સૈન્ય મોકલવામા આવ્યુ ઈ સ ૧૮૦૩ મા વેલેસ્લીએ અસાઈની સુપ્રસિદ્ધ લડાઈમા સિંધીઆ અને ભોસલેનો સપૂર્ણ પરાભવ કર્યો સ્ટીવન્સનની સરદારી હેઠળની બીજી ફોજ અસીરગઢ અને બરહાનપુર તરફ કૂચ કરી આ અજેય કિલ્લાઓ

પરંતુ ત્યાં કર્નલ મૉન્સનની ટોળીએ તેને મારી હઠાવ્યો. ઈ. સ. ૧૮૦૪ માં પણ હોલ્કરનો ડીગના વેગમાં પરાભવ થયો. ચાંદોરનો કિલ્લો પણ હોલ્કરના કબજામાંથી ગયો. વેલેસ્લી પોતે દક્ષિણમાં ગયો અને ત્યાં તે વિજયી નીવડ્યો. મરને ગુજરાત મોકલવામાં આવ્યો. જતાં જતાં તેણે ઇન્દોર સર કર્યું. પણ લેકે હોલ્કરને મહાત કરી અને ઈ. સ. ૧૮૦૫ માં ભરતપુરના કિલ્લાને લેકે ચાર ચાર વાર વેગ ચાલ્યો હતો પણ તેમાં તે સફળ થયો નહિ. આ વેગમાં લેકના ત્રણ હજાર માણસ માર્યા ગયા. પરંતુ ભરતપુરના રાજાએ આ ઘેરાથી ત્રાસી જઈ આપત્તિમાંથી બચવાને માટે અંગ્રેજો સાથે સુલેહ કરી. આથી હોલ્કરની સ્થિતિ ઘણી જ ભૂંડી થઈ પડી. જે સ્થિતિ અન્ય મરાઠા સરદારોની થઈ હતી તેવી જ એની પણ થતે. પરંતુ સિતારો પાધરો હોવાથી વેલેસ્લીને એકાએક ઇંગ્લંડ જવાનું થયું અને વેલેસ્લીના પછીના ગવર્નર જનરલ કાર્નવૉલિસે તેની સાથે સુલેહ કરી. વિનાયનથી પણ સુલેહ કરવાને માટે હુકમ મળ્યા હતો. આ સંધિથી હોલ્કરને તેના પ્રાંતો પાછા સ્વાધીન કરવામાં આવ્યા અને રજપૂતાનામાંથી ખંડણી વસૂલ કરવાનો તેને હક્ક આપવામાં આવ્યો.

**ચોથો મરાઠા વિગ્રહ—ઈ. સ. ૧૮૧૭–૧૮૧૮**—બીજા બાજીરાવે અંગ્રેજો સાથે વસઈની સંધિ કરી તો ખરી પણ એથી તેને ઘણું જ દુઃખ થયું. અંગ્રેજોનું સર્વોપરિપણું તેને ઘણું જ ખૂંચતું હતું. આ કારણથી તેણે અંગ્રેજોના નાશના ઉપાય શોધવા માંડ્યા. તેણે સિંધીઆ અને ભોંસલેની પિંઢારાની સલાહ માગી. તેમણે મદદ કરવાની ખુશી બતાવી. વસઈની સંધિનો ત્યાગ કરવો એ તેની તીવ્ર ઇચ્છા હતી. બાજીરાવે ઈ. સ. ૧૮૧૭ માં મરાઠા સૈન્ય એકઠું કરી ખડકી મુકામે અંગ્રેજ રેસિડન્ટ એલ્ફિન્સ્ટન ઉપર બીજા મરાઠા સરદારોની મદદ સિવાય હલ્લો કર્યો. બાપુ ગોખલે આ વખતે પેશ્વાનો સેનાપતિ હતો. આ લડાઈમાં પેશ્વાનો પરાજય થયો અને જનરલ સ્મિથે પુના શહેર સર કર્યું. બાજીરાવ પુનાથી નીકળી સતારા પુરંદર વગેરે સ્થળે નાસવા લાગ્યો. સ્મિથે સતારા સર કરી ત્યાંથી

નીકળી કોરેગાંવની લડાઈમા મરાઠા સૈન્યનો પરાજય કર્યો ત્યારબાદ આષ્ટિમા પણ પેશ્વાની હાર થઈ આમ પેશ્વાનો પરાજય કરી તેના સહાયક બીજા મરાઠા સરદાર પર અગ્રેજોએ સવારી કરી આ સમયે નાગપુરના ભોસનેના દરબારમા ઘણી જ અશાન્તિ હતી પરમોજી ભોસનેનુ ખૂન કરી આપાસાહેબ ભોસને ગાદી પર આવ્યો હતો જ્યારે બાજીરાવે અગ્રેજો સાથે લડાઈ શરૂ કરી ત્યારે આપા સાહેબે **સિતાબાલ્દી** આગળ અગ્રેજો સામે હુમલો કર્યો તેમા આપા હારી જતા અગ્રેજોને તાબે થયો નાગપુર અગ્રેજોના કબજામા આવ્યુ પણ કેટલીક શરતો કરી બાદ આપા સાહેબને ગાદી પાછી આપવામા આવી આપા ગાદીએ આવતા જ અગ્રેજોની વિરુદ્ધ વર્તવા લાગ્યો તેથી તેને કેદ કરવામા આવ્યો ત્યારપછી નાગપુરની ગાદીએ રઘોજીને બેસાડવામા આવ્યો પણ રાજકાર્ય અગ્રેજોને હાથ જ રહ્યુ રઘોજી નિ સતાન હોવાથી ઈ સ ૧૮૫૩ મા અગ્રેજોએ નાગપુર પોતાના હાથમા લીધુ હોલ્કર જે બાજીરાવનો સહાયક હતો તેના દરબારમા પણ અવ્યવસ્થા ચાલી રહી હતી યશવતરાવનો દત્તક પુત્ર મલ્હારરાવ નાની ઉંમરે મરણ પામ્યા આથી સર્વ સત્તા સૈન્યના હાથમા આવી આ સૈન્ય બાજીરાવને મદદ કરી પણ જનરલ માલ્કમ અને હિસ્લૉપ એ ફોજને **મહિદપુર** આગળ હરાવી હોલ્કરનો પરાભવ કર્યો આ હારથી સિંધીઆને પણ ભીતિ ઉત્પન્ન થઈ અને હેસ્ટિંગ્સની ફોજ પાસે ને પાસે આવતી જોઈ તેણે પણ સધિ કરી

આમ અગ્રેજો અને મરાઠાઓ વચ્ચેનુ ચાલુ યુદ્ધ સમાપ્ત થયુ આ યુદ્ધને પરિણામે પેશ્વાઈનો અત આવ્યો અને તેનો સઘળો મુલક કપની સરકારના હાથમા ગયો પેશ્વાને પેન્શન બાધી આપી તેને કાનપુર પાસે રાખવામા આવ્યો નાગપુરમા ભોસને કુટુબના વારસને ગાદીએ બેસાડી ત્યા અગ્રેજોએ પોતાનુ ઉપરીપણુ મેળવ્યુ તેમ જ હોલ્કર અને સિંધીઆએ પણ અગ્રેજોની સત્તા સ્વીકારી મરાઠો મુલક દખણ અગ્રેજોને હાથ ગયો અને મરાઠાઓની સ્વતત્રતા નષ્ટ થઈ આમ વર્ષો થયા ચાલતી આવેલી પેશ્વાઈ મરાઠા સરદારોના માહોમાહેના કલહ અને કુસપને લીધે સદાને માટે નાશ પામી

## પેશ્વાની વંશાવળી




**શિવાજીના વંશજો**—ઈ સ ૧૮૧૮ મા પેશ્વાઈ નષ્ટ થઈ અને સતારાની ગાદી અંગ્રેજોના હાથમા ગઈ ઈ સ ૧૭૪૯ મા છત્રપતિ શાહુ મરણ પામ્યો અને તેના પછી **રામરાજાએ** ઈ સ ૧૭૭૭ સુધી રાજ્ય કર્યું ઈ સ ૧૭૭૮ મા બીજા શાહુ મહારાજના હાથમા ગાદી આવી પણ રાજ્યનો સઘળો કારભાર નાના ફડનવીસે જ ચલાવ્યો શાહુએ ઈ સ ૧૮૦૮ સુધી રાજ્ય કર્યું તેના પછી તેનો પુત્ર પ્રતાપસિંહ ગાદીએ આવ્યો તેણે ઈ સ ૧૮૩૯ સુધી સતારામા રાજ્ય કર્યું પરંતુ પેશ્વાને તેના ઉપર અવિશ્વાસ ઉત્પન્ન થવાથી તેણે તેને કાશી મોકલાવી દીધો, અને તેના ભાઈ શાહુને ગાદીએ બેસાડ્યો શાહુએ ઈ સ ૧૮૪૮ સુધી રાજ્ય કર્યું પણ તે નિઃસંતાન હોવાથી તેના મરણ પછી સતારાની ગાદી અંગ્રેજોના હાથમા આવી આમ શિવાજીએ સ્થાપેલું અને પેશ્વાએ સુધારેલું અને વધારેલું મરાઠી રાજ્ય નાશ પામ્યું

**મરાઠા રાજ્યના નાશનાં કારણો**—શિવાજીની રાજ્યવ્યવસ્થા, અષ્ટપ્રધાનમડળ આદિ રાજનીતિઓનુ અનુકરણ તેના પછીના રાજાઓએ ન કર્યું, અને તેમની રાજ્ય ચલાવવાની બીનઆવડતને લીધે હોલકર, સિંધીઆ, ભોંસલે, ગાયકવાડ વગેરે તેમના જ સરદારોએ રાજ્યો સ્થાપ્યા, અને તેથી મહારાષ્ટ્રનુ ઐક્ય નષ્ટ થવા પામ્યુ પેશ્વાઈ વશપરપરા ચાલુ રહેવાથી અયોગ્ય પુરુષો પણ અધિકાર ઉપર આવ્યા શિવાજીએ જાગીર આપવાનો રિવાજ બધ કર્યો હતો, પણ તેના વશજોએ માળવા, ગુજરાત અને વરાડમા જાગીર આપવાનુ શરૂ કર્યું આને પરિણામે કેટલાક સ્વતત્ર જાગીરદારો થવા પામ્યા આમ એકત્ર રાજ્યકારભારનો અત આવ્યો મરાઠા સરદારોએ દેશમા ચઢાઈ કરી સઘળે લૂટફાટ અને કાપાકાપીનુ વાતાવરણ ફેલાવ્યુ આથી રજપૂતો દુશ્મન બન્યા અને અગ્રેજોને શરણે ગયા મરાઠાઓમા સ્વદેશાભિમાનની વૃત્તિ સર્વથા સકુચિત હતી ડુગરી પ્રદેશમા વસતા હોવાથી તેઓની કલ્પના ડુગરો પર્યન્ત જ જતી ડુગરોથી આગળ વસવુ, સ્વતત્ર અખિલ હિંદુ સામ્રાજ્ય સ્થાપવુ, એ તેઓમાથી શિવાજી, બાલાજી બાજીરાવ અને નાના સિવાય કોઈને સૂઝયુ નહિ જેમ બને તેમ ખડણી વસૂલ કરવી, લૂટફાટ ચલાવવી, પ્રદેશો જીતવા, કિલ્લાઓ સર કરવા, આ જ તેમનો મુખ્ય હેતુ હતો યુદ્ધકળામા પણ મરાઠાઓ પાશ્ચાત્ય કવાયત અને યુદ્ધકળાથી અજ્ઞાત હતા પાણીપતના યુદ્ધમા મરાઠાઓનો પરાભવ થવાથી મરાઠા સત્તાને એક મોટો ધક્કો પહોચ્યો મરાઠા રાજ્ય લગભગ જડમૂળથી ઊખડી ગયુ અને તેનો ફરીથી પુનરુદ્ધાર થયો નહિ નારાયણરાવ પેશ્વાના મૃત્યુ પછી રાજ્યમા ગેરવ્યવસ્થા દાખલ થઈ મરાઠા સરદારોમા કજીઆ ખીજે વધાયા રાઘોબા, નાના ફડનવીસ હોલકર, સિંધીઆ અને પેશ્વા વચ્ચે પરસ્પર ઝઘડા શરૂ થયા આને પરિણામે મરાઠાઓની પડતી થઈ ઈ સ ૧૮૦૩ મા મુગલ શહેનશાહ અગ્રેજોને શરણે ગયો આથી મરાઠાઓની સ્થિતિ કફોડી થઈ પાછળથી ચાર મરાઠા વિગ્રહો થયા તેમા પેશ્વા, સિંધીઆ અને હોલકરે અગ્રેજોનુ સ્વામિત્વ સ્વીકાર્યું ત્યારથી મરાઠાઓની પડતી થઈ

અંગ્રેજોએ રાજ્યકુશળતા અને કુનેહથી સર્વે મરાઠા સરદાર સાથે જુદેડ કરી, તેઓને ખંડીઆ રાજા બનાવી, તેઓની સ્વતંત્રતા પર કાપ મૂક્યો. આથી મરાઠા રાજ્યનો સદંતર નાશ થયો.

**મરાઠાઓનું કાર્ય**—હિંદુસ્તાનના ઇતિહાસમાં મરાઠા રાજ્યે હિંદુ સંસ્કૃતિનો કટોકટીના સમયે પુનરુદ્ધાર કરી તેને લાંબો વખત નિભાવવામાં ઘણો મોટો ભાગ ભજવ્યો છે. મુગલ સામ્રાજ્યની અવનતિને લીધે મરાઠાઓને અમૂલ્ય તક મળી. પણ એમની રાજકીય દૃષ્ટિમર્યાદા સંકુચિત હોવાથી તેમજ માંહોમાંહેના કલહોને લીધે તથા અંગ્રેજોના કાવાદાવા, યુક્તિપ્રયુક્તિ તેમ જ લડાયક બળને લીધે તેઓ ગોથાં ખાઈ ગયા અને તેમનાં હિંદુ સત્તા કાયમ કરવાનાં સ્વપ્નો ઊડી ગયાં. મરાઠાઓની ધાંધળીઆ પદ્ધતિથી તેમણે કંઈ સંગીન કાર્ય કર્યું નહિ. કેટલાક મંદિરો, કિલ્લાઓ, વાવો, રૈયતવારી મહેસૂલ પદ્ધતિ અને પુનાના દફતર સિવાય સ્થૂલ દૃષ્ટિએ જોતાં તેઓ કંઈ પણ સંગીન અને કાયમનું કામ મૂકી ગયા નથી. વિચારસૃષ્ટિમાં શિવાજી મહારાજ સ્વરાજ્યની ભાવના મૂકી ગયા છે.

# ભાગ ૪

—o—

## અંગ્રેજી સમય

## પ્રકરણ ૩૯

### યુરોપીઅનોનું વેપાર અર્થે હિંદમાં આવવું

**વેપારમાર્ગો**—આગલા પ્રકરણોમા આપણે જોયુ કે પ્રાચીન કાળથી યુરોપ અને હિંદુસ્તાન વચ્ચે મોટો વેપાર ચાલતો હતો. તજ, લવિંગ, મસાલો, જવાહિર, તથા ઝીણુ નકશીદાર કાપડ દર વર્ષે આપણા દેશમાથી યુરોપખંડ જતા પંદરમી સદી સુધી આ વેપાર નીચેના ત્રણ માર્ગો દ્વારા ચાલતો —

(૧) હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાના બંદરેથી સમુદ્રમાર્ગે એડન અથવા સુએઝ અને ત્યાથી જમીનમાર્ગે અલેક્ઝાંડ્રીઆ બંદરે થઈ

(૨) ઇરાનના અખાતમાથી ટૈગ્રિસ અને યુફ્રેટિસ નદીઓને કિનારે અને ત્યાથી જમીનમાર્ગે ભૂમધ્યસમુદ્રના બંદરોને માર્ગે

(૩) ખૈબરઘાટને રસ્તે ઑક્સસ નદીને કાંઠે થઈ કાસ્પિઅન અને કાળો સમુદ્ર વટાવી કૉન્સ્ટન્ટિનોપલને માર્ગે

આ ત્રણે માર્ગેથી ઇટલીના વેનીસ અને જીનોઆના મોટા વેપારીઓ માલ લઈ જઈ આખા યુરોપખંડમા વેચતા

પણ પંદરમી સદીને અંતે મુસલમાનોએ એશિયા માઇનૉર, સિરીઆ, ઇજીપ્ત વગેરે દેશો કબજે કર્યા, તેથી ઉપરના ત્રણ માર્ગો પહેલાની માફક નિર્ભય રહ્યા નહિ પરિણામે વેનીસ અને જીનોઆનો વેપાર પડી ભાગ્યો અને હિંદુસ્તાન જવાનો જળમાર્ગ શોધવાની યુરોપવાસીઓને જરૂર પડી આ સમયમા હોકાયંત્રની શોધ થઈ જળમાર્ગે હિંદુસ્તાન આવવાના ઘણા પ્રયાસો થયા હિંદુસ્તાનનો

જળમાર્ગ શોધવા જતા કોલંબસે ઈ સ ૧૪૯૨ મા અમેરિકાખંડ શોધી કાઢ્યો આખરે **વાસ્કો ડી ગામા** નામનો પોર્ટુગીઝ વહાણવટી દરીઆ વાટે આવી ઈ સ ૧૪૯૮ મા હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે કાલીકટ બંદરે ઊતર્યો પછી ધીમે ધીમે પોર્ટુગીઝ લોકોએ હિંદુસ્તાનમા પગપેસારો કરવા માંડ્યો

**પોર્ટુગીઝ લોકો—ઈ. સ. ૧૫૦૦–૧૬૦૦**—પ્રથમ તો વાસ્કો ડી ગામાનો હેતુ કાલિકટ, કોચીન અને કાનનૂરના રાજ્યો સાથે સંધિ કરી વેપાર કરવાનો હતો કાલિકટના ઝામોરીન નામના હિંદુ રાજાએ તેને આશ્રય આપી કાલિકટમા એક વખાર પણ બાંધવા દીધી મલબાર કિનારે વસતા આરબી માપના લોકો જેના હાથમાજ હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર હતો તેનાથી આ સહન થયુ નહિ ઝામોરીનને તેઓએ સમજાવ્યુ કે આ પાશ્ચાત્ય પ્રજા લુટારી છે અને તેઓનો હેતુ ચાંચીઆ લોકોની માફક દેશમાથી દ્રવ્ય લુટી જવાનો છે, તેથી જેમ બને તેમ તેઓને દૂર રખાય તેમ સારૂ આમ આરબો અને પોર્ટુગીઝો વચ્ચે વેપાર માટે ઝઘડો ચાલ્યો અને વાસ્કો ડી ગામાને હિંદુસ્તાન છોડી પોર્ટુગલ જતા રહેવુ પડ્યુ

તેના પછી ઈ સ ૧૫૦૦ મા એક બીજો પોર્ટુગીઝ સરદાર મોટી ફોજ લઈ કાનિગ્ન્ટ ઊતર્યો તેની સ્થિતિ પણ વાસ્કો ડી ગામાના જેવી જ થઈ તેને કાનિકટ છોડવુ પડ્યુ પણ તે કોચીન અને કાનનૂરમા કોઠી બાંધવાને શક્તિમાન થયો

હવે પોર્ટુગીઝ લોકોએ કાનિકટમા મજેલી હાશ્મેને ભૂસી નાખી રાષ્ટ્રીય મોભો જાળવવા પ્રયાસો કરવા માંડ્યા તેઓએ બે સવારીઓ મોકલાવી, એક વાસ્કો ડી ગામાની સરદારી હેઠળ અને બીજી આલ્ફાન્સો આલબુકર્કની સરદારી નીચે પણ બને સવારીઓ નિષ્ફળ નીવડી અને ગામા તથા આલબુકર્કને નિરાશ થઈ પોર્ટુગલ પાછા જવુ પડ્યુ ઈ સ ૧૫૦૫ મા ફ્રાન્સિસ્કો આલ્મીડા નામનો પ્રથમ પોર્ટુગીઝ ગવર્નર હિંદ આવ્યો તેણે આરબ વેપારીઓને હરાવી પોર્ટુગીઝ સત્તાનો પાયો નાખ્યો ઈ સ ૧૫૧૦ મા પોર્ટુગીઝ ગવર્નર આલબુકર્કે બીજાપુરના સુલતાનની હદમા

આવેલુ ગોવા શહેર કબજે કર્યું, અને તેને હિંદુસ્તાનમા પોર્ટુગીઝોનુ મથક બનાવ્યુ હિંદુસ્તાનમા ફતેહ મેળવવા માટે કોઠી બધાવવી જરૂરની લાગવાથી તેણે ઘણા શહેરમા કોઠીઓ બધાવી સોળમા સૈકાના અત સુધીમા આવી લગભગ ત્રીસ કોઠીઓ પોર્ટુગીઝોએ સ્થાપી હતી આ ઉપરાત પોતાના રક્ષણાર્થે કિલ્લાઓ બાધ્યા અને પૂર્વના દરીઆઈ વેપારનો સઘળો હક્ક તેમજ ઈજારો પોતાના હાથમા રાખ્યો તેઓએ અન્ય દેશોના વેપારીઓ ઉપર સત્તા ભોગવવા માડી અને હિંદુસ્તાનનુ દ્રવ્ય તેમના હાથમા ન જાય તેની કાળજી લેવી શરૂ કરી ઈ સ ૧૫૧૫ મા મહાન આલબુકર્ક ગોવામા મરણ પામ્યો.

આલબુકર્કના મરણ પછી પણ પોર્ટુગીઝોને ઘણી જીત મળી આને લીધે વસઈ, સુરત, માગરોર અને મુબઈ બેટ તેઓના તાબામા આવ્યા ઈ સ ૧૫૯૫ મા સિલોન તેમના હાથમા આવ્યો આમ સોળમા સૈકામા પોર્ટુગીઝોની સત્તા હિંદુસ્તાનમા ઉત્તરોત્તર વધતી ગઈ

પણ સત્તરમા સૈકામા તેમની પડતી શરૂ થઈ જેટલી ઝડપથી તેઓની ચઢતી થઈ હતી તેટલીજ ઝડપથી તેઓની પડતી થઈ આના મુખ્ય કારણો નીચે પ્રમાણે હતા —

(૧) ઈ સ ૧૫૮૦ મા સ્પેને પોર્ટુગલ જીતી લીધુ આથી પોર્ટુગીઝોનો સઘળો પ્રદેશ સ્પેનના તાબામા ગયો પણ સ્પેનનુ રાજ્ય એટલુ બધુ મોટુ હતુ કે તેનાથી પોર્ટુગીઝોના હિંદના સસ્થાનો પર નહિ જેવુજ લક્ષ અપાયુ પરિણામે પોર્ટુગીઝોની સત્તા પૂર્વમા દિન પ્રતિદિન નિર્બળ થતી ગઈ

(૨) પોર્ટુગલમા દ્રવ્ય સપત્તિ પુષ્કળ હતી, પણ માણસોની સખ્યા ઘણીજ થોડી હતી

(૩) પોર્ટુગીઝોની સત્તા મુખ્યત્વે કરીને દરીઆઈ માર્ગના સર્વોપરિપણાને લીધે હતી જ્યારે વલદા અને અગ્રેજોએ તેમની સાથે હરિફાઈ કરી વેપાર શરૂ કર્યો અને વલદાઓના હાથમા દરીઆઈ સત્તા આવી, ત્યારે પૂર્વમા પોર્ટુગીઝોની સત્તા નાશ પામી

(૪) આલબુકર્કના મૃત્યુ પછી હિંદુસ્તાનમા ૨૫ પોર્ટુગીઝ ગવર્નરો આવ્યા, પણ બુદ્ધિ, શાસનપદ્ધતિ અને દીર્ઘદૃષ્ટિના અભાવને

લીધે તેઓ સ્થિરતા સ્થાપી શક્યા નહિ. ઘણા તો આ કામ માટે તદ્દન નકામા અને અશક્ત હતા.

(૫) ધર્મની બાબતમાં પોર્ટુગીઝ લોકોએ હિંદુસ્તાનના લોકો પર ઘણો જુલમ ગુજાર્યો. આલબુકર્ક પછીના ગવર્નરોએ ખ્રિસ્તી ધર્મ ફેલાવવા ઘણા પ્રયાસો કર્યા અને તેમ કરવામાં ઘણા અત્યાચાર પણ કર્યા. આથી અહીંના લોકો સાથે તેઓને વિરોધ થયો.

(૬) આલબુકર્કે અહીંના લોકો અને પોર્ટુગીઝો વચ્ચે ગાઢ સબંધ બાંધવા વર્ણાંતર લગ્નને ઉત્તેજન આપ્યું હતું અને સોળમા સૈકામા આવા ઘણા લગ્નો થયાં હતાં. પણ આલબુકર્કના મરણ પછી તેમા ઢીલ પડી.

આવી રીતે આલબુકર્કે જમાવેલુ રાજ્ય નષ્ટ થયું. હાલમાં માત્ર દીવ, દમણ અને ગોવાનાં સંસ્થાનો પોર્ટુગીઝ સરકારને તાબે છે. એની કુલ વસ્તી લગભગ ૫,૦૦,૦૦૦ ની છે, જેમાં વટલાવેલા હિંદુઓની સખ્યા વિશેષ છે.

**ડચ ઉર્ફે વલંદાઓ—ઇ. સ. ૧૬૦૦ થી ૧૭૦૦**—પોર્ટુગીઝોનો દરીઆઈ માર્ગનો ઇજારો નાશ કરવામાં હૉલંડ દેશના ડચ લોકો પ્રથમ તેમ જ મુખ્ય હતા. વેપારને લીધે પોર્ટુગીઝોની વધતી જતી સમૃદ્ધિ જોઈ તેઓને પૂર્વ સાથે વેપાર કરવાની ઇચ્છા થઈ. તેઓ મૂળથી જ કુશળ ખલાસીઓ હતા. સ્પેનને હરાવી તેઓએ દરીઆઈ વેપાર પોતાના હાથમા લીધો અને ઇસ્ટ ઇંડીઝને વેપારનું મુખ્ય મથક બનાવ્યું. તેઓએ ઈ. સ. ૧૬૦૨ માં "ડચ ઇસ્ટ ઇંડિઆ કંપની" સ્થાપી અને પૂર્વ સાથે વેપાર શરૂ કર્યો. તેઓને પોર્ટુગીઝો સાથે ઝઘડો થયો. પણ દરીઆઈ માર્ગની સત્તા હવે ડચ લોકોના હાથમાં હોવાથી પોર્ટુગીઝો હાર્યા, અને તેમનાં લંકા, મલાકકા, સુમાત્રા જેવા મુખ્ય સંસ્થાનો ડચ લોકોના કબજામાં ગયાં. આમ ઈ. સ. ના ૧૭મા સૈકામાં એશિયા તથા યુરોપનો સઘળો વેપારરોજગાર પોર્ટુગીઝોના હાથમાંથી ડચ લોકોના હાથમાં ગયો. તેઓએ મલાયાના ટાપુઓમા પોતાની સત્તા જમાવી અને પૂર્વમાં ઠેકાણે ઠેકાણે વખારો ખોલી. આમ છતાં અંગ્રેજો સામે તેઓ ફાવી શક્યા નહિ. અંગ્રેજોના સર્વો-

પરિપણાને લીધે પૂર્વમાંથી તેમની સત્તા કમી થઈ. ડચ લોકોની પડતીના કારણો આ છે :—

(૧) પોર્ટુગીઝોની માફક પૂર્વના વેપારમાથી મળતુ સઘળુ દ્રવ્ય તેઓ મેળવતા હોવાથી ફ્રેંચ અને અંગ્રેજ જેવી અન્ય પ્રજાઓને તેમની અદેખાઈ થઈ અને પૂર્વનો વેપાર હાથ કરવાની ઇચ્છા થઈ. આથી તેમની સાથે તેમને યુદ્ધમા ઊતરવું પડ્યું.

(૨) આ સમયે હૉલંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ સળગી. આથી તેઓને જમીનનુ લશ્કર વધારવુ પડ્યુ, અને દરીઆઈ લશ્કર ઘટાડવુ પડ્યું. આ ઘટાડાનો લાભ અગ્રેજોએ બરાબર લીધો.

(૩) જ્યા જ્યા ડચ લોકો ગયા ત્યા ત્યા પોતાની સભ્યતા, આચારવિચાર, રહેણીકરણી આદિની છાપ તેઓ પાડી શક્યા નહિ. આથી તેમની સસ્કૃતિ ફેલાઈ નહિ અને તેમનુ રાજ્ય સ્થિર પણ ન થઈ શક્યુ.

ડચ લોકોએ ચિન્સુરા, હુગલી, પુલીકટ અને મદ્રાસમા વખારો ખોલી હતી. પણ કલાઇવે ચિન્સુરા જીતી લીધુ અને ઈ. સ. ૧૭૯૩ થી ૧૮૧૫ સુધીમા ડચોએ અગ્રેજો સાથે સધિ કરી સઘળુ તેઓને સ્વાધીન કર્યું તેથી આજે ડચ લોકોનુ હિંદુસ્તાનમા એક પણ સસ્થાન રહ્યુ નથી.

**અંગ્રેજ લોકો–ઈ. સ. ૧૬૦૦–૧૭૭૪**—કૅપ્ટન હૉકિન્સ, સર ટૉમસ રો વગેરે અગ્રેજો ઈ સ ૧૫૭૬ થી ૧૬૦૦ સુધીમા હિંદુસ્તાન આવ્યા. એ લોકોના લખાણોથી તેમ જ પોર્ટુગીઝ અને ડચ લોકોના દાખલાથી હિંદ સાથે વેપાર કરવાને અગ્રેજ લોકો ઉત્સુક થયા. વળી ઈ. સ. ૧૫૯૯ મા ડચ લોકોએ મસાલાની કિંમત બમણી કરી દીધી. આથી કરીને લડનના વેપારીઓએ એકઠા મળી સ્વતત્ર રીતે વેપાર કરવાને એક કપની ઊભી કરી અને ઈ. સ ૧૬૦૦ મા રાણી ઇલીઝાબેથ પાસે પૂર્વ તરફનો વેપાર કરવાનો ઇજારો મેળવ્યો. આ કપની ઇતિહાસમા **ઇસ્ટ ઇંડિઆ કંપની** તરીકે પ્રસિદ્ધ છે. આ કપનીએ પોર્ટુગીઝ અને ડચ લોકોની પદ્ધતિને અનુસરી સુરત, કાલિકટ અને મચ્છલીપટ્ટણમા કોઠીઓ બાધી અને ધીમે ધીમે

પોતાનો વેપાર વધાર્યો દિલ્લીના મુગલ બાદશાહ શાહજહાન પાસેથી બંગાળામાં વેપાર કરવાનો હક્ક તેણે મેળવ્યો, ને વેપારનું મુખ્ય મથક કોરોમંડળ કિનારા પર રાખ્યું દુશ્મનોથી બચાવ તેમ જ અંગ્રેજ લોકોની સહીસલામત ખાતર તેણે ત્રણ મુખ્ય કિલ્લા બાંધ્યા "ફોર્ટ સેંટ જ્યોર્જ" અને "ફોર્ટ સેંટ ડેવિડ" નામના મદ્રાસમાં અને "ફોર્ટ વિલિયમ" કલકત્તામાં પછી જેમ જેમ તેનો વેપાર વધતો ગયો તેમ તેમ હિંદુસ્તાનમાં તેની સત્તા અને પ્રતિષ્ઠા પણ વધ્યાં

**ફ્રેંચ લોકો–ઈ. સ. ૧૬૦૪–૧૭૪૦**—ડચ તથા અંગ્રેજોનું જોઈ ફ્રેંચોને પણ પૂર્વ સાથે વેપાર કરવાનું મન થયું આ કારણથી ઈ સ ૧૬૧૬ માં તેઓએ એક વેપારી કંપની સ્થાપી અને હિંદી મહાસાગરમાં માડાગાસ્કર અને બુર્બો ટાપુઓ સર કર્યાં ઈ સ ૧૬૬૬ માં તેઓએ સુરતમાં અને ઈ સ ૧૬૬૮ માં મચ્છલીપટ્ટણમાં વખાર ઘાલી ત્યારબાદ ઈ સ ૧૬૭૪ માં તેમણે હિંદુસ્તાનને પૂર્વ કિનારે પૉંડીચેરી વસાવ્યું ને ચન્દનગર, કાસિકંટ બાલાસોર, ઢાકા, પટણા અને કાસીમ બજારમાં વખારો ઘાલી વેપાર વધાર્યો અને કર્ણાટક વગેરે દેશી રાજ્યો સાથે મૈત્રી પણ બાંધી દેશી રાજ્યોમાં હાથ ઘાલી ફ્રેંચ સત્તા હિંદુસ્તાનમાં સ્થાપવાની તેમની નેમ હતી પણ પરિસ્થિતિ અનુકૂળ ન હોવાથી તેઓ તેમાં નિષ્ફળ નીવડ્યા

## અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે હરીફાઈ

**કર્ણાટક વિગ્રહો**—હિંદુસ્તાનમાં અંગ્રેજ અને ફ્રેંચ બંને પ્રજા વેપાર માટે અહીં આવી હતી. બંને પ્રજાને વેપારમાં લાભ મેળવી સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની ઇચ્છા ઉત્પન્ન થઈ અને તેથી એક બીજાને અણબનાવ થયો. બંને પ્રજાના નાવિકોને એક જ દરિયો ઓળંગવાનું, એક જ બંદરે ઊતરવાનું, અને એક જ માર્ગે જવાનું હતુ. તેથી તેઓ વચ્ચે ઝપાઝપી શરૂ થઈ. આ બેમાંથી એક પ્રજાને કાંતો રાજ્ય સ્થાપવાની ઇચ્છા ત્યજી દેવી કે કાંતો બંનેએ પરસ્પર લડી પરસ્પર હરીફાઈનો નીવેડો આણવો, આ સિવાય બીજો રસ્તો ન હતો. બંનેએ બીજે રસ્તે જવાનું પસંદ કર્યું.

**પહેલો કર્ણાટક વિગ્રહ ઈ. સ. ૧૭૪૪-૧૭૪૯**—આ અરસામાં યુરોપમાં અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે મહાન યુદ્ધ શરૂ થયું અને તેથી હિંદમાં વસતી અંગ્રેજ અને ફ્રેંચ પ્રજા વચ્ચે પણ લડાઈ જાગી. એને પહેલો કર્ણાટક વિગ્રહ કહે છે. અંગ્રેજ અને ફ્રેંચ લોકો વચ્ચે હિંદમાં સર્વોપરિ સત્તા મેળવવા માટે એ હરીફાઈ ચાલતી હતી તેથી તેને પોષણ મળ્યું. આ વખતે અંગ્રેજ સેનામાં કોઈ મહાન દીર્ઘદૃષ્ટિવાળો સરદાર ન હતો, પણ ફ્રેંચ લશ્કરમા ડુપ્લે નામનો એક સમર્થ સરદાર હતો. આ અરસામાં અંગ્રેજોનો એક વહાણનો કાફલો એકદમ બંગાળા તરફ ગયો, પણ ફ્રેંચો ઉપર તે કંઈ લાભ મેળવી શક્યો નહિ. થોડા વખતમાં ફ્રેંચ સરદાર લાબરડોને જંગી લશ્કર અને વહાણો લઈ હિંદુસ્તાન આવી પહોચ્યો ને તરત જ તેણે **મદ્રાસને ઘેરો** ઘાલ્યો (ઈ. સ. ૧૭૪૬). મદ્રાસમાં



ડુપ્લે

આ સમયે ઘણા અંગ્રેજ વેપારીઓ રહેતા હતા તેમને પકડી ડુપ્લેએ પૉંડીચેરી માં કેદ કર્યા. પછી તરત જ તેણે "ફૉર્ટ સેંટ ડેવીડ" પર હલ્લો કર્યો, પણ ઇંગ્લંડથી લશ્કર આવી પહોંચવાથી તે નિ'ષ્ફળ નીવડ્યો. નવા આવેલા લશ્કર સાથે અંગ્રેજોએ પૉંડીચેરી પર ચઢાઈ કરી, પણ તેમાં તેઓ પણ ફાવ્યા નહિ. હવે યુરોપમાં **"એક્સ-લા-શેપેલ"ની સુલેહથી** આ બે પ્રજા વચ્ચેની લડાઈ બંધ થઈ તેથી હિંદુસ્તાનમાં પણ તેમ થયું. આ સુલેહથી મદ્રાસ અંગ્રેજોને પાછું સોંપવામાં આવ્યું આ લડાઈથી રાજકીય દૃષ્ટિએ કોઈ પણ પ્રજાને નુકસાન થયું નહિ, પણ ડુપ્લે અને લાબરડોનેએ પોતાની યુદ્ધકળાનું, વ્યૂહ રચનાનું અને લડાયક શક્તિનું દેશી રાજાઓને સચોટ ભાન કરાવ્યું અને તેથી ફ્રેંચોની પ્રતિષ્ઠા વધી.




કર્ણાટક.

**બીજો કર્ણાટક વિગ્રહ—ઈ. સ. ૧૭૫૨–૧૭૫૫**—પહેલા કર્ણાટક વિગ્રહમા આમ નૈતિક વિજય મળ્યાથી ડુપ્લેનો આત્મવિશ્વાસ વધ્યો અને ફ્રેંચ સત્તા વધારવા દેશી રાજ્યના કારભારમા તે માથુ મારવા લાગ્યો આ વખતે નિઝામની અને કર્ણાટકની ગાદીના વારસા માટે ઝઘડો ચાલતો હતો. કર્ણાટકમા અન્વારૂદ્દીન નામનો નવાબ ગાદીએ હતો. પણ ચંદાસાહેબ નામનો એક બીજો તેનો હક કરતો હતો તેનો પક્ષ સ્વીકારી ડુપ્લેએ તેને મદદ કરી

દક્ષિણમા નિઝામની ગાદીના નાસિરજંગ અને મુઝફ્ફરજંગ એવા બે હકદાર હતા તેમાના મુઝફ્ફરજંગને ડુપ્લેએ મદદ કરી

હવે ડુપ્લે, ચંદાસાહેબ, અને મુઝફ્ફરજંગની ત્રિપુટીએ અન્વારૂદ્દીન સાથે લડાઈ શરૂ કરી અમુર આગળ ઈ સ ૧૭૪૯ મા અન્વારૂદ્દીન મરણ પામ્યો, તેના સૈન્યનો નાશ થયો અને ફ્રેંચોએ તેની રાજધાની આરકોટ કબજે કરી આ હારથી અન્વારૂદ્દીનનો પુત્ર મહમદઅલી ત્રિચીનાપોલી નાસી ગયો, અને ચંદાસાહેબ કર્ણાટકનો નવાબ બન્યો હવે આ ત્રિપુટીએ નાસિરજંગને હરાવવાનો નિશ્ચય કર્યો. તેઓએ ઈ સ ૧૭૫૦ મા હૈદ્રાબાદને ઘેરો ઘાલ્યો નાસિરજંગનુ લશ્કર હાર્યું અને નાસિરજંગ ગોળી લાગવાથી મરણ પામ્યો, એટલે તેની જગ્યાએ મુઝફ્ફરજંગને નિઝામ બનાવવામા આવ્યો આમ વિજયડંકો બજાવી ડુપ્લેએ મોટો દરબાર ભરી ચંદાસાહેબને નવાબની અને મુઝફ્ફરજંગને નિઝામની પદવી એનાયત કરી આથી ફ્રેંચ સત્તા સંપૂર્ણ જામી અને ડુપ્લેની પ્રતિષ્ઠા કૃષ્ણાથી કેપ કોમોરીન સુધી પ્રસરી

અન્વારૂદ્દીનનો પુત્ર મહમદઅલી નાસી જઈ ત્રિચીનાપોલીના કિલ્લામા ભરાઈ બેઠો હતો ફ્રેંચોની મદદથી ચંદાસાહેબે આ કિલ્લાને ઘેરો ઘાલ્યો અંગ્રેજોએ મહમદઅલીને મદદ આપવાનુ વચન આપ્યુ હતુ તેથી ક્લાઇવે ચંદાસાહેબની ગેરહાજરીનો લાભ લઈ તેની રાજધાની આરકોટને ઘેરો ઘાલ્યો અને તે સર કરી આ સમાચાર ચંદાસાહેબને મળ્યા ત્યાર તેણે પોતાના પુત્ર રાજા

સાહેબને લશ્કરની એક ટુકડી આપી આરકૉટ કબજે કરવા મોકલ્યો તેણે આર્કૉટને ઘેરો ઘાલ્યો, જે ૫૩ દિવસ ચાલ્યો આખરે રાજાસાહેબ હાર પામી ઈ સ ૧૭૫૧ મા શહેર છોડી ચાલતો થયો ક્લાઇવે તેની પુઠ પકડી અને તેને કાવેરી આગળ સખત હાર ખવડાવી ત્યારબાદ ક્લાઇવે પોતાના મુખ્ય સરદાર મેજર લૉરેન્સ સાથે ત્રિચીનાપોલી તરફ કૂચ કરી આથી ચદાસાહેબ શ્રીરગમ્ નાસી ગયો, પણ અગ્રેજોએ તેને ત્યા ઘેર્યો આથી નિરુપાય બની ચદાસાહેબે તાજેરના રાજાનો આશ્રય લીધો, પણ ત્યા તેનું ખૂન થયુ

આવી હારો છતા ડુપ્લેએ પાછી પાની કરી નહિ ફ્રેંચોને હાર મળી તોપણ તેણે એક વાર ફરીથી ત્રિચીનાપોલીને ઘેરો ઘાલ્યો આમ અગ્રેજો અને ફ્રેંચો વચ્ચે ઝપાઝપી શરૂ થઈ, જેમા બન્નેને જય અને પરાજય મળ્યા ડુપ્લે અતે ગુમાવેલા સ્થાનો પાછા મેળવવાને ભાગ્યશાળી થયો પછી તરતજ ડુપ્લેએ 'પોતે કર્ણાટકનો નવાબ છે' એવો દાવો કર્યો અને સુનેહ કરતા પહેલા અગ્રેજો પાસે આ શરત સ્વીકારાવી પરતુ અગ્રેજોને આ રુચ્યુ નહિ, તેથી ફ્રેંચ સરકારને તેઓએ ડુપ્લેને બોલાવી લેવા લખ્યુ તેમના હુકમ વિના ડુપ્લેએ લડાઈ કરી હતી તેથી તેને ઠપકો આપી ફ્રેંચ સરકારે હિંદુસ્તાનથી બોલાવી લીધો ડુપ્લેના જવાથી હિંદુસ્તાનમા ફ્રેંચો અને અગ્રેજો વચ્ચેનો વિગ્રહ શાત પડ્યો અને ઈ સ ૧૭૫૫ મા **પૉંડીચેરીની સંધિ** થઈ આ સધિથી અગ્રેજોને પોતાના સ્થાનો પાછા મળ્યા, ફ્રેંચોએ કર્ણાટકની નવાબગીરીનો સર્વ હક્ક છોડી દીધો, અને મહમદઅલીને કર્ણાટકના નવાબ તરીકે સ્વીકારવામા આવ્યો આ વિગ્રહથી હિંદુસ્તાનમા સ્વતત્ર રાજ્ય સ્થાપવાની ફ્રેંચોની આશા નિષ્ફળ ગઈ ફ્રેંચ સત્તા દિનપ્રતિદિન નબળી થઈ, અને અગ્રેજોની સત્તા વધી

**ત્રીજો કર્ણાટક વિગ્રહ—ઇ. સ. ૧૭૫૮–૧૭૬૧—** ઈ સ ૧૭૫૬ મા ફ્રેંચો અને અગ્રેજો વચ્ચે યુરોપમા યુદ્ધ ચાલવા

માંડ્યુ એટલે હિંદુસ્તાનમા પણ એ બંને લોકો વચ્ચે લડાઈ સળગી તરત જ અંગ્રેજ સરકારે એક મોટી ફોજ આપી કલાઇવને ઈ સ ૧૭૫૬ મા હિંદુસ્તાન પાછો મોકલ્યો અને "ફોર્ટ સેંટ ડેવિડ" નો ગવર્નર નીમ્યો બીજી તરફથી ફ્રેંચ સરદાર કાઉન્ટ-ડી-લાલી પણ જંગી લશ્કર લઈ ઈ સ ૧૭૫૮ મા હિંદુસ્તાન આવ્યો કાઉન્ટ-ડી-લાલી ફ્રેંચ સ્થાનોનો ગવર્નર જનરલ હતો તેથી આવતાની સાથે ગુમાવેલા સ્થાનો સર કરવા તેણે મહેનત શરૂ કરી. અંગ્રેજોએ પણ લડાઈની ધામધૂમ કરી પરિણામમા ત્રીજો કર્ણાટક વિગ્રહના મોરચા મંડાયા લાલી સ્વભાવે ઉતાવળો હતો તેણે ફ્રેંચ રાજ્યનો મોભ્ભો જાળવવા એકદમ ફોર્ટ સેંટ ડેવિડને ઘેરો ઘાલી સર કર્યો આથી તેનો ઉત્સાહ બમણો થયો અને અંગ્રેજો પર વિજય મેળવવાને તેને ખાત્રી થઈ તરત તેણે નિઝામના ઉત્તર સરકારમાથી બુસીને પોતાની મદદે બોલાવ્યો બુસી હુકમને તાબે થઈ પોતાના સઘળા લશ્કર સાથે લાલીને આવી મળ્યો પણ આનુ વિપરીત પરિણામ આવ્યુ કારણ કે બુસીના જવાથી નિઝામના દરબારમા ફ્રેંચોનુ વજન ઘટ્યુ અને વિજયનગરના રાજાએ બળવો કર્યો આ સોનેરી તકનો લાભ લઈ અંગ્રેજોએ વિજયનગરના રાજાને મદદ કરી અને ફ્રેંચો અંગ્રેજોને હરાવે ન હરાવે ત્યા તો ઉત્તર સરકારનો પ્રાત તેમના હાથમાથી સદાને માટે ગયો આ સ્થાન જવાથી ફ્રેંચોની સત્તા ઘણી જ નબળી પડી વળી ફ્રેંચોના જવા પછી સલાબતજંગે અંગ્રેજોની મદદ માગી. અંગ્રેજોએ તે ખુશીથી આપી અને સલાબતજંગે અંગ્રેજોની આણ કબૂલ કરી

આ અરસામા લાલીએ આરકૉટ કબજે કર્યું અને મદ્રાસને તે ઘેરો ઘાલતો હતો તેવામા અંગ્રેજ સૈન્યે આવીને તેને પાછો હઠાવ્યો, અને ઈ સ ૧૭૬૦ મા **વાંદીવાશ** આગળ તેને સખત હરાવ્યો આ જીત સપૂર્ણ હતી તરત જ અંગ્રેજોએ **પૉંડીચેરીને** **ઘેરો** ઘાલી કબજે કર્યું ત્યારબાદ તેમણે આરકૉટ, દેવીકોટ, અને કારીકાલ ઈ સ ૧૭૬૧ મા સર કર્યાં આમ ફ્રેંચોની પૂરેપૂરી હાર થઈ, અને ડુપ્લેની માફક ફ્રેંચ સત્તા સ્થાપવાની લાલીની ઉમેદ પણ

હતી ન હતી થઈ ગઈ ઈ. સ. ૧૭૬૧ મા યુરોપમા **"પેરીસની સુલેહ"** થઈ અને તેથી જ્યા જ્યા ફ્રેંચો અને અગ્રેજોને લડાઈ ચાલી હતી ત્યા ત્યા તે બંધ થઈ આ વિગ્રહથી ફ્રેંચોનો સઘળો મોભ્ભો નષ્ટ થયો તેમને પોંડીચેરી અને બીજા થોડાક સ્થાન સ્વાધીન કરવામા આવ્યા, પણ તેથી તેઓને લાભ થયો નહિ આમ અગ્રેજ અને ફ્રેંચ વચ્ચે ત્રણ વિગ્રહ થયા તેમા અગ્રેજોને વિજય મળ્યા અને ફ્રેંચોના હિંદમા સામ્રાજ્ય સ્થાપવામા સ્વપ્ના સદા માટે ઊડી ગયા

**અંગ્રેજોની ફતેહનાં અને ફ્રેંચોની પડતીનાં કારણો—** (૧) અગ્રેજોની ફતેહ કેવળ સૈનિકો અને સરદારોની બુદ્ધિ, વ્યૂહરચના કે યુદ્ધકળાને લીધે જ થઈ ન હોતી કારણ કે ડુપ્લે, લાલી બુસી અને લાબરડાને યુદ્ધકળામા કલાઈવ અને મેજર લૉરેન્સ કરતા કાંઈ ઊતરતા ન હતા તેઓના પરાભવનુ મુખ્ય કારણ તો તેઓમા સહકારનો અભાવ હતો તે હતુ પ્રથમ, ફ્રેંચ સરકારને પોતાના હિંદમાના પ્રતિનિધિઓ પર સપૂર્ણ વિશ્વાસ ન હતો હિંદુસ્તાનમા વસતા ફ્રેંચોમા પણ સહકારનો સર્વથા અભાવ હતો આથી તેમને યશ મળી શક્યો નહિ આથી ઊલટુ, અગ્રેજોમા સહકાર સપૂર્ણ રીતે જળવાઈ રહ્યો હતો કપનીના સચાલકો (ડાયરેક્ટરો) અને હિંદુસ્તાનમા વસતા કપનીના માણસો વચ્ચે ઘણો જ સારો સમય હતો તેમ જ હિંદમા વસતા અગ્રેજો પણ સપીને રહેતા

(૨) હિંદમા વસતા ફ્રેંચ અમલદાર ફ્રેંચ દરબારીઓના તાબા હેઠળ હતા તેથી તેઓની સૂચનાઓ તેઓને પાર પાડવી પડતી આવા દરબારીઓ પોતાનો સ્વાર્થ સાધવા ખાતર હિંદના ફ્રેંચોની મહત્ત્વાકાક્ષા બર આવવા દેતા નહિ વળી ફ્રેંચ અમલદારોને આર્થિક મદદ પણ ન મળવાથી તેમનુ ધારેલુ થતુ નહિ બીજી બાજુ, અગ્રેજોને કપનીના સચાલકો તરફથી પૂર્ણ આર્થિક મદદ મળવાથી તેઓ ધારેલુ કાર્ય પાર પાડી શકતા

(૩) સહેજ પણ પરાભવથી ફ્રેંચ સરકાર ચિડાઈ જતી અને પોતાના અમલદારોને ઉત્તેજન આપવાને બદલે ઠપકો આપી ઉતારી

પાડતી. જ્યારે ફ્રેંચ અમલદારો હિંદુસ્તાનમાંથી માતૃભૂમિ પાછા ફરતા ત્યારે તેમના તરફની ફ્રેંચ સરકારની વર્તણુક નિંદવા જેવી હતી. તેઓના ઉપર કામ ચલાવવામાં આવતું. કેટલાકોને કેદમાં પણ પૂરવામાં આવતા, અને કેટલાકોને ફાંસીની સજા પણ થતી. ડુપ્લે અને લાલીને ફ્રાન્સ પાછા ફર્યા પછી કેદમાં પૂરવામાં આવ્યા અને તેઓ ત્યાંજ મરણ પામ્યા. અંગ્રેજોને કંપની સરકાર તરફથી ઘણું ઉત્તેજન મળતું. જ્યારે જ્યારે તેઓ વિજય મેળવી સ્વદેશ જતા ત્યારે ત્યારે તેમને પદવીઓ, ખિતાબો અને માનચાંદોથી નવાજવામાં આવતા.

આમ રાજ્ય સ્થાપવાને અને વિજય મેળવવાને જે ગુણો જોઇએ તે સહકાર, આર્થિક સહાય, ઉત્તેજન વગેરે અંગ્રેજોમાં હતા અને ફ્રેંચોમા તેનો અભાવ હતો, તેથી અંગ્રેજો ફાવ્યા અને ફ્રેંચો હાર્યા.

**ડુપ્લે**—હિંદુસ્તાનમા જે જે ફ્રેંચ ગવર્નરો આવ્યા તેમાં ડુપ્લેનુ સ્થાન ઘણુ જ ઉંચું છે. પોતાની બુદ્ધિથી, રાજ્યકુશળતાથી, અતુલ શૌર્યથી, અને પ્રશસનીય વ્યૂહરચનાથી ભારતવાસીઓ પર તેણે ઘણી જ ઊંડી અસર કરી હતી. સમસ્ત ભારતમા એક ફ્રેંચ સામ્રાજ્ય સ્થાપવાની એની મહત્ત્વાકાક્ષા હતી આ મહત્ત્વાકાક્ષાને સફળ બનાવવાને અંગ્રેજોને હિંદુસ્તાનમાથી હાકી કાઢવા એણે ભગીરથ પ્રયત્ન કર્યા. પણ એના દુર્ભાગ્યે એના સજોગો પ્રતિકૂળ હતા દેશી સિપાહીઓને પાશ્ચાત્ય ઢબ પ્રમાણે કવાયત શીખવી એણે યુદ્ધ માટે તૈયાર કર્યા. વિશેષમા એણે દેશી રાજ્યોની ખટપટમા ભાગ લીધો અને તેમની પ્રીતિ સપાદન કરી. તેના આ બને પ્રયાસો ઘણા જ ફળદાયક નીવડ્યા. પણ કલાઇવની કુનેહબાજી, યુક્તિપ્રયુક્તિ, અને અસાધારણ શક્તિ આગળ તે ફાવી શક્યો નહિ આમ છતા તે હિંમત હાર્યો નહિ અને ગુમાવેલા ફ્રેંચ સસ્થાનો મેળવવાના પ્રયત્નો તેણે ચાલુ રાખ્યા. તેની કારકિર્દીમા તેને ભાગ્યે જ હાર મળી હશે એમ કહી શકાય. પણ ફ્રેંચ સરકારે તેની કદર કરી નહિ. જ્યારે અંગ્રેજોએ તેને બોલાવી લેવાનું સૂચવ્યું ત્યારે ફ્રેંચ સરકારે પોતાના હુકમનો અનાદર કર્યો છે એમ કહી તેને બોલાવી લીધો. આથી ખરી કટોકટીને પ્રસંગે ડુપ્લેને

હિંદુસ્તાન છોડવુ પડ્યુ. તે તકનો લાભ લઈ અંગ્રેજોએ તેના સર્વ કામ પર પાણી ફેરવ્યુ ફ્રાન્સમા તેના પર કામ ચલાવવામા આવ્યુ અને અંતે કેદમા જ તે મરણ પામ્યો દેશી સીપાઈઓને પાશ્ચાત્ય પદ્ધતિથી ક્વાયત શીખવનાર તે પહેલો હતો

આપણે ફ્રેંચોનો ઇતિહાસ પહેલેથી તે ઈ સ ૧૭૬૦ સુધી વર્ણવ્યો છે વાંદીવાશની લડાઈમા બુસીને હાર મળી તેથી ફ્રેંચોના મોટા મનોરથો તૂટી પડ્યા કેટલાક સમય પછી ઈ. સ ૧૭૭૫–૧૭૮૨ મા અમેરિકાની સ્વતંત્રતાની લડાઈમા ફ્રેંચ અને અમેરિકનો એક થયા આથી ફ્રેંચો અને અમેરિકનો સાથે અંગ્રેજોને યુરોપ અને અમેરિકામા યુદ્ધ થયુ એ સમયે હિંદમા વસતા ફ્રેંચ અને અંગ્રેજો વચ્ચે પણ ઝપાઝપી થઈ આ વખતે ફ્રેંચોએ જો હૈદરઅલીની મદદ લીધી હોત, તો તેઓ ગુમાવેલા સ્થાનો પાછા મેળવવાને કદાચ ભાગ્યશાળી થયા હોત હાલમા પોંડીચેરી, ચંદનગર, કારીકલ, યુનાન, અને માહી સ્થાનો ફ્રેંચોના તાબામા છે

# પ્રકરણ ૪૧

---

## હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યની સ્થાપના

**અંગ્રેજો અને સિરાજુદ્દૌલા વચ્ચેની પહેલી લડાઈ–૧૭૫૬**—ઈ સ ૧૭૪૦ મા અલીવર્દીખાન નામનો એક સરદાર બગાળા પ્રાતનો સુબેદાર થયો, એને અગ્રેજો સાથે મૈત્રી હોવાથી ઘણા અગ્રેજ વેપારીઓ કનકત્તામા આવી રહ્યા હતા ઈ સ ૧૭૫૬ મા અલીવર્દીખાન ગુજરી ગયો અને તેનો પુત્ર સિરાજુદ્દૌલા સુબેદાર બન્યો જ્યારે દક્ષિણમા અગ્રેજો અને ફ્રેંચો વચ્ચે લડાઈ ચાલતી હતી ત્યારે કનકત્તાના અગ્રેજ ગવર્નર ડ્રેકે ચદનગરમા વસતા ફ્રેંચોની ધાસ્તીથી પોતાના રક્ષણાર્થે 'ફોર્ટ વિલિઅમ' નો કિલ્લો સુધારવા માડ્યો પણ આ સિરાજુદ્દૌલાને રુચ્યુ નહિ, તેથી તે કામ બધ કરવા તરત જ તેણે અગ્રેજોને કહેણ મોકલ્યુ આ વાત અગ્રેજ ગવર્નરે ધ્યાનમા ન લીધી એટલે તેણે મોટી ફોજ લઈ કનકત્તા પર સવારી કરી અને ઈ સ ૧૭૫૬ મા આખુ શહેર કબજે કર્યું આમાથી કેટલાક અગ્રેજો નદી માર્ગે નાસી ગયા બાકી રહેલા ૧૪૬ અગ્રેજોને તેણે કિલ્લામા કેદ કર્યા

જ્યારે આ સમાચાર મદ્રાસ પહોચ્યા ત્યારે ક્લાઇવ અને નૌકાસેનાપતિ વૉટસન લશ્કર લઈ કનકત્તા જવા નીકળ્યા ઈ સ ૧૭૫૬ ના ડિસેમ્બરમા તેઓ હુગલી આગળ પહોચ્યા અને સિરાજ સામે તેમણે લડાઈ જાહેર કરી ઈ સ ૧૭૫૭ ના જાન્યુઆરી માસમા તેમણે કલકત્તા તાબે કર્યું અને પછી અગ્રેજોએ હુગલીનો કબજો પણ લીધો આમ ક્લાઇવે જમીનમાર્ગે અને વૉટસને દરીઆઈ માર્ગે સિરાજને સખ્ત હાર ખવડાવી ઈ સ ૧૭૫૭ મા બન્ને વચ્ચે સલાહ થઈ આથી અગ્રેજોને ફોર્ટ સેંટ વિલિઅમ સ્વાધીન કરવામા આવ્યો, તેમની પાસેથી જે સાધનો લઈ લેવામા આવ્યા હતા તે પાછા તેઓને આપવામા આવ્યા અને લડાઈને અગે જે ખર્ચ અને નુકશાન થયુ હતુ તે ભર પાઈ કરવાનુ સિરાજે વચન આપ્યુ

**પ્લાસીનું યુદ્ધ (ઈ. સ. ૧૭૫૭) અને અંગ્રેજી રાજ્યનું મંડાણ**—ક્લાઇવે સિરાજુદ્દૌલાના સાથે સંધિ કરી હતી ખરા તેને તેનામાં વિશ્વાસ ન હતો, કારણ કે સિરાજ ફ્રેંચો સાથે ગુપ્ત મસલત ચલાવી તેમની મદદ મેળવવા મથી રહ્યો હતો. આથી ક્લાઇવે બંગાળમાં આવેલું ફ્રેંચનું મુખ્ય સ્થાન ચંદ્રનગર પ્રથમ સર કર્યું. પછી ક્લાઇવે નવાબના સેનાપતિ મીરજાફરને ફોડવાના સંદેશા શરૂ કર્યા, અને તેની સાથે છૂપા કોલકરાર કર્યા. અમીચંદ નામના એક ધનાઢ્ય વેપારીના મારફત આ કરાર થયા હતા અને તે સઘળી વાતથી વાકેફ હતો. તેણે ક્લાઇવને ધમકી આપી કે જો મને મોટી બક્ષિસ નહિ આપવામાં આવે તો સિરાજને તે બધી વાત કહી દઈશ. ક્લાઇવે વચન આપી તેને સંતોષ્યો. પણ અમીચંદે આ વચનને કરારપત્રમાં એક વધુ કલમ તરીકે દાખલ કરવા સૂચવ્યું. આથી ક્લાઇવે તેને છેતરવા કરારપત્રની બે જુદી જુદી નકલો કરી અને જે ખોટી નકલમાં અમીચંદનું નામ દાખલ કરવામાં આવ્યું હતું તે તેને બતાવી. અમીચંદ શાંત થયો અને ક્લાઇવ સુખેથી પોતાનું કાર્ય પાર પાડી શક્યો.

જ્યારે બધી ગોઠવણ બરાબર થઈ રહી, ત્યારે ક્લાઇવ અને મીરજાફરે એકત્ર થઈ કાસિમબજારને ઘેરો ઘાલ્યો. આ વાતની સિરાજને ખબર પડી એટલે તરત જ તેણે મુર્શિદાબાદની દક્ષિણે આવેલા પ્લાસીના મેદાનમાં પોતાનું લશ્કર ગોઠવ્યું. સિરાજુદ્દૌલા અને ક્લાઇવ વચ્ચે **પ્લાસીના** મેદાનમાં ભારે લડાઈ થઈ. તેમાં છેવટે અંગ્રેજો જીત્યા ને સિરાજુદ્દૌલા લડાઈમાંથી નાઠો ને આખરે મરાયો. અંગ્રેજોએ મીરજાફરને બંગાળાનો નવાબ બનાવ્યો અને તેના બદલામાં તેણે અંગ્રેજોને એક મોટી રકમ આપી. અમીચંદને પેલી બક્ષિસ આપવાની ક્લાઇવે સાફ ના પાડી. ક્લાઇવને તેની મહેનત બદલ ત્રીસ લાખ રૂપીઆ આપવામાં આવ્યા અને કંપનીને એક કરોડ રૂપીઆ આપવાનું ઠેરવવામાં આવ્યું. હુગલી નદીને કાંઠે આવેલો દશલાખની ઊપજવાળો પ્રદેશ પણ કંપનીને સ્વાધીન કરવામાં આવ્યો. આમ પ્લાસીના વિજયથી બંગાળા પ્રાંત અંગ્રેજોના હાથમાં આવ્યો અને હિંદમાં બ્રિટિશ રાજ્યની સ્થાપના થઈ.

પ્લાસીના યુદ્ધ પછી મુગલાઈ સૈન્યે ઘેરા ઘાલ્યો હતો તેમાથી ક્લાઇવે પટણાને છોડાવ્યુ ત્યાર બાદ ચિન્સુરા આગળ વલંદા લોકોને તેણે સખત હાર આપી અને મીરજાફર અગ્રેજ વિરુદ્ધ તેમની સાથે ખાનગી ખટપટ કરતો હતો તેને નમાવ્યા છેવટે તેણે દક્ષિણમા ઉત્તર સરકારમાથી ફ્રેચોને હાકી કાઢયા આ પ્રમાણે તેણે કુનેહથી બગાળમા અને દક્ષિણમા બ્રિટિશ સત્તા અને ગૌરવ વધાર્યા ઈ સ ૧૭૬૦ મા તે ઇગ્લંડ ગયા પણ હિદુસ્તાનમા બ્રિટિશ સામ્રાજ્યના પ્રથમ સસ્થાપક તરીકે તે નામ મૂકતા ગયા


ક્લાઇવ

**મીરકાસમ**—મીરજાફરને બગાળાનો સુબો બનાવવામા તો આવ્યો પણ રાજ્યકાર્યમા તે અશક્ત નીવડ્યો ભોગવિલાસમા તે ફાવે તેમ પૈસા ખરચવા લાગ્યો લોકો કરના બોજાથી પીડાવા લાગ્યા આથી મીરજાફર રાજ્યમા ઘણો અણમાનીતો થઈ પડ્યો અગ્રેજો પણ તેનાથી કટાળી ગયા આથી અગ્રેજોએ તેને પદભ્રષ્ટ કર્યો અને તેના જમાઈ મીરકાસમને બગાળાનો નવાબ બનાવ્યો પોતાને નવાબપદ બક્ષવામા આવ્યુ તેથી મીરકાસમે અગ્રેજોને બરદ્વાન ચીતાગોગ અને મીદનાપુરના ત્રણ પરગણાઓ સ્વાધીન કર્યા આ પરગણાઓ મળવાથી અગ્રેજોના હાથમા લગભગ અર્ધો બગાળા પ્રાત આવ્યો

શરૂઆતમા તો મીરકાસમે આખા પ્રાતમા બદોબસ્ત જાળવીને રાજ્યવ્યવસ્થા સુધારી તે ઘણો જ ઉત્સાહી અને કાબેલ હતો પણ તેને સ્વતત્રતા ઘણી જ પ્રિય હતી તેણે ફ્રેચ અમલદારોને પોતાની

નોકરીમાં રાખ્યા અને પોતાના લશ્કરને પાશ્ચાત્ય પદ્ધતિ અનુસાર તાલીમ અપાવી આમ સૈન્યને કવાયત આપી અંગ્રેજ સત્તા નાબૂદ કરી નિરંકુશ થવાના એણે પ્રયત્ન કર્યાં અંગ્રેજોથી બચવા માટે તેણે પોતાની રાજધાની કલકત્તાથી બદલી મોંઘીરમાં કરી

એ જ વખતમાં એને કંપનીના માણસો સાથે વાંધો પડ્યો કંપની સરકાર ઉપરાંત કંપનીના નોકરો પણ પોતાનો માલ દાણ આપ્યા વિના લઈ જતા હતા મીરજાફરે આ છૂટ આપી હતી પણ મીરકાસમે તે અટકાવવાના પ્રયત્નો કર્યાં પણ તેમાં તે નિષ્ફળ ગયો આથી સઘળી વસ્તુ પરનું દાણ તેણે માફ કર્યું કંપનીના નોકરોને આ ન ગમ્યું કારણ કે બીજા પાસે દાણ લેવું પણ પોતાની પાસેથી નહિ એવો તેમનો ઇરાદો હતો પણ મીરકાસમ અડગ રહ્યો

અંગ્રેજોને આ નહિ ફાવવાથી તેમણે લડાઈ શરૂ કરી મીરકાસમ પણ તેને માટે તૈયાર જ હતો પ્રથમ અંગ્રેજોએ પટણા સર કર્યું પણ મીરકાસમે તે તેમની પાસેથી પાછું છીનવી લીધું અને પટણામાં જ્યાં જ્યાં અંગ્રેજ જણાય ત્યાં ત્યાં તેને મારી નાખવાનો હુકમ કાઢ્યો આ ઉપરથી કલકત્તામાં ગવર્નરે મીરકાસમને પદભ્રષ્ટ કરી સીત્તેર વર્ષના મીરજાફરને પાછો ગાદીએ બેસાડ્યો ત્યારબાદ મીરકાસમ સામે એક લશ્કર મોકલવામાં આવ્યું આ લશ્કરે મીરકાસમના લશ્કરને ઘેરીઆ અને મોંઘીરની લડાઈઓમાં હરાવ્યું પછી અંગ્રેજો મોંઘીરનો કબજો લેવા ગયા એટલે મીરકાસમે અંગ્રેજોને ધમકી આપી કહ્યું કે જો તમે આગળ વધશો તો સઘળા અંગ્રેજ કેદીઓને ઠાર કરવામાં આવશે અંગ્રેજો એ ધમકીની દરકાર ન કરતા મોંઘીર આવ્યા મીરકાસમને આ ખબર મળી એટલે તેણે સઘળા અંગ્રેજ કેદીઓને ઠાર કરાવ્યા આ કતલમાં ૧૪૮ અંગ્રેજ સ્ત્રીપુરુષો ઈ સ ૧૭૬૩ માં માર્યા ગયા આ બનાવ "પટણાની કતલ" ને નામે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે આ બનાવથી સઘળા અંગ્રેજ અમલદારો ઉશ્કેરાઈ ગયા અને પટણા પર હલ્લો કરી તરત તેને હાથમાં લીધું મીરકાસમ નાસી જઈ અયોધ્યામાં શાહઆલમ અને સુજાઉદ્દૌલાને મળ્યો આ ત્રણે રાજાઓને અંગ્રેજો સાથે ઈ સ ૧૭૬૪ માં બક્સાર




બંગાળા, બહાર, અને આઉદ.




ક્લાઈવ પછીનું બ્રિટિશ હિંદ

જેવાય છે આ પદ્ધતિથી અંગ્રેજોને દર સાલ ચાર કરોડ રૂપીઆ મળવા લાગ્યા આમ જે જે કાર્ય કરવા માટે ક્લાઇવ હિંદુસ્તાન આવ્યો હતો તે સપૂર્ણ રીતે પાર પાડી તે ઇંગ્લડ પાછો ફર્યો ત્યા ૫૦ વર્ષની વયે ઈ સ ૧૭૭૪ મા ગુજરી ગયો

**ક્લાઇવ**—હિંદુસ્તાનમા ક્લાઇવ ત્રણ વાર આવ્યો પ્રથમ ઈ સ ૧૭૭૪ મા તે કપનીના કારકૂન તરીકે આવ્યો હતો આ વખને અગ્રેજ અને ફ્રેચો વચ્ચેની લડાઈમા તેણે પોતાની અસાધારણ લડાયક શક્તિનુ ભાન કરાવ્યુ કૅપ્ટન ક્લાઇવ તરીકે તેણે આરકૉટનો કિલ્લો સર કર્યો કર્નલ ક્લાઇવ તરીકે તેણે બગાળામા પોતાની અદ્ભુત લડાયક શક્તિ વાપરી સિરાજુદ્દૌલાનો કલકત્તા અને હુગલી આગળ પરાજય કર્યો અને પ્લાસીના યુદ્ધમા સિરાજુદ્દૌલાને પૂરી હાર આપી લૉર્ડ ક્લાઇવ તરીકે તેણે અલાહાબાદના કોલકરાર કર્યા અને શાહઆલમ પાસે બગાળા બિહાર અને ઓરિસાની દિવાની લઇ બગાળામા અગ્રેજોની સત્તા સપૂર્ણ રીતે જમાવી આમ ક્લાઇવ માત્ર લડવૈયો જ ન હતો, પણ રાજનીતિકુશળ પુરુષ હતો બગાળાના એના પહેલા વહીવટમા બગાળામા અને દક્ષિણમા એણે અગ્રેજોની સત્તા દૃઢ કરી મીરજાફરને પોતાના તાબામા રાખેલો હોવાથી તેનો સઘળો કારભાર ખરી રીતે એનાજ હાથમા હતો ફ્રેચનો પરાભવ કરવામા પણ એણે યુક્તિ વાપરી હતી જેવો ઉત્તર સરકારથી ખુસી લાવીને મદદ કરવા ગયો તેવી જ તેણે વિજગા પટ્ટમના રાજાને મદદ મોકલી અને ફ્રેચોની સત્તા નષ્ટ કરી

બગાળાના એના બીજા વહીવટમા એણે ઘણા રાજકીય સુધારા દાખલ કર્યા, આથી લશ્કરમા સુધારો થયો અને ખર્ચ ઓછો થયો એણે દ્વિરાજ્ય પદ્ધતિ દાખલ કરી સમસ્ત બગાળા પ્રાત અગ્રેજોને હાથ કર્યો ક્લાઇવ ઘણો જ સાહસિક, હોશિયાર ન્યાય—અન્યાયની પરવા ન રાખનાર, યુદ્ધરસિક સેનાપતી હતો હિંદુસ્તાનની વસ્તુ સ્થિતિનો અભ્યાસ કરી એણે દરેક પગલુ ભર્યુ હતુ અને તેથી જ તે વિજયી નીવડ્યો હિંદુસ્તાનમા અગ્રેજી સત્તનો પાયો નાખનાર એ જ હતો

પાર્લામેન્ટને એની નીતિ ગમી નહિ તેથી તેણે એનાં કામને વખોડી કાઢ્યું. કહેવાય છે કે આ બે કદરદાનીનો આઘાત લાગવાથી તેણે ઈ. સ. ૧૭૭૪ માં આપઘાત કર્યો.

# પ્રકરણ ૪૨

---

## દક્ષિણમાં અંગ્રેજી સત્તાની જમાવટ

(ઈ સ ૧૭૪૦–૧૮૧૮)

**હૈદરઅલી અને મૈસૂરના મુસલમાની રાજ્યનો ઉદય: ઇ. સ. ૧૭૬૬–૧૭૮૯**—ઈ સ. ના બારમા સૈકાથી અઢારમા સૈકા સુધી મૈસૂરમા શાલિવાહન વશના હિંદુ રાજાઓ રાજ્ય કરતા હતા ઈ સ ૧૭૬૦ મા આ રાજ્યની સત્તા નદરાજ નામના દીવાનના હાથમા આવી આ અરસામા હૈદરઅલી નામનો એક મુસલમાન સરદાર પ્રકાશમા આવવા લાગ્યો એનો જન્મ ઇ સ ૧૭૨૨ મા થયો હતો તે નિરક્ષર હતો, છતા યોદ્ધા અને સેનાનાયક તરીકે ઘણો જ કાબેલ હતો તેણે લૂટારા તરીકે જીદગી શરૂ કરી હતી તે એક નાની સરખી ટુકડી ઊભી કરી ગામડાના લોકોને લૂટતો લૂટનો સરખો હિસ્સો પોતાના માણસોમા વહેંચી બાકીનો ભાગ તે પોતે લેતો ધીમે ધીમે હૈદરના માણસોની સખ્યા વધતી ગઈ અને તેના બળની પ્રશસા થવા માડી આથી મૈસૂરના રાજાએ તેને પોતાની નોકરીમા રાખ્યો ઈ સ ૧૭૫૫ મા તે ફોજદાર બન્યો અને ઇ સ ૧૭૫૯ મા પૈસા અને જોરના પ્રભાવથી મૈસૂરના લશ્કરનો મુખ્ય સેનાધિપતિ થયો તરત જ તે મૈસૂરના જુવાન રાજાને કેદ કરી ગાદીએ બેઠો ગાદીએ આવ્યા પછી તેણે નિઝામ, અગ્રેજ અને મરાઠાઓને હરાવી તેમનો કેટલોક પ્રદેશ જીતી લીધો અને પોતાની સત્તા વધારી મલબાર કિનારો પણ પોતાના છત્ર હેઠળ આણ્યો

**પહેલો મૈસૂર વિગ્રહ–૧૭૬૭–૧૭૬૯**—ગાદીએ બેઠા પછી તરત હૈદરે એનુ લશ્કર વધારી દીધુ એની સત્તા દિનપ્રતિદિન વધવા લાગી એનુ શૌર્ય, અને હિમત તથા લડાયક શક્તિથી બીજા રાજાઓ ગભરાવા લાગ્યા અને તેથી આવા શૂરવીર અને ઊગતા સરદારને દાબી દેવાની તેઓ તૈયારી કરવા મડ્યા આ વખતે દક્ષિણમા અગ્રેજ, મરાઠા, અને નિઝામ—આ ત્રણ સત્તાઓ ઘણી જોરાવર હતી તેઓએ હૈદરની

ચડતી થતી અટકાવવાના પ્રયત્નો શરૂ કર્યા નિઝામ અને મરાઠાઓએ એકત્ર થઈ હૈદર સામે લડાઈ શરૂ કરી અને મદ્રાસના ગવર્નરે તેઓને અંગ્રેજી લશ્કરની મદદ આપી, ઈ સ ૧૭૬૭ અંગ્રેજ અને નિઝામના સૈન્યે મૈસૂરમા દાખલ થઈ બેંગલોર શહેર કબજે કર્યું ત્યારબાદ હૈદરે મરાઠાઓને પૈસાની સતોષ આપી કાઢી મૂક્યા, અને નિઝામને સમજાવી અંગ્રેજોથી છૂટો પાડ્યો, અને પોતાની સાથે મેળવી લીધો તેથી અંગ્રેજ સૈન્યે **ચંગામ** આગળ હૈદર અને નિઝામના લશ્કર પર તૂટી પડી તેનો નાશ કર્યો અને હૈદરને નસાડ્યો. ફરીથી હૈદર તેની સામે આવ્યો અને તેણે **ત્રિનોમાલીને** ઘેરો ઘાલ્યો ત્યા આગળ તરત જ મોટી લડાઈ થઈ તેમા હૈદરને સખત હાર ખાઇ પર્વતોમા નાસી જવુ પડ્યુ આ હારથી નિઝામની સ્થિતિ ઘણી કફોડી થઈ ગઈ તેને ખૂબ ભય લાગ્યો તેથી અને તેની ઝડપથી હૈદરનો પક્ષ છોડી તે અંગ્રેજોને જઈ મળ્યો અંગ્રેજોએ તેની સાથે સનાહ કરી આ સનાહથી નિઝામે ઉત્તર સરકાર અંગ્રેજોને સ્વાધીન કર્યો

ત્યારબાદ હૈદરે અંબુરને ઘેરો ઘાલ્યો પણ અંગ્રેજોએ તેની મદદે આવી હૈદરને નસાડી તેને છૂટુ કર્યું પછી તેઓએ મૈસૂર પર સવારી કરી ઘણી સારી ફતેહ મેળવી આ હારથી હૈદરનુ અર્ધું રાજ્ય અંગ્રેજોના હાથમા ગયુ પણ તરત જ હૈદર મોટુ લશ્કર લઈ મદ્રાસ નજીક જઇ પહોચ્યો અને મદ્રાસ સરકારને સુલેહ કરવાનુ કહેણ મોકલ્યુ આ સુલેહ **"મદ્રાસની સુલેહ"** તરીકે ઓળખાય છે તે ઈ સ ૧૭૬૯ મા થઈ આથી હૈદરઅલીને સઘળો ગુમાવેલો પ્રદેશ પાછો મળ્યો અને શત્રુ એક બીજા પર ચઢી આવે તો પરસ્પર મદદ કરવાનુ બનેએ નક્કી કર્યું

**બીજો મૈસૂર વિગ્રહ–૧૭૮૦–૧૭૮૪**—મરાઠાઓની પાણી પતની હારનો લાભ લઈ તેમના પ્રદેશ કબજે કરવાના ઇરાદાથી હૈદરે તેમના પર ચઢાઈ કરી પણ તરુણ અને શૂરવીર પેશ્વા માધવરાવે તેને હરાવ્યો અને સઘળા જીતેના મુલકો લઈ તેની પાસેથી બત્રીસ લાખ રૂપીઆ આપવાનુ વચન લીધુ, ઇ સ ૧૭૬૪ જ્યારે હૈદરે પૈસા આપવાની આનાકાની કરી ત્યારે મરાઠાઓએ મૈસૂર પર

ચઢાઈ કરી ઈ સ ૧૭૭૧ મા હૈદરને ચેગ્ગુલી આગળ હરાવ્યો આ વખતે હૈદરે અગ્રેજોને "મદ્રાસની સુલેહ" ની શરત પ્રમાણે મદદે આવવા કહ્યુ, પણ અગ્રેજોએ એ શરતનો ભગ કર્યો આથી હૈદર ચિડાયો પછી ત્યારબાદ અગ્રેજોએ ઈ સ ૧૭૭૯ મા ફ્રેન્ચોનુ મથક માહી સર કર્યું આથી હૈદર ગુસ્સે થયો, કારણ કે હવે તેને લશ્કરી મદદ માટે અગ્રેજો પર જ આધાર રાખવો પડે તેમ થયુ "મદ્રાસની સુલેહ" નો ભગ અને માહીનુ અગ્રેજોએ કબજે કરવુ—આ બે કારણોથી બીજો મૈસૂર વિગ્રહ શરૂ થયો લડાઈના આરભમા હૈદરની જીત થઈ એક જગી ફોજ લઈ ચગામનો રસ્તો ઓળગી તેણે કર્ણાટક પર હલ્લો કર્યો, તરત કાજીવરમ કબજે કર્યું, અને સર હૅક્ટર મનરો મદ્રાસથી સર ચાર્લ્સ બેઇલીને મદદ કરવા જતો હતો તેને સખ્ત થાપ ખવરાવી વળી, પોલીલોર આગળ બેઇલીના ૩૭૦૦ માણસને કાપી નાખી અગ્રેજોને ઘણી હેરાનગતિ અને નુકશાન પહોચાડ્યુ

પણ તરત જ વૉરન હેસ્ટિંગ્સે કલકત્તેથી કૂટ અને પીઅર્સને મદ્રાસ સરકારની મદદે મોકલ્યા, પીઅર્સને જમીનને રસ્તે અને કૂટને દરીઆઈ માર્ગે કૂટે પૉંડીચેરી પર હલ્લો કર્યો, પણ તરતજ જ હૈદરે તેને ઘેરી લીધો કૂટના સૈન્યની ખાધાખોરાકી ખૂટવા માડી હતી અને તે દરિયા અને હૈદરના સૈન્ય વચ્ચે જકડાઈ ગયો હતો આથી હૈદરને આશા આવી પણ થોડા જ દિવસમા અગ્રેજોના ખોરાકથી ભરેલા વહાણો કૂટની મદદે આવી પહોચ્યા તરત જ કૂટે વાદીવાશ પર ચઢાઈ કરી તે કબજે કર્યું અને હૈદરને પોર્ટોનોવો આગળ હરાવ્યો હવે કૂટ અને પીઅર્સ એકત્ર થયા અને પોલીલોરની લડાઈમા સપૂર્ણ ફતેહ મેળવી શક્યા ત્યારબાદ સોલીગઢ આગળ પણ તેઓને વિજય મળ્યો આમ લડાઈ ચાલુ જ રહી અને હૈદરે સઘળી આશાઓ છોડી. ઈ સ ૧૭૮૦ મા આર્નીની લડાઈમા હૈદર અને તેના ફ્રેન્ચ સહાયકોની સપૂર્ણ હાર થઈ આ હાર પછી ઈ સ ૧૭૮૨ મા તે મરણ પામ્યો,

હૈદરના મરણ પછી તેના પુત્ર ટિપુએ લડાઈ ચાલુ રાખી અને

માગનોર કબજે કર્યું અંગ્રેજોએ ડીંડીગલ, પાલગઢ અને કોઇમ્બતુરમા જીત મેળવી, અને ટિપુની રાજધાની શ્રીરંગપટ્ટમને ઘેરો ઘાલવાની તૈયારીમા હતા તેવામા મદ્રાસ સરકારે ટિપુ સાથે **"માંગલોરની સુલેહ"** કરી આથી દરેક પક્ષે પોતપોતાના તાબામા જે કેદીઓ હતા તે છોડી મૂક્યા, અને જીતેનો મુલક એકએકને સ્વાધીન કર્યો આ વિગ્રહથી ટિપુ પોતાના ગુમાવેલા પરગણા પાછા મેળવી શક્યો પણ અંગ્રેજોને કંઈ લાભ ન થયો ઊલટી તેઓએ મેળવેલી જીત નકામી ગઈ

**ત્રીજો મૈસૂર વિગ્રહ—ઇ. સ. ૧૭૯૦–૧૭૯૨**—માગનોરની સુલેહથી અંગ્રેજોને ઘણુ નુક્સાન થયુ તેઓની પ્રતિષ્ઠા ઓછી થઈ અને ટિપુ સુલતાનનો ગર્વ વધ્યો દક્ષિણમા ફરીથી સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની આશા તેને થઈ આથી તેણે પ્રદેશો જીતવાનુ કામ શરૂ કર્યું મલબાર પર હલ્લો કરી તેણે કૂર્ગ શહેર કબજે કર્યું, અને મરાઠાઓ સાથેની લડાઈમા વિજય મેળવી ત્રાવણકોર પર હલ્લો કર્યો અંગ્રેજોએ નિઝામ અને મરાઠાઓને પોતાની તરફ લઈ લીધા ટિપુએ ત્રાવણકોરના રાજા પર હલ્લો કર્યો હતો અને ફ્રેન્ચ લશ્કરની મદદ મેળવવા તે ગુપ્ત પત્રવ્યવહાર ચલાવતો હતો તેથી ત્રીજો મૈસૂર વિગ્રહ જાગ્યો ગવર્નર જનરલ લૉર્ડ કૉર્નવાલિસે મૈસૂર પર ચઢાઈ કરી બૅંગલોર કબજે કર્યું ને પછી શ્રીરંગપટ્ટમ તરફ કૂચ કરી રાજધાનીનો બચાવ કરવા ટિપુ સુલતાને પોતાનુ લશ્કર આરી કેરામા ગોઠવ્યુ પણ તરત જ તેનો પરાભવ થયો તેથી તેણે શ્રીરંગ પટ્ટમમા આશ્રય લીધો આ વખતે ખોરાક દારગોળો વગેરે સાધનો ખૂટી ગયા હોવાથી કૉર્નવૉલિસ પણ પાછો ફર્યો પરતુ મદ્રાસથી સર્વ સાધનો લાવી તેણે તરત જ **શ્રીરંગપટ્ટમને** ઘેરો ઘાલ્યો ટિપુની હાર થઈ તેથી અંગ્રેજો સાથે તેણે સુલેહ કરી આ **"શ્રીરંગપટ્ટમની સુલેહ"** થી ટિપુએ અર્ધું રાજ્ય ગુમાવ્યુ લડાઈના ખરચ બદલ મોટી રકમ આપવાનુ વચન આપ્યુ તથા તેની જામીનગીરી બદલ પોતાના બે પુત્રો અંગ્રેજ સરકારને સોંપ્યા, અને જે કેદીઓ તેના તાબામા હતા તે સઘળાને તેણે છોડી મૂક્યા

ટિપુ પાસેથી જે પરગણા લેવામા આવ્યા હતા તે મરાઠા, નિઝામ અને અગ્રેજોએ વહેંચી લીધા ને તેમા અગ્રેજોને ભાગે મલબાર, મદુરા અને સાલેમ આવ્યા

**ચોથો મૈસૂર વિગ્રહ—ઈ. સ. ૧૭૯૮-૧૭૯૯**—ત્રીજા મૈસૂર વિગ્રહથી ટિપુને ઘણીજ હાનિ પહોચી ફરીથી તેણે ગુમાવેલા પ્રદેશો મેળવવાના અને દક્ષિણમા સ્વતત્ર મુસલમાન રાજ્ય સ્થાપવાના પ્રયાસો શરૂ કર્યા. આ હેતુથી તેણે અગ્રેજોના વિરોધી ફ્રેંચો સાથે ગુપ્ત મસલત ચલાવી મદદની માગણી કરી ફ્રેંચોએ આ માગણી સ્વીકારી અને કેટલાક ફ્રેંચો શ્રીરગપટ્ટમમા આવી પહોચ્યા અગ્રેજોને આથી ઘણો ભય લાગ્યો કારણ કે આ વખતે શહેનશાહ નેપોલિઅન ઇજિપ્તમા હતો અને તે ટિપુની વ્હારે ફ્રેંચ લશ્કર મોકલે એવી વકી હતી આ ભયમાથી મુક્ત થવા તુરત જ ગવર્નર જનરલ માર્કિવસ વેલેસ્લીએ ઈ સ ૧૭૯૮ મા ટિપુ સાથે લડાઈ શરૂ કરી અગ્રેજ સૈન્ય જનરલ હૅરિસ અને જનરલ સ્ટુઅર્ટની સરદારી હેઠળ હતુ હૅરિસ મદ્રાસથી અને સ્ટુઅર્ટ મલબારથી નીકળ્યો અને પછી બંને લશ્કરે એકઠા થઈ મૈસૂર પર હલ્લો કર્યો ટિપુએ આ બન્ને લશ્કરને ભેગા થતા અટકાવવાને ઘણી મહેનત કરી પ્રથમ તેણે સ્ટુઅર્ટના સૈન્ય સામે લડાઈ કરી, પણ તે હારી ગયો હવે ટિપુએ હૅરિસને હરાવવાનો પ્રયત્ન કર્યો, પણ તેમા પણ તે નિષ્ફળ નીવડ્યો અને માલાવેલી આગળ હાર્યો આથી તે શ્રીરગપટ્ટમ પાછો ફર્યો, પણ સ્ટુઅર્ટે અને હૅરિસે તેને ઘેરો ઘાલી ઈ સ ૧૭૯૯ મા જીતી લીધુ આ **શ્રીરંગપટ્ટમની લડાઈમાં** ટિપુ માર્યો ગયો અગ્રેજોએ ટિપુના વારસોને ગાદી ન આપતા અસલના હિંદુ રાજાના વશજને ગાદીએ બેસાડ્યો અને કાનડા તથા કોઇમ્બતુર પરગણાઓ પોતે લીધા

## પ્રકરણ ૪૩

### વૉરન હેસ્ટિંગ્સ

**બંગાળાનો ગવર્નર**—વૉરન હેસ્ટિંગ્સનો જન્મ ઈ. સ. ૧૭૩૩ માં થયો હતો. એ નાનપણથી જ બુદ્ધિમાન હતો. એનાં માન પિતાની ગરીબ સ્થિતિને લીધે એ ઈ. સ. ૧૭૫૦ માં ૧૭ વર્ષની નાની ઉમરે ઈસ્ટ ઈંડિયા કંપનીમાં કારકુનની નોકરી લઈ બંગાળા આવ્યો. ઈ. સ ૧૭૫૩ મા એ કાસિમ બજારમા આવેલી અંગ્રેજી કોઠીનો એજન્ટ બન્યો, અને ઈ. ૧૭૫૭ મા ક્લાઇવે એને મીરજાફરના દરબારમા રેસિડંટ તરીકે મોકલ્યો. ઈ. સ. ૧૭૬૧ મા એ કલકત્તાની કાઉન્સિલનો સભાસદ થયો. આમ હિંદમા થોડા વર્ષ રહી એ પાછો ઈ. સ ૧૭૬૪ મા ઇંગ્લંડ ગયો અને ફરીથી ઈ. સ. ૧૭૬૯ માં હિંદ આવ્યો. અહીં એ પોતાની કુશળતાથી પાછો કાઉન્સિલનો સભાસદ થયો. ઈ. સ. ૧૭૬૭ માં ક્લાઇવના ઇંગ્લંડ ગયા પછી રાજ્યનો વહીવટ બરાબર નહિ ચાલવાથી કોઈ ઉત્સાહી અને કાબેલ માણસની જરૂર જણાઈ. તેથી હેસ્ટિંગ્સને ઈ. સ ૧૭૭૨ માં બંગાળાનો ગવર્નર બનાવવામા આવ્યો.



વૉરન હેસ્ટિંગ્ઝ

હેસ્ટિંગ્સે રાજ્ય વહીવટમાં ઘણા સુધારા કર્યા. તેણે બગાળામા ક્લાઇવની 'દ્વિરાજ્ય-પદ્ધતિ' ફતેહમંદ ન થવાથી તે બધ કરી અને દેશી નવાબોને દૂર કરી અંગ્રેજ કલેક્ટરો રાખ્યા. દેશી નવાબો

અનીતિથી વર્તતા હતા પણ કંપનીના માણસોની નીતિ કાંઈ તેઓના કરતા ચઢતી ન હતી તેમણે પણ લાચરુશ્વત લઈ પૈસા ભેગા કરવા માંડ્યા હતા

સુધારા—એણે જે જમીનદાર વધારેમા વધારે પૈસા આપે તેને પાચ વરને પટે જમીન ગણોતે આપી, અને ગણોત મહેસૂલ ઉઘરાવવા દેશી નવાબોને બદલે અગ્રેજ કલેક્ટરો નીમ્યા પણ આ રીતથી રૈયતની સ્થિતિ ઘણી જ કફોડી થઈ જમીનદારો વધારે પૈસા મેળવવા રૈયત ઉપર જુલમ ગુજારતા વળી પાચ વર્ષ પછી જમીન પાછી આપી દેવાની હોવાથી તેઓ તેમા કંઈ પણ સુધારો કરતા નહિ પણ એકદરે આ નીતિ અગાઉના કરતા લાભદાયક હતી

હેસ્ટિંગ્સે ન્યાયખાતામા પણ સુધારા દાખલ કર્યા આજ સુધી ન્યાયનુ કામ દેશી નવાબોના હાથમા હતુ તે અગ્રેજ અમલદારોને સોપવામા આવ્યુ ન્યાયની સગવડ ખાતર તેણે દેશના જિલ્લાઓ પાડ્યા, અને દરેક જિલ્લામા દીવાની તેમ જ ફોજદારી કોર્ટ સ્થાપી જે કલેક્ટર મહેસૂલ ઉઘરાવતો તેને જ ન્યાયનુ કામ સોપવામા આવ્યુ આ ઉપરાત કલકત્તામા અપીલો સાભળનારી **'સદર દીવાની'** અને **'સદર-નિઝામી'** એવી બે અદાલતો સ્થાપવામા આવી અગ્રેજ કલેક્ટરોને મદદ કરવા હિંદુ શાસ્ત્રીઓ અને મુસલમાન કાજીઓ રાખવામા આવ્યા એ ઉપરાત કંપનીના નોકરોને ખાનગી વેપાર કરવાની બધી કરી

વૉરન હેસ્ટિંગ્સે દેશી રાજ્યોમાથી પૈસા મેળવવાની અનેક યુક્તિઓ વાપરી પ્રથમ એણે શાહઆલમને અપાતુ ૨૬ લાખ રૂપીઆનુ વર્ષાસન બધ કર્યું આનુ કારણ એ હતુ કે આજ સુધી શાહઆલમ અગ્રેજોના તાબામા અલાહાબાદમા રહેતો હતો, પણ તેણે હવે અગ્રેજોને છોડી સિંધીઆનો આશ્રય લીધો શાહઆલમને નામે સિંધીઆએ આ રકમની માગણી કરી, પણ હેસ્ટિંગ્સે જણાવ્યુ કે તે સિંધીઆને મળી ગયેલો હોવાથી હવે તેને એ માગવાનો હક નથી સુજાઉદ્દૌલાને કરા અને અલાહાબાદનો મુલક આપવાથી તેણે અગ્રેજોને ૫૦ લાખ રૂપીઆ આપ્યા ગાદીના વેરીઓ સામે લડવામા અયોધ્યાના નવાબને અગ્રેજ લશ્કરની મદદ આપી તેની

આન ના પાડી આથી પૈસા કઢાવવા એ પોતે બનારસ ગયો આ સમયે ચેયતસિંગના માણસોએ બળવો કરી કેટલાક ગોરા અમલદારોને મારી નાખ્યાથી હેસ્ટિંગ્સ નાસી છૂટ્યો અને ચેયતસિંગને પદભ્રષ્ટ કરી તેના ભત્રીજાને ૬૨ વર્ષે ૪૦ લાખ રૂપીઆ ખંડણી લેવાની શરતે ગાદીએ બેસાડ્યો અયોધ્યાના નવાબ સુજાઉદ્દોલાના પુત્ર અસફુદ્દૌલા પાસેથી ૭૬ લાખ રૂપીઆ માગ્યા તેણે જણાવ્યું કે મારી મા અને દાદી જે અયોધ્યાની બેગમો તરીકે પ્રખ્યાત છે તેઓની પાસે મારા પિતાના સઘળા પૈસા છે માટે એ રકમ જો મને આપવામાં આવે તો અંગ્રેજો માગે એટલું ધન આપવા હું તૈયાર છુ ' આથી હેસ્ટિંગ્સે ગમે તે પ્રકારે બેગમો પાસેથી પૈસા કઢાવવાની તેને રજા આપી અસફુદ્દૌલાએ એક કરોડ રૂપીઆ વસૂલ કર્યા અને તેમાથી ખંડણી ભરી

પૈસા ઉઘરાવવામા અયોધ્યાની બેગમો તરફ જે વર્તન ચલાવવામા આવ્યું હતુ તે કંપનીના ડાયરેક્ટરોને પસદ પડ્યુ નહિ અને તેથી તેમણે એને ભારે ઠપકો આપ્યો આથી હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ તરીકેનુ રાજીનામું આપી ઇંગ્લડ ગયો ત્યારપછી એની સામે પાર્લમેન્ટમા નંદકુમારને ફાસી દેવાના અને અયોધ્યાની બેગમો પાસે પૈસા ઉઘરાવવાના ગુનાઓ માટે કામ ચલાવવામા આવ્યુ આ મુકદ્દમો સાત વર્ષ ચાલ્યો એમા બર્ક ફૉક્સ શેરિડન પિટ વગેરે નેતાઓએ ભાગ લીધો આખરે દરેક તહોમતમા નિર્દોષ ઠરી પાર્લમેંટે એને છોડી મૂક્યો પણ આ મુકદ્દમામા એની સઘળી દોલત ખલાસ થઈ ગઇ

રહિલા વિગ્રહમા અયોધ્યાના નવાબને પૈસા ખાતર કરેલી મદદ અને અયોધ્યાની બેગમો તરફ એણે બતાવેલી નિષ્ઠુરતા બાદ કરતા હેસ્ટિંગ્સે ઘણુ સગીન કામ કર્યું કહેવાય એણે દેશમા આર્થિક, ન્યાયી તેમજ જમીન મહેસૂલને લગતા સુધારા દાખલ કરી કંપનીના કારભારને ધોરી પાયા પર મૂક્યો હેસ્ટિંગ્સ ઈ સ ૧૮૧૭ મા ૮૬ વર્ષની પાકી વયે મરણ પામ્યો ।

**પિટનુ ઇન્ડિઆ બિલ**—આજ અરસામા કંપનીના વહીવટમા થએલી ગેરવ્યવસ્થા અને તેને પડેલી નાણાભીડને લીધે કંપનીના રાજ્યવહીવટમા ફેરફાર કરવાને એક કાયદાનો ખરડો ઇંગ્લંડની સરકાર તરફથી જેમ્સ ફૉક્સે પાર્લમેન્ટમા રજૂ કર્યો પણ તે રાજા જ્યૉર્જ ત્રીજાના વિરોધને લીધે પસાર થયો નહિ ઇંગ્લંડમા આ પછી નવુ પ્રધાનમડળ અમલમા આવ્યુ, અને વડા પ્રધાન પિટે નવો ખરડો દાખલ કીધો અને પસાર કરાવ્યો, તેથી તે **પિટનું ઇન્ડિઆ બીલ** તરીકે ઓળખાય છે આ કાયદાની રૂએ (૧) હિંદના રાજ્યકારભાર પર દેખરેખ રાખવાને ઇંગ્લંડમા ૭ સભાસદોનુ એક **બોર્ડ ઓફ કોન્ટ્રોલ** નીમવામા આવ્યુ (૨) ગવર્નર જનરલને પાર્લમેન્ટની રજા સિવાય કોઈ પણ દેશી રાજા સાથે સલાહ કિંવા લડાઈ કરવાની મના કરવામા આવી, (૩) ગવર્નર જનરલને અગત્યની બાબતોમા પોતાની કાઉન્સિલના સભાસદોની મરજી વિરુદ્ધ કામ કરવાની સત્તા આપવામા આવી (૪) અને બોર્ડ ઓફ કોન્ટ્રોલને દેશી રાજ્યો સાથે સુલેહ તેમજ લડાઈ કરવાની સંપૂર્ણ સત્તા આપવામા આવી આ કાયદાનુ પરિણામ એ આવ્યુ કે રાજ્યની ખરી સત્તા બોર્ડ ઓફ કોન્ટ્રોલના હાથમા ગઈ અને કંપનીની સત્તા નામની જ રહી

# પ્રકરણ ૪૪

---

## લૉર્ડ કૉર્નવૉલિસ અને સર જૉન શોર

વૉરન હેસ્ટિંગ્સ ઈ સ. ૧૭૮૫ મા હિંદ છોડી ગયો અને તેની જગાએ લૉર્ડ કૉર્નવૉલિસને હિંદુસ્તાનનો ગવર્નર જનરલ નીમવામાં આવ્યો

એ પોતાની સભાની સમતિ વિના હિંદનાં અગત્યના કાર્યોમા પોતાની મરજી મુજબ વર્તી શકે એવો હક મેળવી હિંદ આવ્યો એની નિમણુક બીજી રીતે પણ અગત્યની હતી એ અમીરી કુટુબનો તેમજ મોભાવાળો હોવાથી પોતાની સભાના સભાસદોને તથા કપનીના માણસોને સહેલાઈથી અકુશમા રાખી શકે એમ હતુ બીજુ, હિંદની પરિસ્થિતિથી એ તદ્દન અજ્ઞાન હોવાથી દેશી રાજ્યોની ખટપટમા માથુ મારવાની એને વૃત્તિ ન હતી

એના સમયમા જાણવા જેવો બનાવ મૈસુરનો ત્રીજો વિગ્રહ હતો આ વિગ્રહ ઈ સ ૧૭૯૦–૯૨ મા થયો આનુ વર્ણન આગળ આવી ગયુ છે (જુઓ પાના ૨૪૪–૪૫) આ લડાઈમા કૉર્નવૉલિસે જાતે ભાગ લીધો હતો એણે ટિપુ સુલતાનને હરાવી તેની સાથે સધિ કરી તેનુ અર્ધું રાજ્ય લઈ લીધુ આમાથી અગ્રેજોને મલબાર, સાલેમ અને મદુરા પરગણા મળ્યા

**કાયમની મહેસૂલ પદ્ધતિ**—હિંદુસ્તાનના ઇતિહાસમા લૉર્ડ કૉર્નવૉલિસનુ નામ **કાયમની જમીન મહેસૂલ પદ્ધતિ** દાખલ કરવાને માટે પ્રસિદ્ધ છે આથી બગાળાના જમીનદારોને જમીનનો માલકી હક્ક આપવામા આવ્યો અને તેમની પાસે તે બદલ લેવાની રકમ ઈ સ ૧૭૯૩ મા કાયમને માટે નક્કી કરવામા આવી આ પ્રમાણે જમીનદારોને કાયમની જમીનની માલકી મળવાથી તેમણે જમીનમા સુધારો કરી પેદાશ વધારી વળી આથી હમેશા મહેસૂલ આકવાની મુશ્કેલી દૂર થઈ આમ જમીનદારોની સ્થિતિ સુધરી, પણ ગણોતીઆના હકો ધ્યાનમા લેવાયા નહિ જમીનદારોએ ગણોતીઆઓને રિબાવીને પૈસા

કઢાવ્યા. આથી તેમની સ્થિતિ ખરાબ થઈ. પરતુ સરકારને નિયમિત તથા ચોક્કસ મહેસૂલ મળતુ થયું, અને વફાદાર જમીનદારો હયાતીમાં આવ્યા, જેમણે ઈ. સ. ૧૮૫૭ ના બળવા વખતે બ્રિટિશ સરકારને અમૂલ્ય મદદ કરી. જમીનદારોએ રૈયત ઉપર જુલમ ગુજાર્યો, તેથી આખરે તેમના લાભાર્થે ઈ. સ. ૧૮૫૯ મા **બંગાળ ટેનન્સિ ઍક્ટ** પસાર કરવામા આવ્યો.

આ ઉપરાંત એણે મહેસૂલ ઉઘરાવનારાઓની ન્યાય કરવાની સત્તા લઈ લીધી, તેમ જ કપનીના અમલદારોને ખોટી રીતે પૈસા લેતાં તેમ જ વેપાર કરતા અટકાવી તેમનો પગાર વધાર્યો. એણે દરેક જીલ્લા માટે દીવાની તેમ જ ફોજદારી કામ માટે જુદા ન્યાયાધીશો નીમ્યા, અને કલકત્તા, પટણા, ઢાકા, અને મુર્શિદાબાદમા ચાર અદાલતો સ્થાપી પણ ન્યાયાધીશોની પદવી અગ્રેજોને જ આપવામા આવી. કૉર્નવૉલિસને હિંદવાસીઓ પર વિશ્વાસ ન હતો તેથી તેણે આ પગલુ ભરી હિંદીઓને ઊંચી પદવીઓથી દૂર રાખ્યા. આ ઉપરાત તેણે 'ફોજદારી કાયદા' મા સુધારો કરી તે બંગાળા પ્રાતમા દાખલ કર્યો. આ કાયદો **કૉર્નવૉલિસ** કોડ તરીકે પ્રખ્યાત છે. એણે **હિંદી સનદી નોકરી** સ્થાપી. આથી એ હિંદી સનદી નોકરીના પિતા તરીકે ઓળખાય છે એણે દેશમા ચોર તેમ જ લટારાઓનો ત્રાસ દૂર કરવા માટે પોલીસ ખાતુ ખોલ્યુ

**સર જૉન શૅાર**—લાર્ડ કૉર્નવૉલિસ પછી ઈ સ. ૧૭૯૩ મા સર જૉન શૅારને હિંદનો ગવર્નર જનરલ નીમવામા આવ્યો

એની પાચ વર્ષની કારકિર્દીમા બ્રિટિશ હિંદના રાજ્યવહીવટમા કાંઈ પણ વિશેષ ફેરફારો થવા પામ્યા નહિ, તેમ જ એકપણ જાણવા જેવો બનાવ બન્યો નહિ. એનુ મુખ્ય કારણ એ હતુ કે આ સમયે ઈંગ્લંડની સરકારે એને કોઈ પણ દેશી રાજ્યના કારભારમા માથુ મારવાની તેમ જ રાજ્યની સરહદ વધારવાની મના કરી હતી.

ઈ. સ. ૧૭૯૫ મા મરાઠાઓ અને નિઝામ વચ્ચે **ખર્દાના** મેદાનમાં ઘોર યુદ્ધ થયુ. મરાઠાઓનો વિચાર નિઝામ પાસેથી ચોથ ઉઘરાવવાનો હતો. આથી તેઓએ લડાઈ શરૂ કરી. નિઝામે

અંગ્રેજોની મદદ માગી, પણ સર જૉન શોરે અન્ય રાજ્યમાં 'માથું ન મારવાની નીતિ' ને માન આપી સાફ ના પાડી આ વાતની ખબર ફેલાતા જ ગ્વાલિઅર, ગુજરાત, ઈંદોર અને વરાડના મરાઠા સરદારો પોતપોતાનું સૈન્ય લઈ એકત્ર થયા નિઝામ પાસે પૈસા કે માણસ ન હતા. વળી અંગ્રેજોની મદદ પણ તેને ન મળી આથી તેની સખત હાર થઈ અને તેને પોતાના રાજ્યનો અર્ધો ભાગ મરાઠાઓને સ્વાધીન કરવો પડ્યો અને ચોથ ઉઘરાવવાની છૂટ આપવી પડી

ઈ સ ૧૭૯૭ મા અયોધ્યાનો નવાબ મરણ પામ્યો તેના મરણ પછી ગાદીને માટે ઝઘડા શરૂ થયા. સર જૉન શોર જાતે લખનૌ ગયો અને ગાદીનો ખરો વારસ કોણ છે તેની તપાસ કરી તેને નવાબ બનાવ્યો. આ નવાબે અંગ્રેજોને દર વર્ષે ૭૬ લાખ રૂપીઆ આપવાનુ વચન આપ્યુ અને રાજ્યમા વ્યવસ્થા જાળવવા ત્યા એક અંગ્રેજ સૈન્ય રાખવામા આવ્યુ આમ અયોધ્યા પર અંગ્રેજોએ કાબુ મેળવ્યો

દેશી રાજ્યોમા 'માથુ ન મારવાની નીતિ' અંગ્રેજોને ભારે પડી દિન પ્રતિદિન મરાઠાઓ બળવાન થવા લાગ્યા. ટિપુ સુલતાન સૈન્ય એકઠું કરવા લાગ્યો, અને અંગ્રેજોનો નાશ કરવા તેણે ફ્રેન્ચો તેમ જ અફઘાનો સાથે ગુપ્ત મસલતો ચલાવવા માડી આ ઉપરાત નિઝામ, સિંધીઆ, હોલકર, અને ટિપુના રાજ્યોમા તેમના લશ્કરને કવાયત શીખવવા સારૂ ફ્રેન્ચ અમલદારો રાખવામા આવ્યા

આ ઉપરાત આ નીતિથી દેશી રાજ્યોમા માંહોમાંહે ઝઘડાઓ શરૂ થવા લાગ્યા અને કેટલાક રાજ્યોમા અધાધૂધી ચાલી પણ સર જૉન શોર કંપનીએ સૂચવેલી નીતિને જ વળગી રહ્યો

# પ્રકરણ ૪૫

## માર્કિવસ વેલેસ્લી, લૉર્ડ કૉર્નવૉલિસ, સર જ્યૉર્જ બાર્લો અને લૉર્ડ મિન્ટો

**માર્કિવસ વેલેસ્લી**—ઈ. સ. ૧૭૯૮ મા માર્કિવસ વેલેસ્લી ગવર્નર જનરલ તરીકે હિંદ આવ્યો. તે હિંદ આવ્યો ત્યારે દેશમા ઘણીજ અશાંતિ હતી. એક બાજુ મરાઠા બળવાન થતા જઈ અગ્રેજોને હાકી કાઢવા કમર કસી રહ્યા હતા બીજી તરફ દક્ષિણમા ટિપુનુ જોર વધતુ જતુ હતુ અને અગ્રેજોને હાકી કાઢવા તેમ જ પોતાનુ સ્વતંત્ર રાજ્ય સ્થાપવા તેણે ફ્રેન્ચોની મદદ માગી હતી. જગપ્રસિદ્ધ યોદ્ધો નેપોલિયન ઇજીપ્ત સુધી આવી પહોચ્યો હતો અને તે જીતીને હિંદમા ટિપુની મદદે આવનાર હતો. નેપોલિયન અને ટિપુ વચ્ચે આ વિષે ઉત્સાહી પત્રવહેવાર થયો હતો આ ઉપરાંત નિઝામ, સિંધીઆ અને હોલકર પાસે મોટુ લશ્કર હતુ, અને તેઓ ફ્રેન્ચ અમલદારો પાસેથી તેને કવાયત શિખવાડતા હતા. અફઘાનીસ્તાન અને નેપાળના રાજાઓ પણ અગ્રેજોને દૂર કરવાના પ્રયત્નો કરી રહ્યા હતા. શીખ લોકોની સત્તા વધતી જતી હતી પણ તેઓ પોતાના પ્રાંતમા જ રહી લડતા હતા. મુગલ બાદશાહ શાહઆલમ આ વખતે સિંધીઆના કબજામા હતો અયોધ્યાના નવાબની સત્તા નહિ જેવી જ હતી.



માર્કિવસ વેલેસ્લી

આમ હિંદની રાજકીય દશા ઘણી જ કાળા વાદળાથી ઘેરાએલી હતી. આ કટોકટીના સજોગોમા સર જૉન શોરની નીતિને તિલાજલિ

આપી દેશી રાજ્યોની ખટપટમા ઊતરી અંગ્રેજની સત્તા મજબૂત કરવાનો વેલેસ્લીએ નિશ્ચય કર્યો

**સહાયકારી લશ્કરની યોજના**— પોતાની મુરાદ પાર પાડવા માટે વેલેસ્લીએ એક નવી યોજના અમલમા મૂકી તે **સહાયકારી યોજના** તરીકે પ્રખ્યાત છે જે દેશી રાજ્યો સહાયકારી યોજના સ્વીકારે તેમણે (૧) પોતાની નોકરીમાથી અંગ્રેજો સિવાય તમામ યુરોપીઅનોને કાઢી મૂકવા (૨) રાજ્યમા સુલેહશાન્તિ જાળવવાને તેમ જ પોતાના રક્ષણને માટે એક સહાયકારી અંગ્રેજ સૈન્ય રાખવુ (૩) આ લશ્કરનો ખર્ચ આપવો (૪) જ્યારે અંગ્રેજોને જરૂર પડે ત્યાર તેમને મદદ કરવી, (૫) આસપાસના રાજ્યો સાથે સ્વતન્ત્ર રીતે લડાઈ, સુલેહ તેમજ પત્ર વ્યવહાર કરવો નહિ તથા (૬) અંગ્રેજોનુ સર્વોપરિપણુ સ્વીકારવુ એ પ્રમાણે કબૂલાત આપવાની હતી

નિઝામની સ્થિતિ મરાઠાઓએ ઘણી જ ખરાબ કરી હતી તેથી તેઓના ત્રાસમાથી બચવાને માટે તેણે વેલેસ્લીની આ યોજના પ્રથમ સ્વીકારી તેણે ફ્રેન્ચ સૈન્યને નોકરીમાથી રજા આપી અને અંગ્રેજી સૈન્યને હૈદરાબાદમા રાખ્યુ

મૈસૂરના ટિપુએ વેલેસ્લીની યોજના સ્વીકારી નહિ તેથી તેની સાથે લડાઈ શરૂ થઈ આ લડાઈનુ વર્ણન ચોથા મૈસૂર વિગ્રહમા આવી ગયુ છે ( જુઓ પાનુ ૨૪૫ ) આ યુદ્ધમા ટિપુ મરણ પામ્યો અને મૈસૂર અંગ્રેજોના હાથમા ગયુ ટિપુના વશજોને ગાદી ન આપતા અસલના હિંદુ વશના રાજાના પુત્રને ગાદીએ બેસાડવામા આવ્યો, જેણે આ 'સહાયકારી યોજના' દરેક રીતે કબૂલ રાખી

મૈસૂર પછી અયોધ્યાનો વારો આવ્યો અયોધ્યાના નવાબની સ્થિતિ ઘણી જ નબળી પડી ગઈ હતી નવાબે પોતાના સૈન્યની જરા પણ દરકાર રાખી ન હતી આથી વેલેસ્લીએ નવાબને પોતાના રાજ્યમા એક સહાયકારી લશ્કર' રાખવાનુ સૂચવ્યુ પ્રથમ નવાબે આનાકાની કરી, પણ પાછળથી તેણે એ યોજના કબૂલ રાખી આથી નવાબના રાજ્યમા અંગ્રેજ લશ્કર રાખવામા આવ્યુ અને આ લશ્કરના

ખર્ચ પેટે નવાબે ઈ સ ૧૮૦૧ મા દોઆબ અને રોહિલખંડનો પ્રદેશ અંગ્રેજોને સ્વાધીન કર્યો

હવે વેલેસ્લીએ મરાઠાઓને હાથમા લેવા માડ્યા બીજા તેમજ ત્રીજા મરાઠા વિગ્રહનો હેવાલ આગના પ્રકરણોમા આવી ગયો છે (જુઓ પાના ૨૦૭–૨૦૯) જ્યારે બાજીરાવને 'સહાયકારી લશ્કર' રાખવાનુ કહેવામા આવ્યુ, ત્યારે નાના ફડનવીસની સૂચનાથી તેણે આ સૂચનાનો સ્વીકાર કર્યો નહિ પણ ઈ સ ૧૮૦૦ મા હોલકર બાજીરાવને હરાવી પુનાથી નસાડ્યો ત્યારે બાજીરાવે પોતાને જો પુનાની ગાદી મળે તો સહાયકારી યોજનાની શરતો કબૂલ રાખવાનુ વચન આપ્યુ આથી ઈ સ ૧૮૦૨ ની **વસઈની સુલેહ** અંગ્રેજો અને બાજીરાવ વચ્ચે થવા પામી જેની શરતો આગળ જણાવી છે આ સુલેહથી કેટલોક મુલક અંગ્રેજોને મળ્યો, અને બાજીરાવે પોતાના રાજ્યમા અંગ્રેજ સૈન્ય રાખવાનુ વચન આપ્યુ આનુ અનુકરણ વડોદરાના મરાઠા રાજા ગાયકવાડે પણ કર્યું તથાપિ સિંધીઆ, ભોસલે અને હોલકર જેઓની સત્તા વધતી જતી હતી તેઓએ આ યોજનાનો અસ્વીકાર કરી અંગ્રેજો સામે લડાઈ કરી પણ આ લડાઈમા સિંધીઆ અને ભોસલેનો પરાજય થયો આથી સિંધીઆએ **સિરજી અંજેગાંવના** અને ભોસલેએ **દેવગાંવના** કરાર કર્યા, અને સહાયકારી યોજનાની રૂએ આ બને રાજ્યોમા અંગ્રેજ સૈન્ય રાખવામા આવ્યુ

તાંજોરમા લાબા સમયથી ગાદીને માટે ઝઘડા ચાલતો હતો વેલેસ્લીએ કુનેહ વાપરી બને હકદારોને વર્ષાસન બાંધી આપી તાંજોરનો પ્રદેશ બ્રિટિશ રાજ્યમા જોડી દીધો

કર્ણાટકનો નવાબ અપુત્ર ગુજરી જવાથી કર્ણાટકને પણ અંગ્રેજોએ કબજે કરી બ્રિટિશ રાજ્યમા જોડી દીધુ

આમ વેલેસ્લીએ પોતાની 'સહાયકારી યોજના' હિંદમા ફેલાવી મરાઠા તેમજ ટિપુને હરાવી તેણે બ્રિટિશ રાજ્ય હિંદુસ્તાનમા સ્થિર કર્યું શાહઆલમને સિંધીઆના તાબામાથી છોડાવી અંગ્રેજોએ પોતાના કબજામા રાખ્યો આ સહાયકારી સૈન્ય રાખ્યા ઉપરાત સિંધીઆએ ભરૂચ, ભોસલેએ કટક, અયોધ્યાના નવાબે દોઆબ અને

રોહિલખંડ, મૈસુરના રાજાએ કાનડા અને કોઈમ્બતુર, અને નિઝામે બેલારી અને કડપાના પ્રદેશો અંગ્રેજોને સ્વાધીન કર્યા ઈ સ ૧૭૯૯ મા વેલેસ્લીએ સુરત પણ અંગ્રેજી રાજ્યમા જોડી દીધુ વેલેસ્લીની આ યોજનાથી અંગ્રેજોની સત્તા ઘણીજ બળવાન થવા પામી, અંગ્રેજી રાજ્યનો વિસ્તાર વધ્યો, અને દેશમાથી લૂટફાટ, મારામારી વગેરે ઓછા થયા

વેલેસ્લીનો સઘળો રાજ્યકાળ મુલકો જીતવામા, રાજ્યો ખાલસા કરવામા, દુશ્મનોને હરાવવામા, તેમજ દેશમા શાન્તિ અને સુલેહ સ્થાપવામા ગયો તોપણ એણે કેટલાક સુધારા દાખલ કર્યા કંપનીના લશ્કરી તેમજ દીવાની અમલદારો જેઓ પુષ્કળ પૈસા કમાતા હતા તેઓના પગારમા ઘટાડો કર્યો, તેમજ તેઓ ઘણા મોટા વ્યાજે દેશી રાજાઓને નાણા ધીરતા હતા તે પ્રથા પણ બંધ કરી તેણે કંપનીના મોટા અમલદારોને શિક્ષણ આપવા **ફોર્ટ વિલિયમ કૉલેજ** સ્થાપી આમ સાત વર્ષ હિંદુસ્તાનમા રહી અંગ્રેજી રાજ્યમા વધારો કરી, સુલેહ તેમજ શાન્તિ પ્રસરાવી, આ શરવીર, યુક્તિબાજ અને વ્યવહાર કુશળ ગવર્નર જનરલ ઈ સ ૧૮૦૫ મા ઈંગ્લંડ સિધાવ્યો

**લૉર્ડ કૉર્નવૉલિસ**—કંપનીના ડાયરેક્ટરોને વેલેસ્લીની રાજ્ય નીતિ ગમી નહિ, તેથી તેઓએ વેલેસ્લીને બોલાવી લીધો અને કૉર્નવૉલિસને ફરીથી સર જૉન શોરની નીતિનો અમલ કરવાનુ સૂચવી મોકલ્યો આ વખતે કૉર્નવૉલિસની ઉમર લગભગ ૭૦ વર્ષની હતી હિંદમા આવતા વારજ તેણે વેલેસ્લીની યોજના પડતી મૂકી, અને લૉર્ડ લેકને લડવાની બંધી કરી તેણે હોલકર અને સિંધીઆ સાથે સંધિ કરવાનો વિચાર કર્યો હતો, પણ બંગાળાના સખ્ત તાપ અને ગરમીથી ત્રણ મહિના પણ પૂરા ન થવા પામ્યા એટલામા તો તે ગાઝીપુરમા મરણ પામ્યો

**સર જ્યૉર્જ બાર્લો**—લૉર્ડ કૉર્નવૉલિસ પછી સર જ્યૉર્જ બાર્લો જે આ વખતે કલકત્તાની કાઉન્સિલનો મુખ્ય સભાસદ હતો તેને ઈ સ ૧૮૦૬ મા કામચલાઉ ગવર્નર જનરલ નીમવામા આવ્યો તેણે કૉર્નવૉલિસની શાન્તિમય નીતિનું અનુસરણ કરી લડાઈઓ બંધ કરી, અને દેશમા સંપૂર્ણ શાન્તિ ફેલાવી


વેલસ્લીના વખતનું બ્રિટિશ
હિંદ
૧૭૯૮
રજપુતાના
મદ્રાસ

સર જ્યૉર્જ બાર્લોના વખતમા વેલોરનું બંડ થયુ. આ બડ ઈ. સ. ૧૮૦૬ મા મદ્રાસમાં આવેલા વેલોરના કિલ્લામા થયુ. મદ્રાસના ગવર્નર લૉર્ડ વિલિયમ બેન્ટિક અને તેના સેનાપતિએ લશ્કરની બાબતમા કેટલાક ફેરફારો કર્યા. સિપાઈઓને લશ્કરી પોશાક સુધારવાની, પાઘડીને બદલે ઝુલતી ટોપીઓ પહેરવાની, દાઢી નવી ઢબે કાતરવાની, કાનમા બોરિયાં ન પહેરવાની, તેમ જ કપાળ ઉપર ટીલુ ન કરવાની સૂચનાઓ કરવામા આવી. પણ સિપાઈઓએ આનો ઊંધો અર્થ કર્યો. તેઓએ ધાર્યું કે તેમને ખ્રિસ્તિ બનાવવાની આ યોજના છે આથી ઉશ્કેરાઈને તેઓએ બડ કર્યુ. આમાં ટિપુના પુત્રો જેમને વેલોરના કિલ્લામા રાખ્યા હતા તેમણે પણ ઉત્તેજન આપ્યુ. બડખોરોએ એક રાતમા કિલ્લાના ૧૧૩ ગોરા અમલદારોને મારી નાખ્યા. પણ તરત જ આરકૉટથી અગ્રેજી સૈન્ય આવી પહોચ્યુ તેણે કિલ્લો સર કરી, બડ શમાવી દઈ ગુન્હેગારોને પકડી સખ્ત રિબાવ્યા, કેટલાકને નોકરીમાથી બરતરફ કર્યા, ને ટિપુના છોકરાને કલકત્તે મોકલી આપ્યા

**લૉર્ડ મિન્ટો**—ઈ સ ૧૮૦૭ મા લૉર્ડ મિન્ટો ગવર્નર જનરલ તરીકે હિંદ આવ્યો. એને કપની સરકારે શાન્તિની નીતિનુ પાલન કરવાનુ જણાવ્યુ હતુ પહેલા થોડા વર્ષ તો એણે એ પ્રમાણે ચલાવ્યુ, પણ પાછળથી એને જણાયુ કે આમ કરવામા બ્રિટિશ સત્તા તેમ જ મોભાને ધોકા પહોચે છે, વળી દેશી રાજ્યોમા થતા ઝઘડા તથા ચાલતી ખટપટો જોઈ આ નીતિ એને ડહાપણભરેલી લાગી નહિ તેથી ધીમે ધીમે એણે એ નીતિ પડતી મૂકી અને કપની સરકારને આમ કરવાનુ કારણ સમજાવ્યુ આ નીતિથી થોડા જ વર્ષમા એણે હિંદમા બ્રિટિશ સત્તા મજબૂત કરી.

ઈ સ ૧૮૧૩ મા કપનીની સનદ નવી કરવામા આવી તેમા અગત્યના ફેરફાર દાખલ કરવામા આવ્યા આથી કંપનીને હિંદ સાથે વેપાર કરવાનો આપેલો ઇજારો રદ કરવામા આવ્યો અને સઘળી અગ્રેજ પ્રજાને હિંદ સાથે વેપાર કરવાની છૂટ આપવામા આવી બીજુ, હિંદના લોકોની કેળવણી પાછળ દર વર્ષે એક લાખ રૂપીઆ ખરચવાની કપનીને ફરજ પાડવામા આવી

**નેપોલિયનના ભય સામે પગલાં**—લૉર્ડ મિન્ટોએ એશિ-

ન્ટને અફઘાનીસ્તાનના અમીર સાથે સારો સંબંધ બાંધવા કાબુલ મોકલ્યો. અને અફઘાનીસ્તાનના રાજા શાહસુજા દુરાની પાસે સારો સંબંધ જાળવવાનુ વચન લીધું. આ વખતે ફ્રેન્ચ શહેનશાહ મહાન નેપોલિયને એક એલચી ઇરાન મોકલ્યો અને ત્યાના શાહને મેળવી લેવા પ્રયત્ન કર્યો. મિન્ટોએ આ વાત જાણી કે તરત જ તેણે પણ ત્યાં એક એલચી મોકલ્યો. અંગ્રેજ એલચી માલકમે શાહની પાસેથી પોતાના દેશમાં કોઈ પણ શત્રુસેનાને દાખલ ન કરવાનું વચન લીધુ. સિંધના મીરોએ પણ આવું જ વચન આપી પોતાની મિત્રાચારી દર્શાવી. પંજાબના રાજા રણજિતસિંહ પાસે પણ મેટકાફને એલચી તરીકે મોકલવામા આવ્યો. તેણે રણજિતસિંહને પોતાની વિવેકબુદ્ધિથી જીતી લીધો. આથી રણજિતસિંહ જીંદગી પર્યન્ત અંગ્રેજોનો મિત્ર થઈને રહ્યો. રણજિતસિંહ શીખ ધર્મનો હતો. એ ધર્મના સ્થાપનાર નાનકનો જન્મ ઈ. સ ૧૪૬૯ મા થયો હતો. એ ધર્મના લોકો "ગ્રંથ સાહેબ" નામના એ ધર્મના પવિત્ર ગ્રંથને માને છે. ગુરુ નાનક પછી શીખોના ઘણા ધર્મગુરુઓ થયા આ ધર્મગુરુઓએ શીખોમા ધાર્મિક તેમજ રાજકીય ઐક્ય આણ્યુ. અને તેમને એક લડાયક પ્રજા બનાવી વખત જતા ૧૮ મી સદીમા પંજાબમા બાર શીખ સરદારોએ રાજ્ય કરવા માન્ડ્યુ. આ બારમા સરદાર મહાનસિંહ મોટો અને બળવાન હતો. તે ૧૭૯૨ મા મરણ પામ્યો. તેના પછી તેનો પુત્ર રણજિતસિંહ ગાદીએ આવ્યો એ નિરક્ષર હતો, તોપણ ઘણો જ બુદ્ધિવાન, કાબેલ અને દુરંદેશી હતો. એણે કુનેહથી સતલજની ઉત્તરનો સઘળો ભાગ કબજે કર્યો. હિંદુસ્તાનના ઇતિહાસમાં એનું સ્થાન અગત્યનું છે. એ **પંજાબના સિંહ** તરીકે ઓળખાતો હતો. આમ અન્ય રાજ્યો સાથે લૉર્ડ મિન્ટોએ ઘણો જ સારો સંબંધ જાળવી રાખ્યો.



રણજિતસિંહ

# પ્રકરણ ૪૬

## લૉર્ડ હેસ્ટિંગ્સ અને લૉર્ડ ઍમ્હર્સ્ટ

ઈ. સ. ૧૮૧૩ મા લૉર્ડ હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ તરીકે હિંદ આવ્યો. નેપાળના ગુરખાઓ અયોધ્યા ઉપર ડોળો ધુરકાવી રહ્યા હતા, મરાઠાઓ બ્રિટિશ સત્તા હિંદમાથી જડમૂળથી કાઢી નાખવાના પ્રયત્નો કરતા હતા, અને મધ્ય હિંદુસ્તાનમા પિંઢારાઓ હાહાકાર વર્તાવી રહ્યા હતા. આથી તેણે દેશમા શાન્તિ સ્થાપવાનો નિશ્ચય કર્યો


લૉર્ડ હેસ્ટિંગ્સ

પિંઢારાઓમા અફ્ઘાન, મુસલમાન, મરાઠા, જાટ, ભીલ વગેરે લોકો હતા. આ લોકો લૂટફાટનો ધધો કરી ગુજરાન ચલાવતા. તેઓ દોડવામાં કુશળ, સાહસિક, તેમ જ ભય વિનાના હતા. તેઓ એક શહેરથી બીજે શહેર ટોળા થઈ ફરતા. તેઓનો હેતુ કેવળ પૈસા મેળવવાનો હતો. આ કારણથી તેઓ દ્રવ્યવાન લોકોના ઘરમા પેસી પૈસા મેળવવા સારુ ઘણો જુલમ ગુજારતા અને જે કોઈ આનાકાની કરતા તેઓને જીવતા સળગાવી મૂકતા. આખા ગામ ને ગામ તેઓ આ પ્રમાણે સળગાવી મૂકતા. ધોરી રસ્તા પર થઇને જતા વેપારીઓ જાત્રાળુઓ વગેરે પર ઓચિંતો છાપો મારી તેઓનું સઘળું લૂટી લેતા. આથી જાન, માલ, આબરૂઈજ્જત અને વેપારને ઘણી જ હાનિ પહોંચતી. પિંઢારાઓના મુખ્ય સરદારો કરીમખાન, અમીરખાન, વાસીલ મહમદ અને ચિતુ હતા. એ લોકોની સખ્યા લગભગ ૬૦,૦૦૦ માણસની હતી. લૉર્ડ હેસ્ટિંગ્સે આ લૂટારાઓનો જડમૂળથી

નાશ કરવાનો પ્રયત્ન કર્યો આ માટે તેણે બંગાળા, મુંબઈ અને મદ્રાસથી મળી શકે તેટલા માણસોને બોલાવી ૧૨૦૦૦૦ માણસોનું એક મોટું લશ્કર તૈયાર કર્યું આ લશ્કરને નાની નાની ટુકડીઓમાં વહેંચી દઈ ચારે તરફથી પિંઢારાઓને એવી રીતે ઘેરી લીધા કે તેઓ નાસવા પામ્યા નહિ આમાં સિંધીઆ અને હોલકર પણ મદદ આપી તેઓ આવડી મોટી ફોજ સામે લડી શક્યા નહિ. તેઓ માર્યા ગયા જંગલમાં નાસી છૂટ્યા કે ગામડામાં જઈ વસ્યા ચાર વર્ષમાં લૉર્ડ હેસ્ટિંગ્સે પિંઢારાઓનો હિંદમાંથી સદાને માટે નાશ કર્યો અને શાંતિ ફેલાવી

**નેપાળનિગ્રહ**—લૉર્ડ હેસ્ટિંગ્સના સમયમાં નેપાળ સાથે યુદ્ધ થવા પામ્યું હિમાલયની દક્ષિણે ગુરખા નામના લોકો વસતા હતા તેઓ અયોધ્યા પ્રાંતના લોકોને રંજાડતા હતા આથી હેસ્ટિંગ્સને તેઓની સાથે લડવાની જરૂર પડી આને માટે ચાર લશ્કરની ટુકડીઓ ચાર જુદા જુદા સરદારોની સરદારી હેઠળ મોકલવામાં આવી આ ચારમાંથી પહેલા ત્રણને ઘણી જ ખુવારી સાથે પાછા ફરવું પડ્યું પણ જનરલ ઑકટરલોનીએ બહાદુરીથી લડી ગુરખાઓને સખ્ત હરાવ્યા આથી ગુરખાના રાજાએ અંગ્રેજો સાથે સુલેહ કરી ઈ સ ૧૮૧૬ માં **સેગાઉલીની સુલેહ** થઈ તેથી કમાઉન દેશ અંગ્રેજોને સ્વાધીન થયો આ પ્રદેશમાં મસૂરી સીમલા નૈનીતાલ આલમોરા આદિ રમણીય સ્થળો આવેલાં છે આ સુલેહથી ખટમંડુમાં નેપાળને એક બ્રિટિશ રેસિડન્ટ રાખવો પડ્યો

ઈ સ ૧૮૧૭-૧૮૧૮ માં લૉર્ડ હેસ્ટિંગ્સને મરાઠાની સાથે લડવું પડ્યું સઘળા મરાઠાઓ એકત્ર થઈ અંગ્રેજોની સત્તા જડમૂળથી ઉખાડવા માગતા હતા આથી ચોથો મરાઠા વિગ્રહ થયો જેનું વર્ણન આગળ આવેલું છે ( જુઓ પાના ૨૧૦–૨૧૧ ) આ યુદ્ધને પરિણામે બાજીરાવ પેશ્વા પદભ્રષ્ટ થયો આપાસાહેબ ભોંસલે નાસી છૂટ્યો અને સિંધીઆ તથા હોલકરે સંધિ કરી સિંધીઆ અંગ્રેજો વિરુદ્ધ ગુરખા સાથે ખાનગી પત્રવહેવાર ચલાવતો હતો અંગ્રેજોને આ વાતની ખબર પડી એટલે તરત જ તેને સંધિ માટે પૂછાવ્યું સિંધીઆએ સંધિ

કરી આથી તેના રાજ્યમા 'સહકારી લશ્કર' રાખવામા આવ્યુ યશવતરાવ હોલકરના મૃત્યુ પછી તેનો છોકરો નાનો હોવાથી રાજ્ય વહીવટ તેની વિધવા તુલસીબાઈના હાથમા હતો આ રાણીએ અગ્રેજોને શરણ થવાની ઇચ્છા જણાવી પણ આથી તેનુ સૈન્ય ગુસ્સે થયુ અને તરત જ તેણે તેને મારી નાખી આથી ઈ સ ૧૮૧૭ મા અગ્રેજોએ હોલકરના માણસોને **મહિદપુર** આગળ હરાવી **મંદેશ્વર** મુકામે સધિ કરી અગ્રેજોએ યશવતરાવના પુત્ર મલ્હારરાવ હોલકરને ગાદીએ બેસાડ્યો, તેમ જ ઇંદોરના રક્ષણ માટે એક બ્રિટિશ રેજિમેંટ નીમ્યો આ ઉપરાત હેસ્ટિંગ્સે રજપૂતો સાથે પણ સુલેહ કરી અગ્રેજોની સત્તા જમાવી

લૉર્ડ હેસ્ટિંગ્સ હિંદમા દશ વર્ષ રહ્યો તે દરમિયાન તેણે પિંઢારાઓનો નાશ કર્યો, મરાઠાઓનો સપૂર્ણ પરાજય કર્યો, નેપાળની આસપાસ વસતા ગુરખાઓને હરાવી તેમની સાથે સલાહ કરી, અને સિંધીઆ, હોલકર અને બળવાન રજપૂત રાજ્યો જોડે સધિ કરી એ પ્રમાણે દેશમા સુલેહશાન્તિ સ્થાપી હિંદમા અગ્રેજોની સત્તા સજ્જડ કરી તેના વખતમા ઈ સ ૧૮૧૭ મા કલકત્તામા હિંદુ છોકરાઓને યુરોપી તથા એશિયાઈ ભાષાનુ તથા વિજ્ઞાનનુ શિક્ષણ આપવા **હિંદુ કૉલેજ** સ્થાપવામા આવી

**લૉર્ડ ઍમ્હર્સ્ટ**—ઈ સ ૧૮૨૩ મા લૉર્ડ ઍમ્હર્સ્ટ ગવર્નર જનરલ તરીકે આવ્યો આવતાની વારમા જ એને બે વિગ્રહમા ઊતરવુ પડ્યુ

**પહેલો બ્રહ્મી વિગ્રહ**—ઈ સ. ૧૮૨૪–૧૮૨૬—બ્રહ્મદેશના રાજાએ આરાકાન જીતી લઈ ત્યાના લોકો પર એટલો બધો જુલમ ગુજાર્યો કે તેઓને આરાકાન છોડી અગ્રેજોને શરણે જવુ પડ્યુ વળી તેણે બગાળાની સરહદ પર આવેલો આસામ પ્રાત કબજે કર્યો અને શાહપુરી ટાપુને સર કરી તે ટાપુના રક્ષણાર્થે રાખેલા અગ્રેજ સિપાઈઓને હાંકી કાઢ્યા એ ઉપરાત તેણે પોતાના સેનાપતિને મોટુ સૈન્ય આપી અગ્રેજોને બગાળામાથી નસાડી મૂકવા તથા બગાળાના ગવર્નર જનરલ લૉર્ડ ઍમ્હર્સ્ટને સોનાની સાકળોથી બાધી પોતાની રાજધાની આવામા લઈ આવવા માટે મોકલ્યો આથી લૉર્ડ ઍમ્હર્સ્ટે લડાઈ શરૂ કરી તેણે દરિયા તેમ જ જમીનમાર્ગે બે લશ્કરની ટુકડીઓ મોકલી પહેલી ટુકડીએ આસામમા જઈ મણિપુર કબજે

કર્યું ત્યારબાદ મદ્રાસથી નીકળેલી ટુકડી આને મળી આ બન્ને સૈન્યોએ ભેગા થઈ રંગુન તરફ કૂચ કરી પણ ત્યા પહોચતા તેઓને માલમ પડ્યુ કે બ્રહ્મી સૈન્યે તે ખાલી કર્યું હતુ આ વાતની બ્રહ્મદેશના રાજાને ખબર પડી કે તરત જ તેણે મહાબંદુલાને ઉત્તરમાંથી બોલાવી સૈન્ય આપી અંગ્રેજોને હાંકી કાઢવા મોકલ્યો મહાબંદુલાને અંગ્રેજો સાથે દોનાબ્યુ આગળ લડાઈ થઈ તેમા તે ગોળીના બાણથી ઘવાઈને અચાનક મરણ પામ્યો તેથી તેનુ સૈન્ય ભયભીત થઈ રણભૂમિમાથી નાઠુ અંગ્રેજોએ દોનાબ્યુ અને પ્રોમ લીધા અને તેઓ આવા પાસે આવી પહોચ્યા આથી ગભરાઈને બ્રહ્મદેશના રાજાએ સુલેહની માગણી કરી ઈ સ ૧૮૨૬ મા તેની સાથે **યાંદુબાના કોલકરાર** થયા આથી લડાઈનો અંત આવ્યો આસામ, આરાકાન અને તેનાસરીમના પ્રાંતો અંગ્રેજોને સ્વાધીન કરવામા આવ્યા. એક બ્રિટિશ રેસિડન્ટને આવામા રાખવામા આવ્યો, અને લડાઈના ખર્ચ બદલ બ્રહ્મદેશના રાજાએ એક કરોડ રૂપીઆ આપવાનુ વચન આપ્યુ આ જીતથી અંગ્રેજોને વેપાર કરવાની સ્વતંત્રતા મળી

**ભરતપુરની લડાઈ**—ઈ સ ૧૮૦૪ મા અંગ્રેજોએ ભરતપુરને ઘેરો ઘાલ્યો હતો ત્યારપછી ફરીથી પણ પાછો ઘેરો ઘાલવામા આવ્યો હતો પણ બન્ને વખતે તેઓ આ કિલ્લો જીતી શક્યા ન હતા કિલ્લો અજિત કહેવાતો હતો ઈ સ ૧૮૨૬ મા ભરતપુરનો રાજા બલદેવસિંહ મરણ પામ્યો, અને તેના ૬ વર્ષના પુત્રને ગાદીએ બેસાડવામા આવ્યો અંગ્રેજોએ આ વાત કબૂલ રાખી હતી પણ આ જ અરસામા દુર્જનશાલ નામના કોઈ ત્રાહિત સરદારે બાળક રાજાને, તેની માને, અને સૈન્યને પોતાના કબજામા લઈ રાજ્યનો કબજો કર્યો. અંગ્રેજોએ દુર્જનશાલને આમ નહિ કરવા ફરમાવ્યુ તેણે અંગ્રેજોની આજ્ઞાનો અસ્વીકાર કર્યો એટલે તરત જ લૉર્ડ ઍમ્હર્સ્ટે લૉર્ડ કૉમ્બરમીઅરને સૈન્યની એક ટુકડી આપી દુર્જનશાલને પદભ્રષ્ટ કરી ખરા વારસને ગાદી આપવાનુ કહી મોકલ્યો. તરત જ તેણે તોપોના મારાથી ભરતપુરનો અજિત ગણાતો કોટ તોડી પાડ્યો ત્યારપછી દુર્જનશાલને કેદ કરી પ્રયાગ મોકલવામા આવ્યો,

બલદેવસિંહને ગાદીએ બેસાડવામા આવ્યો, અને રાજ્યમા સુલેહ સ્થાપવા માટે એક બ્રિટિશ રેસિડંટ પણ રાખવામા આવ્યો.



રાજા રામમોહન રાય

ઍમ્હર્સ્ટે હિંદીઓના શિક્ષણ માટે શાળાઓ તેમ જ કૉલેજ સ્થાપી એના સમયમા સુપ્રસિદ્ધ સમાજસુધારક રાજા રામમોહન રાય

થઈ ગયા, જેણે **બ્રાહ્મો સમાજ** નામની એક ધાર્મિક સંસ્થા સ્થાપી. ઈ. સ. ૧૮૨૭ માં લૉર્ડ ઍમ્હર્સ્ટે આગ્રામાં એક ભવ્ય દરબાર ભર્યો. જેમાં સઘળા રજપૂતાનાના રાજાઓ એકઠા થયા. લૉર્ડ ઍમ્હર્સ્ટના અમલમા ઘણા નામાંકિત અંગ્રેજ અમલદારો થઈ ગયા, જેવા કે **સર થોમસ મન્રો** જેણે મદ્રાસમાં જમીન મહેસૂલની 'રૈયતવારી પદ્ધતિ' દાખલ કરી; અને **માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન** જેણે મુંબઈમાં રૈયતવારી, જમીનદારી આદિ મિશ્ર પદ્ધતિઓ દાખલ કરી તથા મુંબઈમા અંગ્રેજી તેમ જ દેશી કેળવણી માટે યોજના કરી.

# પ્રકરણ ૪૭

## લૉર્ડ વિલિયમ બેન્ટિક, સર ચાર્લ્સ મેટકાફ, લૉર્ડ ઑકલંડ, લૉર્ડ એલનબરો, અને લૉર્ડ હાર્ડિંગ

**લૉર્ડ વિલિયમ બેન્ટિક**—ઈ. સ. ૧૮૨૮ મા લૉર્ડ વિલિયમ બેન્ટિક ગવર્નર જનરલ તરીકે હિંદ આવ્યો. એ પહેલાં ઈ. સ. ૧૮૦૩ મા મદ્રાસના ગવર્નર તરીકે હિંદ આવ્યો હતો; પણ વેલોરના બંડથી એના નામને ઘણું જ કલક લાગ્યું હતુ. આથી એને ઈંગ્લંડ બોલાવી લેવામા આવ્યો હતો. પણ ત્યાં જઈ સ્પેન, ઈટલિ વગેરે દેશોમાં એણે પોતાની શક્તિનુ ભાન કરાવ્યું હતુ. આથી અંગ્રેજ સરકારે એની સેવાની કદર કરી એને હિંદ ફરીથી મોકલાવ્યો.


લૉર્ડ વિલિયમ બેન્ટિક

એની ૮ વર્ષની કારકિર્દીમા એક પણ યુદ્ધ થવા પામ્યુ નહિ તેથી એણે પોતાનો સઘળો વખત હિંદમા સામાજિક, રાજકીય તેમજ કેળવણી-વિષયક સુધારા દાખલ કરવામા ગાળ્યો.

**ઠગ લોકો**—આ સમયે હિંદુસ્તાનમા લૂટારાઓ, ધાડપાડુઓ અને ઠગોનું પ્રમાણ ઘણું જ વધી ગયુ હતુ. આ લોકો રસ્તાઓ ઘેરી મુસાફરો તેમ જ જાત્રાળુઓને સખત ત્રાસ આપતા હતા આથી લોકો નિર્ભયપણે મુસાફરી કરી શકતા નહિ. આ ઉપરાન્ત તેઓ ધનિકોની ખોળ કરી ધોળે દહાડે ને રાત્રે બળતી મસાલ લઈ ઘરમા ઘૂસી જઈ ઘરધણીને બિવાવી તેનું સર્વસ્વ લૂટી જતા. પણ આ કરતાં વિશેષ

ચાલાક ઠગ લોકો હતા મુખ્યત્વે કરીને અયોધ્યા, બુંદેલખંડ, અને રજપૂતાનામા તે ફેલાઈ ગયા હતા તેઓ ગામડીઆનો પોશાક પહેરતા અને નાની ટોળીઓમા વહેંચાઈ જતા તેમણે પોતાની જુદી જ ભાષા રાખી હતી તેઓ મુસાફરોનો ઢોંગ કરી ગમે જતા આવતા મુસાફરો સાથે મૈત્રી સાધી સાથે મુસાફરીમા જોડાતા, અને એકાંત સ્થાન આવેલું જોઈ તરત જ પોતાના મુસાફરોને તેમની ડોકમા ફાંસો ઘાલી મારી નાખતા આ સર્વ લોકો જ્યા ત્યા હાહાકાર તેમજ કેર વર્તાવી રહ્યા હતા લૉર્ડ વિલિયમ બેન્ટિંકે આ ત્રાસ મટાડવાનુ કામ એટલુ બધુ સંતોષકારક રીતે પાર પાડ્યુ કે જ્યારે બેન્ટિંક હિંદ છોડી ગયો ત્યારે લૂંટારા, ધાડપાડુઓ તથા ઠગોનો નાસ તદ્દન મટી ગયો હતો, લોકો નિર્ભયપણે મુસાફરી કરી શકતા હતા, અને દેશમા શાંતિ પ્રસરી રહી હતી

સુધારા—હિંદુઓમા સ્ત્રીને તેના મૃત પતિ સાથે જીવતી બાળી મારી સતી થવાનો રિવાજ હતો આ ઘાતકી ચાલને નષ્ટ કરવા મુગલ શહેનશાહ અકબરે ઘણા પ્રયાસો કર્યા હતા, પણ તેને તેમા ફતેહ મળી ન હતી આમ દરેક પ્રાંતમા દર વર્ષે હજારો સ્ત્રીઓ સતી થતી હતી કહેવાય છે કે ઈ સ ૧૮૧૭ મા કેવળ બંગાળા ઇલાકામા ૭૦૦ સ્ત્રીઓ સતી થઈ હતી આ રિવાજ દૂર કરવા માટે લૉર્ડ બેન્ટિંકે એક કાયદો પસાર કર્યો, અને જે એ રિવાજને ઉત્તેજન આપતા તેમને સખત શિક્ષા કરવામા આવી આથી આ દુષ્ટ રિવાજ હિંદુસ્તાનમાથી હમેશને માટે નીકળી ગયો

લૉર્ડ વિલિયમ બેન્ટિંકે દેશી સિપાઈઓની નોકરીની કદર કરી તેઓના પગારમા વધારો કરી આપ્યો તેમ જ તેઓને મારવાની શિક્ષા પણ બંધ કરી આથી એણે દેશી સિપાઈઓનો માનમરતબો વધાર્યો વળી એણે અંગ્રેજ ન્યાયાધીશોને બદલે દેશીઓને નીમ્યા અને બીજા મોટા હોદ્દા ઉપર દેશીઓને નીમવા માંડ્યા

ઈ સ ૧૮૩૩ મા પાર્લમેન્ટે કંપનીની સનદ નવી કરી આપતી વખતે કંપનીનો ચીન સાથે વેપારનો ઇજારો પણ લઈ લીધો અને તેને બિલકુલ વેપાર કરવાની મના કરી, તેથી તે વેપારી સંસ્થા મટી કેવળ રાજકીય સંસ્થા થઈ બંગાળાના ગવર્નર જનરલને હિંદુસ્તાનનો

ગવર્નર જનરલ બનાવવામા આવ્યો વળી જાહેર કરવામા આવ્યુ કે "કોઈ પણ ભારત વાસીને ધર્મ, જાતિ, વર્ણ, જન્મસ્થાનનો ભેદ ન ગણતા લાયકાત પ્રમાણે સરકારી હોદ્દા પર નીમવામા આવશે"

હિંદીઓને સરકારી હોદ્દા પર દાખલ કરવાનુ ઠરવાથી તેમને અંગ્રેજી ભાષા જાણવાની જરૂર પડી લૉર્ડ વિલિયમ બેન્ટિંકે પોતાની કાઉન્સિલના સભાસદ પ્રખ્યાત મેકૉલેની સલાહથી સંસ્કૃત તથા અરબી ભાષાના શિક્ષણને બાજુએ મૂકી અંગ્રેજી શિક્ષણને ઉત્તેજન આપવાનુ જાહેર કર્યું વળી તેણે સરકારી કામકાજમા ફારસીને બદલે દેશી ભાષાઓ વાપરવાનુ ઠરાવ્યુ આ ઉપરાત તેણે છાપખાના તેમ જ વર્તમાનપત્રકારોને પણ ઘણી સ્વતત્રતા આપી અને કલકત્તા તથા મદ્રાસમા દાક્તરી કૉલેજ સ્થાપી

લૉર્ડ વિલિયમ બેન્ટિંકે મૈસૂર, કૂર્ગ, અને કાચરના રાજ્યો ખાલસા કર્યા મૈસૂરના રાજાએ લોકોને સખત ત્રાસ આપ્યો તેથી પ્રજાએ બડ કર્યું, પણ અંગ્રેજોએ આ બડ સમાવી દીધુ અને રાજાને વર્ષાસન બાધી આપી મૈસૂરને અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધુ કૂર્ગના રાજાએ પોતાના સગાવહાલાને મારી નાખ્યા અને લોકોના પ્રાણ લેવામા તે આનદ માનતો હતો આથી બેન્ટિંકે તેને ધમકી આપી પણ તેથી તે શાન્ત ન થતા તેણે અંગ્રેજો સામે બળવો કર્યો આથી તેને પદભ્રષ્ટ કરવામા આવ્યો, અને કોઈ પણ ગાદીનો વારસ ન હોવાથી ઈ સ ૧૮૩૪ મા કૂર્ગ પ્રાત અંગ્રેજોએ પોતાના રાજ્ય સાથે જોડી દીધો કાચરનો રાજા ગોવિંદસિંહ અપુત્ર મરણ પામવાથી ઈ સ ૧૮૩૦ મા તેનુ રાજ્ય ખાલસા કરવામા આવ્યુ

આમ એણે સર્વમાન્ય સુધારાઓ દાખલ કરી હિંદુસ્તાનનો રાજ્ય કારભાર નીતિ, ન્યાય તેમજ ઉદારવૃત્તિથી ચલાવ્યો

**સર ચાર્લ્સ મેટકાફ**—ઈ સ ૧૮૩૫ મા લૉર્ડ વિલિયમ બેન્ટિક વિલાયત જવાથી વાયવ્ય પ્રાતના લેફ્ટનન્ટ ગવર્નર સર ચાર્લ્સ મેટકાફને હિંદના કામચલાઉ ગવર્નર જનરલ તરીકે નીમવામા આવ્યો હિંદુસ્તાનમા ઘણા વર્ષ સુધી રહેલો હોવાથી એને હિંદનો ઘણો સારો અનુભવ હતો એણે હિંદના વર્તમાનપત્રો અને છાપખાનાંને છૂટ આપી કોઈ પણ માણસને સામા માણસની લાગણી ન દુભાય તથા અંગત ટીકા

ન થાય એવી શરતે ગમે તેવી જાતના લખાણો લખવાની તેમ જ છાપવાની સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવી એના આ સુધારાથી આખી અંગ્રેજ પ્રજા તેમ જ બ્રિટિશ સરકાર એના પર ગુસ્સે ભરાઈ અને તરત જ એની પાસેથી સત્તા લઈ લેવામાં આવી, અને આવા વર્તન માટે એને ગવર્નરની પણ પદવી ન આપતા એક સાધારણ કમિશનર બનાવવામાં આવ્યો આવું અપમાન થવાથી સર ચાર્લ્સ મેટકાફ નિરાશ થઈ ઇંગ્લંડ ચાલ્યો ગયો ઈ સ ૧૮૩૬ મા ઇંગ્લંડ ગયા પછી ઈ સ ૧૮૪૨ મા એને કૅનડાનો ગવર્નર જનરલ બનાવી લૉર્ડની પદવી એનાયત કરવામાં આવી હતી

લૉર્ડ ઑકલૅંડ—ઈ સ ૧૮૩૬ મા લૉર્ડ ઑકલંડ ગવર્નર જનરલ તરીકે હિંદ આવ્યો ત્યારે હિંદમા બેન્ટિકના સુધારાઓથી શાન્તિ પ્રસરી રહી હતી લૉર્ડ ઑકલંડની મરજી પણ દેશમા સુલેહશાન્તિ જાળવવાની હતી છતા એના વખતમા અફઘાનિસ્તાન સાથે લડાઈ થઈ


લૉર્ડ ઑકલંડ

પહેલો અફઘાન વિગ્રહ—ઈ સ ૧૮૩૬ મા અફઘાનિસ્તાનની ગાદીના બે વારસ હતા એક શાહસુજા અને બીજો દોસ્ત મહમદ દોસ્તમહમદે શાહસુજાને કાબુલમાંથી નસાડી મૂકી ગાદી મેળવી આથી શાહસુજા હિંદ નાસી આવી અંગ્રેજોને શરણે રહ્યો આ વખતે અફઘાનિસ્તાનની સ્થિતિ ઘણી જ વિચિત્ર હતી કંદહાર દુરાની વંશના રાજાના, હેરાત બરાનીઓના અને કાશ્મીર તેમ જ પેશાવર રણજિતસિંહના તાબામા હતા દોસ્તમહમદે પેશાવર અને કાશ્મીર રણજિતસિંહ પાસેથી પાછા મેળવવા અંગ્રેજોની મદદ માગી પણ એ મદદ ન મળવાથી તેણે રશિયનોને મદદ માટે વિનતિ

કરી આથી ભયભીત થઈ લૉર્ડ ઑકલડે રણજિતસિહ અને શાહસુજાને સાથે રાખી શાહસુજાને ગાદીએ બેસાડવા લડાઈ શરૂ કરી. તરત જ બ્રિટિશ સૈન્યે અફઘાનિસ્તાન તરફ કૂચ કરી કદહાર, ગિઝની તથા કાબુલ છતી લીધા, અને શાહસુજાને ગાદી આપી અમીર બનાવ્યો, અને દોસ્તમહમદ શરણે આવ્યાથી તેને કલકત્તે મોકલાવ્યો. આમ છતા શાહસુજા સુખેથી રાજ્ય કરી શક્યો નહિ. તેથી તેને મદદ કરવા સારુ સર વિલ્યમ મૅકનૉટન નામના એક અગ્રેજ અમલદારને કાબુલ મોકલવામા આવ્યો, પણ દોસ્તમહમદનો છોકરો અકબરખાન શાહ સુજાને ગાદી મળી તે સાખી શક્યો નહિ તેથી તેણે સઘળા અફઘા નોને પોતાના પક્ષમા લઈ તરત જ બડ કર્યુ અકબરખાને મૅકનૉટનને મારી નાખી તેના ટુકડે ટુકડા કરી નાખ્યા આથી ત્યાના અગ્રેજ ટુકડીના સરદારે હિંદ પાછા ફરવાનુ યોગ્ય ધાર્યું અફઘાન સરદારોએ તેઓને કઈ પણ ત્રાસ ન આપવાનુ વચન આપ્યુ, તેથી આ ટુકડી તેઓ પર વિશ્વાસ રાખી જેવી કાબુલના ઘાટમા આવી કે તરત જ અફઘાનોએ ડુગર ઉપરથી મોટા પથરા ગબડાવી પાડી તથા બદૂકનો બાર કરી સઘળા માણસોનો નાશ કર્યો ફક્ત ડૉ. બ્રાઇડ એકલો જીવતા પામ્યો, જેણે આ દુખદ સમાચાર જલાલાબાદ જઈને સભાળવ્યા. આ દુખદાયક સમાચાર ઇગ્લડ પહોચ્યા કે તરત જ ત્યાની સરકારે લૉર્ડ ઑકલડને બોલાવી લીધો, અને તેની જગાએ લડાઈનો અત આણવાની સલાહ આપી લૉર્ડ એલનબરોને ગવર્નર જનરલ તરીકે હિંદ મોકલ્યો

**લૉર્ડ એલનબરો**—ઈ સ ૧૮૪૨ મા લૉર્ડ એલનબરો ગવર્નર જનરલ તરીકે હિંદ આવ્યો અગ્રેજોનો અફઘાનોએ પરાભવ કર્યો તેથી તેમની ખબર લેવા એને મોકલવામા આવ્યો હતો એથી એણે આવતાની સાથે જ જનરલ પૉલૉકની સરદારી હેઠળ એક જબરૂ સૈન્ય મોકલાવ્યુ અફઘાનિસ્તાનમા અગ્રેજ સૈન્યની બે નાની ટુકડીઓ જનરલ સૅમર્સ અને જનરલ નૉટની સરદારી હેઠળ હતી ખૈબર-ઘાટમા થઈને જનરલ પૉલૉક જલાલાબાદ જઈ જનરલ સેલને મદદ આપી. જનરલ સેલ અને નૉટ પૉલૉકની મદદ મળતાં

કાબુલ કબજે કર્યું અને અકબરખાનને હરાવી નસાડી મૂક્યો દરમ્યાન શાહસુજાને અકબરખાનના માણસોએ મારી નાખ્યાથી અંગ્રેજ સૈન્ય હિંદ પાછું ફર્યું અને અંગ્રેજોએ દોસ્તમહમદને બીજી શરતે છોડી મૂકી કાબુલની ગાદીએ ફરીથી બેસવા દીધો આ વિગ્રહથી અંગ્રેજોને કાંઈ પણ લાભ થયો નહિ ઊલટા માણસો અને પૈસાનો વ્યર્થ વ્યય થયો જે હેતુથી આ યુદ્ધ થયું હતું તે હેતુ અંગ્રેજો બર લાવી શક્યા નહિ વળી રશિયન ચઢાઈની બીક પાયા વગરની હતી

**સિંધ સાથેની લડાઈ**—અફઘાન વિગ્રહને પરિણામે જ સિંધ સાથેની લડાઈ થવા પામી સિંધુ નદી તેમ જ સિંધના રસ્તાઓ લડાઈના કામ માટે અંગ્રેજોએ નહિ વાપરવા એવો સિંધના મીરો સાથે કરાર હોવા છતાં તેમણે તે અફઘાન વિગ્રહ વખતે લડાઈના કામ માટે વાપર્યાં, તેથી **મીરોએ** વાંધો ઉઠાવ્યો ને તેમની સાથે લડાઈ જાગી તેમાં મીરના લશ્કરે અંગ્રેજ રેસિડેન્ટ ઑટ્રામના ઉપર હુમલો કરી તેને નસાડી મૂક્યો પણ સર ચાર્લ્સ નેપીઅરે ઈ સ ૧૮૪૩ માં મીરોના સૈન્યને **મિયાની** અને દાબુ (હૈદરાબાદ)ની બે જંગી લડાઈમાં મારી હરાવ્યું આ જીતથી અંગ્રેજોએ મીરોને પદભ્રષ્ટ કર્યા અને સિંધને બ્રિટિશ રાજ્યો સાથે જોડી દીધો સિંધવિગ્રહ અને તેને પરિણામે થતું સિંધનું બ્રિટિશ રાજ્યની સાથે જોડાણ એ બંનેનો બચાવ કરવો મુશ્કેલ છે

ગ્વાલિયરના રાજા દોલતરાવ સિંધીઆનો પુત્ર જનકોજી સિંધીઆ ઈ સ ૧૮૪૩ માં અપુત્ર મરણ પામ્યો એના મરણ પછી એની વિધવા રાણી તારાબાઈએ જયાજીરાવને દત્તક લીધો, પણ આ પુત્રના સંરક્ષણ વિષે રાણી અને અંગ્રેજો વચ્ચે તકરાર પડી અંતે રાણીએ દાદાખાસગીને સરદાર નીમી અંગ્રેજો સાથે યુદ્ધ આરંભ્યું અંગ્રેજ સૈન્યે આગ્રાથી કૂચ કરી ગ્વાલિયરના સૈન્યને ઈ સ ૧૮૪૩ માં **મહારાજપુર** અને **પનિયાર**ની લડાઈમાં હરાવ્યું ગ્વાલિયરના સૈન્યે ઘણી જ વીરતા અને બહાદુરી બતાવી, પણ અંગ્રેજોના તોપખાના સામે તે ફાવ્યું નહિ લૉર્ડ એલનબરોએ છ સરદાર આગેવાનોની એક સભા નીમી તેને જયાજીરાવ ઉમરે

પહોચે ત્યા સુધી રાજ્યકારભાર સોપ્યો, અને ગ્વાલિયરનું સૈન્ય ઘટાડીને ત્યા સુલેહશાન્તિ જાળવવાને એક અંગ્રેજ સૈન્ય રાખ્યુ ગ્વાલિયરના સિંધીઆ રાજાઓ ત્યારથી અંગ્રેજોને વફાદાર રહ્યા છે

એલનબરોના સમયમા ગુનામગીરીની પદ્ધતિ બંધ કરવાનો કાયદો પસાર થયો

**લૉર્ડ હાર્ડિંગ—પહેલો શીખ વિગ્રહ**—ઈ સ ૧૮૪૪ મા લૉર્ડ હાર્ડિંગ ગવર્નર જનરલ તરીકે હિંદ આવ્યો આ વખતે પંજાબમા રણજિતસિંહનો સગીર છોકરો ગાદી પર હતો તેનાથી રણજિતસિંહનુ કેળવાયલુ લશ્કર વશ રહ્યુ નહિ તેથી તેણે તેને દિલ્લી શહેર કબજે કરી તે લૂટવાનુ ફરમાવ્યુ ઈ સ ૧૮૪૫ મા શીખ સૈન્યે સતલજ નદી ઓળગી **મુદકી** તરફ કૂચ કરી ત્યા અંગ્રેજો સાથે તેને યુદ્ધ થયુ પણ તેને અંગ્રેજ સૈન્યે હરાવ્યુ ત્યાર બાદ સતલજથી દસ માઈલ પર આવેલા **ફિરોજપુર**મા પણ તેણે તેને હરાવ્યુ પણ અંગ્રેજોનુ નવુ સૈન્ય આવતા ઢીલ થવાથી શીખ સૈન્યે તેનો લાભ લઈ અંગ્રેજી લશ્કરી સરંજામ કબજે કર્યો પરતુ આ જીત વધુ વખત ટકવા પામી નહિ ઈ સ ૧૮૪૬ મા અંગ્રેજોએ ફરીથી તેને **અલિવાલ** અને **સોબ્રાઅન** આગળ હરાવી સતલજને પેલે પાર નસાડી મૂકયુ **લાહોરના કોલકરારથી** આ પહેલા શીખ વિગ્રહનો અત આવ્યો પંજાબનો રાની અને સતલજનો પ્રદેશ અંગ્રેજોને સ્વાધીન કરવામા આવ્યો લડાઈના ખર્ચ બદલ અંગ્રેજોને દોઢ કરોડ રૂપીઆ મળ્યા શીખ સૈન્ય ઘટાડી ૨૦૦૦૦ નુ રાખવામા આવ્યુ અને તેની સઘળી તોપો અંગ્રેજોને સ્વાધીન કરવામા આવી રણજિતસિંહનો કાશ્મીરનો ગવર્નર રાજા ગુલાબસિંહ હતો તેની પાસેથી એક કરોડ રૂપીઆ લઈ તેને કાશ્મીરનો સ્વતંત્ર રાજા બનાવ્યો પંજાબમા શાન્તિ સ્થાપવા ત્યા અંગ્રેજ સેના રાખવામા આવી, અને ત્યા બ્રિટિશ રેસિડન્ટ તરીકે સર હેનરી લૉરેન્સને નીમવામા આવ્યો રણજિતસિંહના પુત્ર ધુલિપસિંહને પંજાબનો રાજા બનાવ્યો પણ એની બાળવયને લીધે રાજ્યનો કારભાર એક કાઉન્સિલને સોપવામા આવ્યો આ સભાને રેસિડન્ટની આજ્ઞા

પ્રમાણે વર્તવાનું હતું. આમ પંજાબમાં અંગ્રેજોની સત્તા જામી.

સુધારા—હેન્રી લૉરેન્સ અને જૉન લૉરેન્સ તેમજ બીજા અંગ્રેજ અમલદારોની મદદથી લૉર્ડ ડાલ્હાઉઝીએ પંજાબમાં ઘણા સુધારા દાખલ કર્યા. જમીન મહેસૂલની સખત પદ્ધતિમાં ફેરફાર કરી તેણે લોકોને સુખી કર્યા અને તેમના પર થતો જુલમ અટકાવ્યો. દેશી રાજાઓને તેઓના રાજ્યમાંથી સતી થવાનો રિવાજ તદ્દન બંધ કરવા એણે સૂચના આપી. રેલવેની શરૂઆત એનાજ વખતમાં થઈ. ખેતીવાડીના ઉત્તેજનાર્થે ગંગા નદીની નહેર ખોદાવવાનું શરૂ કર્યું. સૈન્યમાં ઘટાડો કરી ખર્ચ ઓછો કર્યો. આ ઉપરાંત કેળવણીના પ્રચાર માટે ઘણા પ્રયાસો કર્યા, અને જાહેર કર્યું કે અંગ્રેજી શિક્ષણ પામેલાઓને સરકારી હોદ્દાઓ આપવામાં આવશે. આથી આપણા દેશની શાળાઓમાં પરીક્ષાપદ્ધતિ દાખલ થઈ. મીઠાનો કર દર મણે ૩૩ રૂપીઆ હતો તે ઘટાડીને ૩ રૂપીઆ રાખ્યો. જૂના મંદિરો, ઇમારતો તેમજ એવાં બીજા પુરાણા સ્મારકોના રક્ષણ માટે સારી ગોઠવણ કરી. તારના દોરડા નખાવ્યા. અંગ્રેજ સૈન્યની સંખ્યા કમી કરી તેના ખર્ચમાં પણ ઘટાડો કર્યો.

# પ્રકરણ ૪૮

## લૉર્ડ ડૅલહાઉસી

ઈ સ ૧૮૪૮ મા લૉર્ડ ડૅલહાઉસી ગવર્નર જનરલ તરીકે હિંદ આવ્યો હિંદમા બ્રિટિશ રાજ્યની ઇમારતનો પાયો લૉર્ડ ક્લાઇવે અને વૉરન હેસ્ટિગ્સે નાખ્યો, તેના પર ચણતર ને બાંધણી લૉર્ડ વેલેસ્લી અને લૉર્ડ હેસ્ટિંગ્સે કરી, અને અધૂરુ રહેલુ કામ લૉર્ડ ડૅલહાઉસીએ પૂરુ કર્યુ હિંદના અનેક જાતના લોકોને તથા પ્રાંતોને એક રાજ્યના છત્ર નીચે લાવી એણે હાલનુ બ્રિટિશ હિંદુસ્તાન હયાતીમા આણ્યુ



લૉર્ડ ડૅલહાઉસી

**બીજો શીખ વિગ્રહ**—પહેલી વખતના યુદ્ધમા શીખોનો પરાભવ થયો હતો છતા તેમનામાથી સ્વત ત્રતાનો અગ્નિ બુઝાયો ન હતો આથી લૉર્ડ ડૅલહાઉસીને થોડા જ સમયમા શીખ લોકો સાથે વિગ્રહમા ઊતરવુ પડ્યુ મુલતાનના હાકેમ મૂળરાજને પોતાની હાકેમ તરીકેની નિમણૂક વખતે આપવાના નજરાણા બાબત તકરાર થવાથી તેણે પોતાના હોદ્દાનુ રાજીનામુ આપ્યુ તેની જગ્યાએ નવો હાકેમ નીમવા માટે જે અંગ્રેજ અમલદારોને મોકલવામા આવ્યા તેમને તેણે મારી નખાવ્યા અને તરત જ સત્તા હાથમા લઈ અંગ્રેજો સાથે યુદ્ધ શરૂ કર્યુ આથી અંગ્રેજોએ મુલતાન પર હલ્લો કર્યો, પણ આ સમાચાર સાભળી શીખ સૈન્યના માણસો મૂળરાજને આવી મળ્યા, અને ઈ સ ૧૮૪૯ મા તેઓએ અંગ્રેજો પર ચઢાઈ કરી તેમને મારી હઠાવ્યા હવે શીખો

જોર પર આવ્યા, પણ તરત જ અંગ્રેજ સૈન્યે મુલતાનને ઘેરો ઘાલ્યો મૂળરાજ બહાદુરીથી લડ્યો, તોપણ મુલતાન અંગ્રેજોને હાથ ગયું **ચિલિયનવાલાની** લડાઈમાં શીખો પાછા હઠ્યા, પણ બ્રિટિશોના પણ ૨,૦૦૦ માણસો માર્યા ગયા ત્યારપછી તરત જ ગુજરાતની લડાઈ થઈ તેમાં શીખોને સંપૂર્ણ હાર મળી આ લડાઈને પરિણામે લૉર્ડ ડેલહાઉસીએ ઈ સ ૧૮૪૯ માં પંજાબ ખાલસા કરી રાજા દુલિપસિંહને વર્ષાસન બાંધી આપી ઈંગ્લાંડ મોકલ્યો મૂળરાજને બ્રિટિશ અમલદારોના ખૂન કરવાના ગુનાહ બદલ હદપારીની કેદમાં પૂર્યો આમ પંજાબમાંથી સ્વતંત્રતાનો નાશ થયો સર જૉન લૉરેન્સને પંજાબનો સઘળો વહીવટ સોંપવામાં આવ્યો તેણે શીખોને અંગ્રેજ સૈન્યમાં દાખલ કરી એક બળવાન લશ્કર બનાવ્યું, પંજાબની જમીનની માપણી કરાવી ચોક્કસ મહેસૂલ લેવાનું ઠરાવ્યું, અને શીખો પાસેથી હથિયાર લઈ તેઓને ખેડૂતો બનાવ્યા જમીનની ઊપજનો ચોથો ભાગ લેવાનો ઠરાવ્યો પંજાબમાંથી ચોરી તેમજ લૂંટફાટનો ભય દૂર કર્યો સતીનો રિવાજ પણ અટકાવ્યો જતા આવતા માલ ઉપર લેવાતા કરો બંધ કર્યા પાકા રસ્તાઓ બંધાવી તથા નહેરો ખોદાવી પંજાબનો વેપાર વધાર્યો, અને ત્યાં શાળાઓ પણ ખોલી આમ સર જૉન લૉરેન્સની દેખરેખ હેઠળ પંજાબમાં સુવ્યવસ્થા થઈ અને શીખો અંગ્રેજોને વફાદાર થયા

**બીજો બ્રહ્મી વિગ્રહ—ઈ. સ. ૧૮૫૨**—આ વિગ્રહ બ્રહ્મી લોકોની અંગ્રેજ વેપારીઓ સાથેની ગેરવર્તણૂકને લીધે થયો બ્રહ્મી લોકોએ રંગુનમાં અંગ્રેજ અમલદારને કેદ કર્યા, અને જ્યારે આમ કરવાનું કારણ તેઓને પૂછાવવામાં આવ્યું, ત્યારે જે માણસને મોકલવામાં આવ્યો હતો તેનું અપમાન કરી તેને મારી નાખવાનો પ્રયત્ન કર્યો ડેલહાઉસીએ આથી બ્રહ્મીઓ સાથે તરત યુદ્ધ શરૂ કર્યું અંગ્રેજ લશ્કરે રંગુન ઉપર હલ્લો કરી તે કબજે કર્યું અને મર્તબાન અને પેગુમાંથી બ્રહ્મી લશ્કરને ઉત્તર બ્રહ્મદેશમાં નસાડી મૂક્યું આ સમયે બ્રહ્મદેશનો રાજા મરણ પામ્યો, અને તેની જગાએ નવો રાજા આવ્યો તેણે અંગ્રેજો સાથે સલાહ કરવાની ના પાડવાથી તેના પેગુ પ્રાંતને અંગ્રેજી રાજ્યમાં જોડી

દેવામાં આવ્યો, અને તેમાં આરાકાન અને તેનાસરીમ પ્રાન્તો ઉમેરી ઈ. સ. ૧૮૫૩ માં તેને બ્રિટિશ બ્રહ્મદેશ કે લોઅર બર્માનું નામ આપી તેના ઉપર ચીફ કમિશનરની નિમણુક કરવામાં આવી.

**ખાલસા કરેલાં રાજ્યો**—આ ઉપરાંત જે દેશી રાજાઓનું રાજ્ય અસંતોષકારક જણાયું તેઓને પદભ્રષ્ટ કરી તેમના રાજ્યોને બ્રિટિશ રાજ્યમાં જોડી દેવામાં આવ્યાં. બ્રિટિશ રાજ્યોનો વિસ્તાર સંપૂર્ણ કરવાના હેતુથી એણે આ પગલું ભર્યું. લૉર્ડ વિલિયમ બેન્ટિક અને લૉર્ડ હાર્ડિંગના સમયમા રાજ્ય છીનવી લેવાની અયોધ્યાના નવાબને વારવાર ધમકી આપવામા આવી હતી, પણ આ ધમકી ન ગણતા તે ઘણો જ જુલમ ગુજારતો ગયો. આથી ત્યાની રૈયતના રક્ષણ ખાતર લૉર્ડ ડૅલહાઉસીએ અયોધ્યા પ્રાંત ખાલસા કર્યો અને નવાબને ૧૨ લાખ રૂપીઆનુ વર્ષાસન બાધી આપી કલકત્તે મોકલાવ્યો.

આ ઉપરાત જે દેશી રાજાઓ પુત્ર વિના મરણ પામતા તેનાં રાજ્ય તેના દત્તક પુત્રને ન આપતા ડૅલહાઉસીએ ખાલસા કર્યાં. ઘણા રાજાઓને દત્તક પુત્ર લેવાની પણ એણે મના કરી. એણે જણાવ્યુ કે કોઈ પણ હિંદુ રાજા અપુત્ર મરી જાય તો તેનુ રાજ્ય કાયદેસર સાર્વભૌમ સત્તાના હાથમા જવુ જોઈએ, અને તેથી એણે આવા રાજ્યો બ્રિટિશ રાજ્ય સાથે જોડી દીધા. કાયદાની દૃષ્ટિએ ડૅલહાઉસીની દલીલ લૂલી હતી ઈ. સ ૧૮૫૩ મા નાગપુરનો ભોસલે રાજા અપુત્ર મરણ પામ્યો, તેથી તેના રાજ્યને અંગ્રેજી રાજ્યમા જોડી દેવામા આવ્યુ અને ત્યા ચીફ કમિશનર નીમવામા આવ્યો આ પ્રમાણે ઈ. સ ૧૮૪૮ માં સતારાનુ નાનુ રાજ્ય પણ મુબઈ ઈલાકામા જોડી દેવામા આવ્યુ. ઈ. સ ૧૮૫૩ મા ઝાંસીનુ રાજ્ય ખાલસા કરવામા આવ્યું, અને ઈ. સ. ૧૮૫૫ માં કર્ણાટકનો નવાબ વારસ વિના મરણ પામવાથી એ રાજ્ય પણ બ્રિટિશ રાજ્યમાં જોડી દેવામા આવ્યું. આ ઉપરાત તાંજોર, સબલપુર, બૈરપુર તેમ જ સિક્કિમના રાજ્યો પણ ખાલસા કરવામા આવ્યા. ઈ. સ. ૧૮૫૪ માં નિઝામે પોતાના રાજ્યમાં સુલેહ જાળવવા જે

અંગ્રેજ સૈન્ય રાખ્યું હતું તેના ખર્ચ બદલ વરાડ પ્રાંત અંગ્રેજોને સ્વાધીન કર્યો. આ પ્રમાણે લૉર્ડ ડૅલહાઉસીએ બ્રિટિશ રાજ્યમાં ઘણો વધારો કર્યો. પણ એથી ગવર્નર જનરલને આ સઘળું કામ આટોપવાનું અશક્ય થઈ પડ્યું. આજ સુધી બંગાળાનો ગવર્નર આખા હિંદુસ્તાનનો ગવર્નર જનરલ હતો. પણ હવે કાર્ય વધી પડ્યું હોવાથી બંગાળાને એક લેફ્ટેનંટ ગવર્નરની સત્તા હેઠળ મૂકવામાં આવ્યો. આ જ વર્ષથી ગવર્નર જનરલ અને તેની સભાએ વર્ષના આઠ મહિના સીમલામાં રહેવાનુ ઠરાવ્યું.

**ડૅલહાઉસીએ કરેલા સુધારા**—૧. હિંદુસ્તાનના વેપાર-ઉદ્યોગની ખીલવણી માટે એણે પાકા રસ્તાઓ, નહેરો, રેલવેની સડકો; પુલો વગેરે જોઈતી સઘળી સગવડો લોકોને કરી આપી. હિંદુસ્તાનમાં લશ્કરી દૃષ્ટિથી રેલવેની આવશ્યકતા વિચારી એણે જુદી જુદી કંપનીઓને રેલવે બાંધવાનો અધિકાર આપ્યો. ઈ. ૧૮૫૩ માં વીસ માઈલની પહેલી રેલવે બંધાઈ. આજે તે વધીને ૪૨,૦૦૦ માઈલ કરતાં પણ વધારે માઈલના વિસ્તારમાં ફેલાવા પામી છે.

૨. ડૅલહાઉસીના સમય પહેલાં પત્રવ્યવહારની વ્યવસ્થા બરોબર ન હતી, અને અત્યારના જેવી ટપાલની ગોઠવણ ન હતી. આથી પત્રો લાવવા લઈ જવામાં ઘણો ખર્ચ થતો અને વખતસર કામ ન થતાં લોકોને ઘણી અગવડ પડતી, લૉર્ડ ડૅલહાઉસીએ અર્ધા આનાની ટપાલની ટિકિટ દાખલ કરી કાગળો હિંદને એક છેડેથી બીજે છેડે નિયમિત પહોંચાડવાની ગોઠવણ કરી. આ ઉપરાંત એણે હિંદમાં તારનાં દોરડાં નખાવ્યાં. આથી હિંદુસ્તાનના એક ભાગમાંથી બીજા ભાગમાં થોડે ખર્ચે અને ટૂંક સમયમાં તાર મારફતે સંદેશા મોકલી શકાય છે.

૩. રસ્તા, નહેરો, પુલો વગેરે જાહેર બાંધકામ માટે એણે 'પબ્લિક વર્ક્સ ડીપાર્ટમેન્ટ' નામનું ખાતું સ્થાપ્યું. લૉર્ડ હાર્ડિંગે શરૂ કરાવેલી ગંગા નદીની નહેર એણે પૂરી કરાવી તે ખુલ્લી મૂકી. તેથી આસપાસનો પ્રદેશ ફળદ્રૂપ થવા પામ્યો.

૪. લૉર્ડ ડૅલહાઉસીએ સર ચાર્લ્સ વુડની સૂચના મુજબ કેળવણીના પ્રચાર તેમ જ ઉત્તેજન માટે દરેક પ્રાંતમાં કેળવણીખાતું

સ્થાપ્યુ અગ્રેજી ભાષાના શિક્ષણને માટે લૉર્ડ બેન્ટિકના સમયમા શાળાઓ ખોલવામા આવી હતી, પણ લાર્ડ ડૅલહાઉસીએ તો જાહેર કેળવણીખાતુ ઊભુ કરી દેશમા પ્રાથમિક શિક્ષણનો પ્રચાર કરવા, અગ્રેજી ભાષાનો ફેલાવો કરવા, તેમ જ લોકોની કેળવણી તરફ અભિરુચિ ઉત્પન્ન કરવા માટે એક મોટી સસ્થા ખોલી

૫ ઈ સ ૧૮૫૩ સુધી હિંદી સિવિલ સર્વિસની પરીક્ષામા કેવળ અગ્રેજો બેસી શકતા, અને તેઓની નિમણૂક ફક્ત કપનીના ડાયરેક્ટરોજ કરતા કોઈ પણ હિંદવાસીને તેનો લાભ મળ્યો ન હતો પણ લૉર્ડ ડૅલહાઉસીએ આ બધન દૂર કરી હિંદીઓને પણ આ સર્વિસમા દાખલ થવાની પરવાનગી આપી અને તેની હરીફાઈમા જે ઉત્તીર્ણ થાય તેને દાખલ કરવાનો ઠરાવ કર્યો

આમ હિંદુસ્તાનમા આઠ વર્ષ સુધી હકૂમત ચલાવી દેશમા શાન્તિ તેમજ સુનેહ સ્થાપી હિંદના લોકની સ્થિતિ સુધારી લૉર્ડ ડૅલહાઉસી ઈ સ ૧૮૫૬ મા ઈગ્લડ ગયો જ્યારે એ હિંદ આવ્યો ત્યારે એની ઉંમર ફક્ત ૩૫ વર્ષની હતી હિંદુસ્તાનમા સુવ્યવસ્થા સ્થાપવા માટે આઠ વર્ષ સુધી લાગલગાટ કામ કરવામા એણે પોતાની તદુરસ્તીની પણ દરકાર કરી નહિ તેથી એનુ શરીર વ્યાધિગ્રસ્ત થયુ હતુ આ કારણથી ઈગ્લડ ગયાને ચાર વર્ષ ન થયા એટલામા એ ઈ સ ૧૮૬૦ મા ૪૮ વર્ષની ભરજુવાનીમા મરણ પામ્યો હિંદુસ્તાનમા બ્રિટિશ સલ્તનતનો પાયો મજબૂત બનાવનાર તરીકે એનુ નામ સદાને માટે કાયમ રહેશે

લૉર્ડ ડૅલહાઉસી સામ્રાજ્યવાદી હતો એણે ગમે તે બહાને 'રાજ્યો ખાલસા' કર્યા અને અગ્રેજી રાજ્યમા જોડ્યા એની રાજ્યજોડાણની નીતિ રાજ્યના વિસ્તારને માટે યોજાયલી હતી એ દેખીતુ છે

## પ્રકરણ ૪૯

### લૉર્ડ કૅનિંગ, એલ્ગિન, લૉરેન્સ, મેયો, નૉર્થબ્રુક અને લિટન

ઈ. સ. ૧૮૫૬ માં લૉર્ડ કૅનિંગ ગવર્નર જનરલ નીમાયો. લૉર્ડ ડૅલહાઉસીના નવા સુધારા ન સમજાયાથી દેશમાં અશાંતિ ફેલાઈ ને બળવો જાગ્યો.


લૉર્ડ કૅનિંગ

**ઈ. સ. ૧૮૫૭ના બળવાનાં કારણો**—ડૅલહાઉસીએ રાજ્યવ્યવસ્થામાં અનેક ફેરફારો કર્યાથી હિંદમાં ઘણો જ અસંતોષ ફેલાયો હતો. રેલવે, ટપાલ, તાર, શાળા, દવાખાનાં, કતલખાનાં વગેરે લોકો હાનિકારક સમજવા લાગ્યા હતા. નિશાળો અને દસ્પિતાલો સ્થાપીને સરકાર લોકોને ખ્રિસ્તી બનાવશે એવો લોકોમાં વહેમ ભરાયો હતો. દેશી સિપાઈઓને બંદૂકોમાં ચરબી લગાડેલાં કારતૂસો વાપરવા આપ્યાં હતાં. તેથી એવી અફવા ફેલાઈ કે કારતૂસો ઉપર ચરબી તેઓને વટલાવવાને ચોપડવામાં આવી છે. આથી સિપાઈઓએ ગુસ્સે થઈને બંદૂકો વાપરવાની સાફ ના પાડી અને વડા અમલદારોની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું. મુગલ બાદશાહ બહાદુરશાહને દિલ્લીથી નીકળી જવાનું કહેવામાં આવ્યું તેથી મુસલમાનો ક્રોધે ભરાયા. અયોધ્યાને અંગ્રેજી રાજ્યમાં જોડી દેવાથી ત્યાંની પ્રજા રોષે ભરાઈ હતી, તેમજ છેલ્લા પેશ્વા બાજીરાવના દત્તક પુત્ર નાના સાહેબને વર્ષાસન નહિ આપવાથી મરાઠાઓ ક્રોધે ભરાયા હતા. લૉર્ડ ડૅલહાઉસીની રાજ્ય ખાલસા કરવાની નીતિથી દેશી રાજ્યોમાં

હાહાકાર વર્તી રહ્યો હતો ખાસ કરીને મુસલમાનો ઘણા જ રોષે ભરાયા હતા, કારણકે તેઓ પાસેથી અયોધ્યા, દિલ્હી અને કર્ણાટકના રાજ્યો ગયા હતા. પ્લાસીના યુદ્ધને એટલે અંગ્રેજી રાજ્યની સ્થાપનાને લગભગ સો વર્ષ થયા હોવાથી હવે અંગ્રેજી રાજ્યનો અંત આવી રહ્યો છે એમ લોકો ધારવા લાગ્યા હતા દેશી સિપાઇઓને દરિયાપાર નોકરીએ લઈ જવામા આવવાથી તેમનામા અશાન્તિ ફેલાઈ હતી અને પરિણામે આખા દેશમા અશાન્તિ ફેલાઈ રહી, અને એ અશાન્તિને લીધે ઈ સ ૧૮૫૭ મા બળવો શરૂ થયો

**બળવો**—ઈ સ ૧૮૫૭ મા બળવો એકાએક શરૂ થયો બરહામપુર અને બરાખપોરની પલટણના સિપાઇઓએ કારતુસો વાપરવાની તેમના અધિકારીઓની આજ્ઞા માની નહિ, તેથી તેઓની પાસેથી હથિયાર લઈ લેવામા આવ્યા અને તેમને નોકરીમાથી છૂટા કરવામા આવ્યા આમ નવરા પડેલા સિપાઇઓ આખા દેશમા ફરી વળ્યા મીરતના દેશી સિપાઇઓ પણ તેમની સાથે જોડાયા સિપાઇઓએ એકત્ર થઈ ઘણાજ જુસ્સા પર આવી અંગ્રેજ અમલદારોને તથા તેમના બૈરાછોકરાને મારી નાખી તેઓના ઘરો સળગાવી મૂક્યા કેદખાનામાથી કેદીઓને છૂટા કરી તેઓને સાથે લઈ દિલ્લી તરફ તેઓ આગળ વધ્યા દિલ્લીનો મુગલ બાદશાહ બહાદુરશાહ અંગ્રેજો પર ઘણો જ રોષે ભરાયો હતો તે પણ આ દેશી સિપાઇઓના પક્ષમા મળ્યો આમ સર્વત્ર બખેડા શરૂ થયા અને જે જે અંગ્રેજોને હાથ આવ્યા તેઓને મારી નાખવામા આવ્યા આ સવળા સિપાઇઓએ હવે કાનપુર તરફ કૂચ કરી નાનાસાહેબ આ વખતે કાનપુરમા દેશી સિપાઇઓને એકઠા કરી બડ કરવાની તૈયારીમા હતો આ શહેરમા સહીસલામતી માટે કેટલાક અંગ્રેજ કુટુંબોને મોકલવામા આવ્યા હતા અહી અંગ્રેજો દેશી સિપાઇઓ સાથે બહાદુરીથી લડ્યા, પણ તેમના બાળબચ્ચાનુ રક્ષણ થવુ અશક્ય જણાયાથી તેઓ નાસી છૂટ્યા નાનાસાહેબે તેઓને સહીસલામત અલાહાબાદ પહોચાડવાનુ વચન આપ્યુ, પણ જેવા તેઓ હોડીઓમા બેઠા કે મછવાઓ પર

ગોળી છોડી ઘણાને મારી નાખ્યા. દેશી સિપાઈઓએ ઘણા દિવસ સુધી દિલ્હી પોતાના કબજામા રાખ્યુ. થોડા વખતમા પંજાબ, મદ્રાસ, અને કલકત્તાથી અંગ્રેજ સૈન્ય ધીમે ધીમે આવી પહોચ્યુ. શીખો પણ અંગ્રેજોના પક્ષમા રહી સિપાઈઓ સામે બહાદુરીથી લડ્યા. જનરલ હૅવલૉકે ધૈર્ય તેમ જ સહનશીલતા રાખી નાનાસાહેબનો પરાજય કરી તેને નસાડી મૂક્યો, અને તરત જ કાનપુર કબજે કરી તે સર હેનરી લૉરેન્સને મદદ આપવા લખનૌ ગયો. લખનૌમા સર હેનરી લૉરેન્સને દેશી સિપાઈઓ સામે ઘણી જ બહાદુરીથી લડી બચાવ કર્યો પણ તે કરતા તે મરાયો. આ જ અરસામા જનરલ વિલ્સને દિલ્હી કબજે કર્યું. ત્યારબાદ સર જેમ્સ ઑટ્રામ, કૉલિન કૅમ્પબેલ અને જનરલ હૅવલૉકની સરદારી હેઠળના અંગ્રેજ સૈન્યે કાનપુર અને લખનૌ કબજે કર્યા અને દેશી સિપાઈઓને અયોધ્યાની પેલી મેર નસાડી મૂક્યા. એ જ વખતે સર હ્યુ રોઝ અને સર હૅવલૉકની સરદારી હેઠળની બે અંગ્રેજ ટુકડીએ એકત્ર થઈ સિંધીઆ અને હોલ્કરના માણસોને હરાવી ઉત્તર તરફ કૂચ કરી. હોલ્કર અને સિંધીઆનુ સૈન્ય તાતીઆ ટોપીની સરદારી હેઠળ લડતુ હતુ. ઝાંસીની રાણીએ આ વખતે પોતાનુ અતુલ પરાક્રમ બતાવ્યુ હતુ. પણ તરત જ તેઓ હાર્યા, ઈ. સ. ૧૮૫૯. તાતીઆ ટોપી અંગ્રેજોના હાથમા આવતા તેને ફાસી દઈ મારી નાખવામા આવ્યો. નાનાસાહેબ નેપાળમા નાસી ગયો. દેશી સિપાઈઓનુ લશ્કર આમ તેમ નાસી ગયુ, અને બળવાનો અંત આવ્યો.

આ વખતે જનરલ હૅવલૉક, સર કૉલિન કૅમ્પબેલ, સર હ્યુ રોઝ, સર હેન્રી લૉરેન્સ અને નીકલસને ઘણી બહાદુરી બતાવી હતી. બળવો શમ્યા પછી જે હિંદીઓએ એમા ભાગ લીધો હતો તેમાના કેટલાકને સખ્તાઈ અને ક્રૂરતાથી મારી નાખવામા આવ્યા અને કેટલાકને માફી આપી છોડી મૂકવામા આવ્યા.

બળવાનો અંત આવ્યા પછી કંપની પાસેથી રાજ્યસત્તા લઈ મહારાણી વિક્ટોરીઆએ પોતાના હાથમા લીધી. બોર્ડ ઑફ કૉન્ટ્રોલને બદલે હિંદી વજીરને હિંદનો કારભાર સોંપવામા આવ્યો અને તેને આ

કાર્યમાં મદદ આપવા માટે ૧૫ સભાસદોની ઇન્ડિઆ કાઉન્સિલ નીમવામાં આવી. ગવર્નર જનરલને વાઇસરૉય એટલે "રાજાનો પ્રતિનિધિ" બનાવામાં આવ્યો. અંગ્રેજ સૈન્યની સંખ્યા વધારી દેશી સિપાઈઓની સંખ્યામાં ઘટાડો કરવામાં આવ્યો.

**વિકટોરીઆ રાણીનો ઢંઢેરો**—ઈ. સ. ૧૮૫૮ માં વિકટોરીઆ રાણીએ દેશમાં શાન્તિ સ્થાપવા માટે તેમ જ હિંદવાસીઓ પ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવવા સારુ ઈ. સ. ૧૮૫૮ માં એક ઢંઢેરો બહાર પાડ્યો. આથી વિકટોરીઆ રાણીના હાથમાં હિંદની સત્તા આવી; દેશી રાજાઓના હક્ક, આબરૂ તેમ જ માનમરતબો જાળવવાનું વચન આપવામાં આવ્યું; પ્રજાના ધર્મમાં વચ્ચે નહિ પડવાની ખાત્રી આપવામાં આપી; તેમ જ કોઈપિણ જાતના ભેદ વિના હિંદવાસીઓને સરકારી નોકરીમાં દાખલ કરવાનું વચન આપવામાં આવ્યું. અંતમાં "હિંદની ઉન્નતિ એ જ અમારું બળ છે, એનો સંતોષ એ જ અમારી સ્થિરતા છે; અને એનો આનંદ એ જ અમારો ઉત્તમ બદલો છે" એમ જાહેર કરવામાં આવ્યું. આ ઉદાર ઢંઢેરાથી મહારાણી શ્રી પ્રજામાં ઘણાં જ પ્રિય થઈ પડ્યાં, અને હિંદમા શાંતિનું સામ્રાજ્ય વ્યાપ્યું.


મહારાણી વિકટોરીઆ

લૉર્ડ કૅનિંગને ઈ. સ. ૧૮૫૮ મા વાઇસરૉય બનાવવામાં આવ્યા પછી તરત જ તેણે આખા દેશમાં મુસાફરી કરી ઠેકાણે ઠેકાણે દરબારો ભરી રાણીનો ઢંઢેરો પાળવાનું વચન આપી લોકોની પ્રીતિ મેળવી. આ દરબારમાં દેશી રાજાઓને મોટા મોટા માન ચાંદોથી નવાજવામાં આવ્યા અને તેઓને દત્તક લેવાનો અધિકાર આપવામાં આવ્યો.

**સુધારા**—આ ઉપરાત લૉર્ડ કૅનિંગે રાજ્યમા કેટલાક સુધારા દાખલ કર્યા એણે મુંબઈ, મદ્રાસ, અને કલકત્તામા ન્યાયની ત્રણ વડી સદર અદાલતો (હાઈ કોર્ટ) સ્થાપી લૉર્ડ મેકૉલેએ શરૂ કરેલો **ઇન્ડિઅન પીનલ કોડ**નો ધારાસગ્રહ એના સમયમા ઇ સ ૧૮૬૦ મા પ્રસિદ્ધ થયો આ ઉપરાત **ઇન્ડિઅન સિવિલ પ્રોસીજર કોડ** અને **ઇન્ડિઅન ક્રિમિનલ પ્રોસીજર કોડ**ના કાયદાઓ પણ પ્રસિદ્ધ થયા સૈન્યની રચનામા પણ ફેરફાર કરવામા આવ્યો હિંદના ખર્ચમા કાપકૂપ કરવા માટે ખાસ વિલાયતથી ખજાનચી બોલાવવામા આવ્યો અને ખર્ચમા આવેલી ખોટ નવા કરો નાખી પૂરી કરવામા આવી આ ઉપરાત કલકત્તા મદ્રાસ અને મુંબઈ ઇલાકામા **યુનિવર્સિટીઓ** સ્થાપવામા આવી ગવર્નર જનરલની કાયદા ઘડનારી સભામા હિંદીઓને દાખલ કરવામા આવ્યા ગવર્નર જનરલની દેખરેખ હેઠળ **પ્રાંતિક ધારાસભાઓ** પણ સ્થાપવામા આવી

**લૉર્ડ એલ્ગિન**—ઈ સ ૧૮૬૨ મા લૉર્ડ એલ્ગિન વાઇસરૉય નીમાઈને હિંદુસ્તાન આવ્યો પણ એ એક જ વર્ષમા મરણ પામ્યો એના સમયમા પંજાબના વહાબી નામના મુસલમાનોએ બંડ કર્યું, પણ તરત જ એણે એક લશ્કરી ટુકડી મોકલી તેઓને હરાવીને નસાડી મૂક્યા આગ્રામા એક દરબાર ભરી એણે દેશી રાજાઓને મહારાણી વિક્ટોરિઆનો કલ્યાણકારક સદેશો વાચી સભળાવ્યો

**લૉર્ડ લૉરેન્સ**—ઈ સ ૧૮૫૭ ના બળવા વખતે પંજાબમા ચીફ કમિશનર તરીકે ઘણી જ સારી સેવા બજાવવાથી સરકારે લૉર્ડ લૉરેન્સની ઈ સ ૧૮૬૪ મા વાઇસરૉય તરીકે નિમણૂક કરી એની કારકિર્દીમા મુખ્ય બનાવ 'ભુતાનનુ યુદ્ધ' હતુ ભુતાન બગાળાની ઉત્તરે અને નેપાળની પૂર્વમા આવેલુ છે લૉર્ડ લૉરેન્સે ત્યાના રાજાને હરાવી તેની પાસે જે ગુલામો હતા તેમને છૂટા કર્યા અને ભુતાનનો કેટલોક પ્રદેશ લઈ લીધો ઈ સ ૧૮૬૩ મા અફઘાનિસ્તાનનો અમીર દોસ્ત મહમદ મરણ પામ્યો તેના દીકરાઓ વચ્ચે ગાદીને માટે ઝઘડો થયો આ ઝગડામા લૉરેન્સે વચ્ચે નહિ પડતા અફઘાનોને

માંહોમાંહે લડવા દીધા. ઈ. સ. ૧૮૬૬ માં ઓરિસામાં ભારે દુકાળ પડ્યો, તેથી લૉરેન્સે એક દુકાળ નિવારણ ફંડ ઊભું કરી ઘણાં માણસોને મરતાં બચાવ્યાં. લૉરેન્સે કરવેરા દેશીઓ તેમ જ અંગ્રેજોને સરખી રીતે લાગુ પડ્યો. આથી ઘણા અંગ્રેજો એની નીતિને વખોડી કાઢી ધિક્કારવા લાગ્યા એણે જંગલખાતામા કેટલાક સુધારા દાખલ કરી જંગલનો જથ્થો વધારવાનો હુકમ કાઢ્યો આ ઉપરાંત એણે શાળાઓ અને પાઠશાળાઓ ખોલી, તાર નખાવ્યા, અને ટપાલખાતામાં ઘણા સુધારા કર્યા.

**લૉર્ડ મેયો**—ઈ. સ. ૧૮૬૮ મા લૉર્ડ મેયો વાઇસરૉય તરીકે નીમાઈ આવ્યો.

મેયોએ દેશી રાજાઓ સાથે સારો સંબંધ રાખ્યો દેશી રાજાઓના કુવંરોના શિક્ષણને માટે અજમેરમા **મેયો કૉલેજ** સ્થાપવાની યોજના કરી. એણે ખરચમા ઘણો ઘટાડો કરી નહેરો, રસ્તાઓ તેમ જ રેલવે સડકો નખાવી. જેલ, પોલીસ તેમ જ રજીસ્ટરના કામમા ઘણા સુધારા દાખલ કર્યાં. મ્યુનિસિપલવહીવટ એણે હિંદમા દાખલ કર્યો. પોલિસ, જેલ, બાંધકામ વગેરે ખાતાઓ પ્રાંતિક સરકારને સોપ્યા, અને હિંદી સરકારના હાથમા આખા હિંદુસ્તાનને લાગુ પડે એવા ટપાલ, લશ્કર વગેરે ખાતાઓ રાખ્યા આથી પ્રાંતિક સરકારને નાણાની બાબતમાં થોડી ઘણી રાહત મળી. વળી ખેતીવાડીની ખિલવણી માટે એણે **ખેતીવાડી ખાતું** ખોલ્યું.



લૉર્ડ મેયો

**લૉર્ડ નૉર્થબ્રુક**—લૉર્ડ નૉર્થબ્રુકના સમયમાં ઈ. સ. ૧૮૭૪ માં બંગાળા ઈલાકામાં ભયંકર દુકાળ પડ્યો. પણ દુકાળનિવારણ ફંડની મદદથી તેમ જ વાઇસરૉયના ડહાપણભરેલાં પગલાંથી દુકાળનું સંકટનિવારણ થયું. જે લોકો નિરુદ્યમી હતા તેઓને તળાવ, કુવા, રસ્તા, તેમ જ રેલવે બાંધવાના કામ પર રાખી મજૂરી આપી નિભાવવામાં આવ્યા.



લૉર્ડ નૉર્થબ્રુક

અફઘાનિસ્તાનની બાબતમાં ઈંગ્લંડની સરકાર કાબુલ, કંદહાર અને હેરાતમા બ્રિટિશ એજંટો નીમવાને માટે ઈંતેજાર હતી, પણ લૉર્ડ નૉર્થબ્રુક એની વિરુદ્ધ હતો. વળી કાપડની જકાત કાઢી નાખવા એને હિંદી વઝીરે ફરમાવ્યું, પણ એણે પોતાની કારોબારી સભાની સંમતિથી એ પગલું હિંદના હિતની વિરુદ્ધ હોવાથી તેમ કરવાની ના પાડી. આમ એની અને ઈંગ્લંડની સરકાર વચ્ચે મતભેદ પડવાથી ઈ. સ. ૧૮૭૬ માં એણે રાજીનામું આપ્યું.

**લૉર્ડ લિટન**—ઈ. સ. ૧૮૭૬ માં લૉર્ડ લિટન વાઇસરૉય નીમાયો. એણે ઈ. સ. ૧૮૭૭ ના જાન્યુઆરી માસની ૧ લી તારીખે દિલ્હીમાં એક ભવ્ય દરબાર ભરીને રાણી વિક્ટોરીઆને હિંદનાં મહારાણી તરીકે જાહેર કર્યાં. આ દરબારમાં મહારાણીના પ્રતિનિધિ વાઇસરૉયને નમન કરી સઘળા રાજાઓએ બ્રિટિશ રાજ્યનું સર્વોપરિપણું સ્વીકાર્યું.

ત્રણ ત્રણ વર્ષો સુધી વરસાદ ન પડવાથી ઈ. સ. ૧૮૭૮ માં દક્ષિણ હિંદુસ્તાનમાં પાંચ કરોડ માણસ અન્નપાણી વિના મરણ પામ્યાં. આ સંકટમાંથી લોકોને ઉગારવા સરકાર તરફથી બનતા પ્રયાસો કરી

તેમને અનાજ પૂરું પાડવામાં આવ્યું: આ કામમાં ૧૦ કરોડથી પણ વધારે રૂપીઆ ખરચવામાં આવ્યા. આ દુકાળ પછી દક્ષિણ હિંદમાં મોટા પાયા પર રેલવે બાંધવામાં આવી.


લૉર્ડ લિટન

**બીજો અફઘાન વિગ્રહ**— ઈ. સ. ૧૮૭૬ માં અંગ્રેજોએ કવેટા કબજે કરવાથી બોલનઘાટ તેમને હાથ આવ્યો. અફઘાનિસ્તાનના અમીર શેરઅલીને આમ પરોક્ષ રીતે અંગ્રેજોની સત્તા સ્વીકારવી પડી. આ અપમાન તેનાથી સહન થઈ શક્યું નહિ. એથી તેણે રશિયનોની મદદ માગી. શેરઅલીએ રશિયાના અમલદારને અફઘાનિસ્તાનમા દાખલ થવા દીધો અને ગવર્નર જનરલ લૉર્ડ લિટને મોકલેલા અમલદારની મુલાકાત લેવાની ના પાડી. અને પરિણામે અંગ્રેજોએ અફઘાનિસ્તાન સાથે લડાઈ શરૂ કરી અને અફઘાનિસ્તાન પર સવારી કરી જલાલાબાદ અને કંદહાર કબજે કર્યાં. શેરઅલી રશિયન તુર્કસ્તાનમાં નાસી ગયો અને ત્યાં મરણ પામ્યો. અંગ્રેજોએ તેના પુત્ર યાકુબખાનને અમીર બનાવ્યો. યાકુબખાને ઈ. સ. ૧૮૭૯ માં અંગ્રેજો સાથે **ગન્ડમુખની સુલેહ** કરી. આથી અફઘાનિસ્તાનમાં બ્રિટિશ રેસિડન્ટ રાખવામા આવ્યો, તેમજ અંગ્રેજો સિવાય બીજા કોઈ પણ રાજ્યો સાથે ગુપ્ત વહેવાર રાખવાની અમીરને મના કરવામા આવી. આ સુલેહથી અફઘાનોની સ્વતંત્રતા નષ્ટ થઈ. આ વાત પસંદ ન પડવાથી તેમણે ઈ. સ. ૧૮૭૯ માં બ્રિટિશ રેસિડન્ટને તથા તેના રક્ષકોને કાબુલમાં મારી નાખ્યા. બ્રિટિશ સૈન્ય જે હજુ અફઘાનિસ્તાનમાં જ હતું તેણે તરતજ જનરલ રૉબર્ટ્સની સરદારી નીચે કાબુલ ઉપર ચઢાઈ કરી કાબુલ કબજે કર્યું. અને યાકુબખાનને પદભ્રષ્ટ કરી રાજકેદી તરીકે

દિ મોકલ્યો પણ તરત જ યાકુબનો ભાઈ અયુબખાન જે હેરાતમાં હતો તેણે અંગ્રેજો સામે બંડ ઉઠાવ્યું, અને ઈ. સ. ૧૮૮૦ માં અંગ્રેજ સૈન્યને કંદહાર પાસે મઈવંદ આગળ સખત હાર ખવડાવી. જનરલ રોબર્ટ્સને આ સમાચાર મળતાં જ તેણે ૮,૦૦૦ માણસો લઈ તેવીસ દિવસમાં ૩૧૮ માઈલની મુસાફરી કરી કંદહાર પહોંચી જઈ અયુબખાનને હરાવ્યો. આ જ અરસામાં ઈંગ્લંડનું પ્રધાનમંડળ બદલાયાથી લૉર્ડ લિટન રાજીનામું આપી વિલાયત ગયો.

લૉર્ડ લિટનના વખતમાં વર્નાક્યુલર પ્રેસ ઍક્ટથી દેશી વર્તમાનપત્રોની સ્વતંત્રતા ઘટાડવામાં આવી ને આર્મ્સ ઍક્ટથી લોકોને હથિયારબંધી થઈ.

## લૉર્ડ રિપન, લૉર્ડ ડફરિન, લૉર્ડ લૅન્સડાઉન, લૉર્ડ એલ્ગિન બીજો

ઈ સ ૧૮૮૦ મા લૉર્ડ રિપન વાઇસરૉય તરીકે આવ્યો અફ્ઘાનિસ્તાન સાથે સુલેહ કરવાની ભલામણ સાથે તેને હિંદ મોકલવામા આવ્યો હતો અહીં આવતા જ તેણે અફ્ઘાનિસ્તાન સાથે સુલેહ કરી, દોસ્તમહમદના પૌત્ર અબ્દુર રહેમાનને અફઘાનિસ્તાનનો અમીર બનાવ્યો અને કદહાર તેમ જ અફ્ઘાનિસ્તાનમાથી બ્રિટિશ સૈન્ય બોલાવી લીધુ



લૉર્ડ રિપન

હિંદમા શાન્તિનુ સામ્રાજ્ય પ્રસરેલુ હોવાથી લૉર્ડ રિપને લોકોપયોગી કામ કરવા માડ્યા

**સુધારા**—૧ દેશી વર્તમાનપત્રોને પ્રથમ લૉર્ડ મેટકાફે સ્વતત્રતા આપી હતી, પણ લૉર્ડ લિટને તે સ્વતત્રતા પર અકુશ મૂક્યો હતો લૉર્ડ રિપને એ અકુશ રદ કર્યો

૨ એના સમયમા જ સ્થાનિક સ્વરાજ્યપદ્ધતિનો વિકાસ થયો આજ સુધીમા મોટા મોટા શહેરોમા મ્યુનિસિપાલિટીઓ સ્થાપવામા આવી હતી, પણ લૉર્ડ રિપનના સમયમા આ મ્યુનિસિપાલિટીઓને સ્થાનિક સ્વતત્રતા આપવામા આવી એના ઘડેલા ધારા **મ્યુનિસિપલ અને લોકલબોર્ડ ઍક્ટ** તરીકે પ્રખ્યાત છે એથી શહેરોમા મ્યુનિસિપાલિટી અને જીલ્લામા લોકલબોર્ડ હયાતીમા આવ્યા આથી શહેરોને તેમ જ જીલ્લાઓને સ્થાનિક સ્વતત્રતા મળી આ વખતથી શહેરો પોતાના વહીવટને માટે પોતાના માણસો ચૂટી કાઢે છે અને સ્થાનિક વેરા ઉઘરાવી લોકોપયોગી કાર્યોમા તે ખરચે છે

આ બોર્ડો સ્થાપીને લૉર્ડ રિપને હિંદવાસીઓને માટે સ્થાનિક સ્વરાજ્યના શિક્ષણ અને અનુભવને માટે ક્ષેત્ર ખોલ્યુ આને પરિણામે આખા દેશમા સ્વરાજ્યની ઇચ્છા ઉત્પન્ન થઈ અને લોકોમા નવી જાગૃતિ આવી

૩ લૉર્ડ મેયોના પછી હિંદમા ખેતીવાડી ખાતુ નષ્ટ જેવુ થવા પામ્યુ હતુ પણ લૉર્ડ રિપને ખેતીવાડીની સુધારણા પર ઘણુ લક્ષ આપ્યુ અને ખેતીવાડી ખાતુ ફરીથી પદ્ધતિસર ચાલુ કર્યું

૪ હિંદુસ્તાનમા કેળવણીનો ફેલાવો કેટલો છે અને તે કેટલો વધી શકે તે નક્કી કરવાને માટે લૉર્ડ રિપને એક **કેળવણી કમીશન** નીમ્યુ આ કમિશને દેશની કેળવણી સબધે ઘણી ભલામણો કરી પરિણામે પ્રાથમિક કેળવણીનો વિશેષ પ્રચાર કરવામા આવ્યો તેમ જ શહેરની શાળાઓનો વહીવટ ત્યાની મ્યુનિસિપાલિટીઓને સોંપવામા આવ્યો વળી ખાનગી શાળાઓને સરકારી મદદથી ઉત્તેજન આપવામા આવ્યુ આ ઉપરાંત વેપારની વૃદ્ધિ કરવા તેમ જ સસ્તો માલ મેળવવા માટે હિંદુસ્તાનમા આવતા માલ ઉપરની જકાત એણે કાઢી નાખી

૫ લૉર્ડ રિપન હિંદહિતેચ્છુ તેમ જ સમદૃષ્ટિવાળો હોવાથી તેણે **ઇલ્બર્ટ બિલ** રજૂ કરાવ્યુ આ બિલનો હેતુ યુરોપીઅન ગુન્હેગારોની તપાસ જે કેવળ યુરોપીઅન ન્યાયાધિશોના હાથમા હતી તે હવેથી હિંદી ન્યાયાધિશોને આપી અગ્રેજો અને દેશીઓ વચ્ચે ન્યાય બાબતમા જે ભેદ હતો તે દૂર કરવાનો હતો વાઇસરૉયની કારોબારી સભાના ઇલ્બર્ટ નામના એક સભાસદે આ બિલ રજૂ કર્યું હતુ તેથી તે ઇ‌લ્બર્ટ બિલ કહેવાય છે આ બિલથી સમસ્ત અગ્રેજો લૉર્ડ રિપનને ધિક્કારવા લાગ્યા પણ હિંદીઓ તેને ચાહવા લાગ્યા આખરે આ બિલ મજૂર થયુ નહિ

૬ એણે મૈસુરનુ રાજ્ય જે આજ સુધી અગ્રેજોના તાબામા હતુ તે ત્યાંનો રાજા પુખ્ત વયનો થવાથી તેને ઈ સ ૧૮૮૦ મા સ્વાધીન કર્યું

આમ હિંદીઓને સ્થાનિક સ્વરાજ્યની તાલીમ આપી લોકોપયોગી

ખાતાઓ દેશીઓને સોપી, ખેતીવાડી ખાતાનો પુનરુદ્ધાર કરી, કેળવણીનો પ્રચાર વધારી, અગ્રેજો અને હિંદીઓ વચ્ચેના ન્યાયનો ભેદ દૂર કરવાનો પ્રયત્ન કરી, પરદેશોથી આવતા માલ ઉપરની જકાત કાઢી નાખી, તેમ જ બગાળાના જમીનદારોનો ખેડૂતો પરનો ત્રાસ મટાડી, લૉર્ડ રિપને હિંદુસ્તાનની વાઇસરૉયની પદ્દી ખરેખર દીપાવી છે એના જેવો ભનો અને લોકપ્રિય વાઇસરૉય હિંદુસ્તાનમા હજુ સુધી થયો નથી

**મહર્ષિ દયાનંદ સરસ્વતી અને આર્યસમાજની ઉત્પત્તિ—** મહર્ષિ દયાનદ સરસ્વતીનો જન્મ ઈ સ ૧૮૨૪ મા ગુજરાતના મૈરવી કે ટકારા ગામમા થયો હતો બચપણથી જ એને વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો એણે ઘણા વિદ્વાન પુરુષો પાસેથી જ્ઞાન મેળવ્યુ હતુ વિદ્યા મેળવ્યા પછી અનેક કષ્ટો વેઠી એણે હિંદમા ઠેકાણે ઠેકાણે ફરી ધર્મનો પ્રચાર કરવા માડ્યો એણે પ્રાચીન વેદધર્મનો પુનરુદ્ધાર કર્યો અને તેને જીવન્ત રાખવા **આર્યસમાજ** નામની સસ્થા સ્થાપી આર્યસમાજીઓ બ્રાહ્મણ ધર્મીઓની પેઠે ઈશ્વરના અસ્તિત્વમા માને છે પણ તેઓ મૂર્તિપૂજા, અવતારો, ભૂતો, પર્વતો, નદીઓ વગેરેની પૂજાનો સાફ ઇન્કાર કરે છે તેઓ માદક પદાર્થો વાપરવામા પાપ માને છે અહિંસા એ એ પથનો પરમ સિદ્ધાત છે, આર્યસમાજીઓ શુદ્ધિની ક્રિયાથી અન્ય ધર્મના લોકોને હિંદુ બનાવવાનો પ્રયત્ન કરે છે તેઓ વિધવાવિવાહ અને સ્ત્રીશિક્ષણને ખાસ ઉત્તેજન આપે છે આર્યસમાજના પિતા મહર્ષિ દયાનદ ઈ સ ૧૮૮૩ મા દેહોત્સર્ગ પામ્યા

**લૉર્ડ ડફરિન—**લૉર્ડ રિપનના પછી ઈ સ ૧૮૮૪ મા લૉર્ડ ડફરિન વાઇસરૉય તરીકે હિંદ આવ્યો તરત જ તેણે રાવલપિંડીમા ભવ્ય દરબાર ભરી અફઘાનિસ્તાનના અમીર સાથે સબધ વધાર્યો તેણે લૉર્ડ રૉબર્ટ્સની ભલામણથી હિંદની વાયવ્ય સરહદ પર સૈન્ય રાખી તે માર્ગે નિર્ભય કર્યો આથી રશિયન ચઢાઈની ધાસ્તી ઓછી થઈ

**બર્માનો ત્રીજો વિગ્રહ—**બર્માનો પહેલો અને બીજો વિગ્રહ થયા પછી થએલી સધિ પ્રમાણે બર્માનો રાજા થીબો વર્ત્યો નહિ

અંગ્રેજ અમલદારો અથવા વેપારીઓ એના દેશમાં જતા તેમની સાથે એ ઘણી જ ક્રૂરતાથી વર્તતો હતો. આ ઉપરાંત એણે ફ્રેન્ચો સાથે સંધિ કરી ફ્રેન્ચ વેપારીઓને પોતાના રાજ્યમાં વેપાર કરવાનો હક્ક આપ્યો અને દક્ષિણ બ્રહ્મદેશ ઉપર ચઢાઈ કરી તે છતી લેવા પ્રયત્નો કર્યા. આથી અંગ્રેજોને તેની સાથે લડાઈમાં ઉતરવું પડ્યું. અંગ્રેજ સૈન્યે થોડા જ દિવસમાં માંડલે સર કર્યું. આથી થીબો નાસી ગયો, પરંતુ તેને પકડીને રંગુન મોકલવામાં આવ્યો. અને ત્યાંથી રત્નાગિરિ લઈ જઈ તેને પેન્શન બાંધી આપી ત્યા રાખ્યો. આ લડાઇથી ઉપલો બ્રહ્મદેશ બ્રિટિશ બ્રહ્મદેશ સાથે જોડાઇ ગયો.



લૉર્ડ ડફરિન

ઈ. સ ૧૭૮૦ માં અંગ્રેજોએ ગ્વાલિયરનો કિલ્લો કબજે કર્યો હતો તે ઈ. સ ૧૮૮૬ મા ગ્વાલિયરના રાજા સિંધીઆને તેની વફાદારી જોઈ લૉર્ડ ડફરિને પાછો સ્વાધીન કર્યો, અને તેના બદલામા ઝાંસી શહેર લીધુ.

હિંદવાસીઓને સરકારી નોકરીમાં ઊંચી પદવી આપવા માટે લૉર્ડ ડફરિને **પ્રોવિનશ્યલ સર્વિસ** સ્થાપી.

લેડી ડફરિને હિંદુસ્તાનની સ્ત્રીઓને દાક્તરી મદદ આપવા માટે દેશના જુદા જુદા પ્રાંતોમાથી પૈસા ઉઘરાવી એક મોટું ફંડ ઊભું કર્યું, જેમાથી ઘણા શહેરોમાં સ્ત્રીઓને દાક્તરી મદદ ને શિક્ષણ અપાય છે.

**ઇંડિયન નૅશનલ કૉંગ્રેસ**—લૉર્ડ ડફરિનના સમયમાં ઈ. સ. ૧૮૮૫ મા મુંબઈમાં હિંદીઓના હક્કો તથા માગણીઓ સરકારને રજૂ

કરવાને માટે 'ઇન્ડિઅન નૅશનલ કૉંગ્રેસ' પ્રથમ ભરવામાં આવી. એનો મુખ્ય આશય દેશની સામાજીક, નૈતિક, માનસિક તેમજ રાજકીય સ્થિતિ સુધારવાનો હતો. વળી દેશમાં વસતી ભિન્ન ભિન્ન જાતિઓના પ્રતિનિધિઓને એકત્ર કરી તેઓ વચ્ચે ચાલતો ઝઘડો દૂર કરી દેશની સ્વતંત્રતાના પ્રશ્નો ઉકેલવાનો તેમજ હિંદ અને ઇંગ્લંડ વચ્ચેનો સંબંધ દૃઢ કરવાનો તેનો ઉદ્દેશ હતો. આ કૉંગ્રેસ ખરેખર લૉર્ડ રિપનની લોકોપયોગી નીતિને લીધે સ્થપાઈ હતી.

**લૉર્ડ લૅન્સડાઉન**—એ ઈ. સ. ૧૮૮૮ માં આવ્યો. ત્યારપછી ઈ. સ. ૧૮૯૦ માં આસામમા આવેલા મણિપુર રાજ્યમાં અંગ્રેજ અમલદારો ગયા હતા તેમને મારી નાખવામાં આવ્યા. આથી અંગ્રેજોએ મણિપુર સાથે લડાઈ કરી ત્યાના રાજાને કેદ પકડી મણિપુરની ગાદી અગ્રેજ રેસિડન્ટની દેખરેખ હેઠળ એ રાજ્યના રાજકુટુંબના એક બાળકને આપી.


લૉર્ડ લૅન્સડાઉન

આ બનાવ પછી લૉર્ડ લૅન્સડાઉનના અમલના ૭ વર્ષો ઘણીજ સુખશાંતિમાં પસાર થયાં.

પ્રથમ કવેટામાં દરબાર ભરી એણે બલૂચિસ્તાનના સરદારોને બોલાવ્યા અને આગ્રામા દરબાર ભરી રજપૂતાનાના રાજાઓને એકઠા કર્યા. આ દરબારો ભરી એણે અંગ્રેજી રાજ્યના લાભ, દેશી રાજાઓ પ્રત્યે સરકારની સહાનુભૂતિ વગેરે સમજાવી તેઓ સાથેનો સંબંધ દૃઢ કર્યો. તેમજ મોટાં રાજ્યોમાં ફરી એણે દેશી રાજાઓનો વિશ્વાસ તથા પ્રીતિ સંપાદન કર્યાં. ખેતીવાડી ખાતું એણે ઘણું જ સુધાર્યું. વેપારઉદ્યોગના ઉત્તેજન માટે એણે પાકા રસ્તાઓ, રેલવેની સડકો, નેમ જ નહેરો

બંધાવ્યાં. લોકોની સગવડ માટે એણે પાણીના નળો દાખલ કરાવ્યા અને મલેરિયા તાવના અટકાવ માટે ક્વિનાઈન સસ્તી **કિંમતે** વેચવાનો હુકમ કર્યો, એણે પ્રાથમિક શિક્ષણનો પ્રચાર કર્યો, સ્ત્રીશિક્ષણ માટે ગોઠવણ કરી, તથા કલકત્તામાં એક ઇમ્પીરિયલ લાયબ્રેરી સ્થાપી.

એની કારકિર્દીમાં દેશની રાજકીય જાગૃતિને પરિણામે એક મહત્ત્વનો બનાવ બનવા પામ્યો. તે ઈ. સ. ૧૮૯૨ નો **ઇન્ડિઅન કાઉન્સિલ ઍક્ટ** હતો. આ ઍક્ટથી વડી તેમ જ પ્રાંતિક કાઉન્સિલના સભાસદો વધારવામાં આવ્યા, અને આ સભાસદોને ચૂંટવાનો અધિકાર વેપારી મંડળ, યુનિવર્સિટિ, જમીનદારો અને મ્યુનિસિપાલિટિને પણ મળ્યો. આમ કાયદા ઘડવાની બાબતમાં હિંદીઓને સરકારે પોતાની સાથે સામેલ કર્યા. સભાસદોને પ્રશ્ન પૂછવાનો તેમ જ સરકારી કામકાજની સમાલોચના કરવાનો અધિકાર પણ આપવામાં આવ્યો.

**લૉર્ડ એલ્ગિન બીજો**—આ વાઇસરૉય ઈ. સ. ૧૮૬૨ માં આવેલા લૉર્ડ એલ્ગિનનો પુત્ર હતો. ઇ. સ. ૧૮૯૪ માં એ વાઇસરૉય તરીકે હિંદુસ્તાન આવ્યો.

એજ અરસામાં હિંદુમુસલમાન વચ્ચે ઝગડો શરૂ થયો અને કલકત્તા, ગયા, કાશી વગેરે સ્થળોએ તેણે ભયંકર સ્વરૂપ પકડ્યું. ઈ. સ. ૧૮૯૫ માં મલબાર કિનારે વસતા મોપલાઓએ બંડ કરી હિંદુઓનાં દેવળો ને ઘરોનો નાશ કરી કેટલાકને મારી પણ નાખ્યા. આથી અંગ્રેજી સૈન્યની એક ટુકડી મોકલાવી તેઓને એણે વશ કર્યા.

ઈ. સ. ૧૮૯૫ માં હિંદુસ્તાનમાં વરસાદ નહિ વરસવાથી ભારે દુકાળ પડ્યો. સંયુક્ત પ્રાંતો, બિહાર, તેમ જ મધ્ય હિંદુસ્તાનમાં એનું જોર વિશેષ હતું. પણ આને માટે એકદમ ચાંપતા ઉપાયો લેવાથી દુકાળનું સંકટ ઓછું થવા પામ્યું. લોકોને પૈસા તેમજ અન્નની મદદ મળવાથી તેમને રાહત મળી. કેવળ સરકાર તરફથી ૪૦ લાખ માણસોને અનાજ મળતું હતું.

ઈ. સ. ૧૮૯૫ માં પ્લેગની શરૂઆત મુંબઈમાં થઈ. આ પ્લેગ આગળના પ્લેગ કરતાં જુદા પ્રકારનો હતો. એને "બ્યુબૉનિક પ્લેગ" કહે છે. ધીમેધીમે એ આખા હિંદુસ્તાનમાં ફેલાયો. આથી સંખ્યાબંધ માણસો માર્યાં ગયાં. અનેક પ્રયત્નો થયા છતાં આ પ્લેગ હિંદમાંથી હજુ નાબૂદ થઈ શક્યો નથી.

લૉર્ડ એલ્ગિનની પહેલા બંગાળા, મદ્રાસ અને મુંબઈમા જુદાં જુદાં સૈન્યો રાખવામાં આવતાં અને આ પ્રત્યેક સૈન્યનો સેનાપતિ જુદો હતો. ઈ. સ. ૧૮૯૫ માં આ ત્રણે સૈન્યોને એક કરી તેની સઘળી વ્યવસ્થા એક મુખ્ય સેનાધિપતિને સોંપવામા આવી

## પ્રકરણ ૫૧

### લૉર્ડ કર્ઝન

લૉર્ડ કર્ઝન વાઇસરૉય તરીકે ઈ સ ૧૮૯૯ મા હિંદુસ્તાન આવ્યો. એ ઘણો બુદ્ધિમાન, હોશિયાર, ઉત્સાહી, ઉત્તમ વકતા તેમ જ રાજકીય વિષયોમા કાબેલ હોવાથી પાર્લમેન્ટમા એણે ઉત્તમ ખ્યાતિ મેળવી હતી


લૉર્ડ કર્ઝન

આ સમયમા વાયવ્ય સરહદ પર હમેશા બડા થતા હોવાથી લોકોને અતિ ત્રાસ થતો અને આ બડો સમાવવા ઘણુ દ્રવ્ય ખરચાતુ, છતા યોગ્ય બદોબસ્ત થતો નહિ જ્યા સુધી ત્યા સૈન્ય રહેતુ ત્યા સુધી શાન્તિ જળવાતી, પણ સૈન્યની ગેરહાજરીમા પાછુ તોફાન મચી રહેતુ લૉર્ડ કર્ઝને સરહદપર બદો-બસ્ત રાખવાને અંગ્રેજી લશ્કર નહિ રાખતા ત્યા બદોબસ્ત રાખવાનુ કામ ત્યા રહેતી પહાડી જાતોના આગેવાનોને જ સોપ્યુ લૉર્ડ કર્ઝને પેશાવર, કોહાટ, બાનુ અને ડેરા ઇસ્માઇલખાનને જોડી દઈ નવો **નૉર્થ વેસ્ટ ફ્રૉન્ટીઅર (વાયવ્ય સરહદનો) પ્રાંત** બનાવ્યો ને તેને વડી સરકારની દેખરેખ નીચે મૂક્યો પજાબ સરકારને લશ્કરનો અધિકાર ન આપતા તે પણ વડી સરકારે હાથ કર્યો

ઈ સ ૧૯૦૧ મા મહારાણી વિક્ટોરીઆનો ૮૨ વર્ષની ઉમ્મરે સ્વર્ગવાસ થયો પ્રજાહિતેચ્છુ, દયાળુ શાન્ત તેમ જ પરોપકારી મહારાણી વિક્ટોરીઆનુ નામ હિંદુસ્તાનના ઇતિહાસમા સદાને માટે જાણીતુ રહેશે એમના ૬૪ વર્ષના અમલમા હિંદના લોકોને સુખશાન્તિ મળ્યા હતાં એમના પછી એમના પાટવી કુવર સાતમા એડવર્ડ

ગાદીએ બેઠા. આ રાજ્યાભિષેકનો ઉત્સવ ઊજવવા માટે ઈ. સ. ૧૯૦૩ મા લૉર્ડ કર્ઝને દિલ્હીમા એક દરબાર ભરી એમને હિંદુસ્તાનના શહેનશાહ તરીકે જાહેર કર્યા.

ઈ. સ. ૧૯૦૧ મા તિબેટના રાજા દલાઈ લામાએ રશિયનો સાથે પરિચય વધાર્યો. અંગ્રેજોને આ વાતની ખબર પડી ત્યારે તેને સમજાવવાનો તેઓએ પ્રયત્ન કર્યો પણ તેણે નહિ માનવાથી કર્નલ યગહસ્બંડની સરદારી હેઠળ એક લશ્કરી ટુકડી તેની સામે મોકલવામા આવી, ઇ સ ૧૯૦૪. આ ટુકડીએ તિબેટનોને હરાવી તેમનુ પાટનગર લાસા કબજે કર્યું. લામા નાસી ગયો તેને પદભ્રષ્ટ કરી બીજા લામાને ગાદીએ બેસાડ્યો ને તેને અંગ્રેજો સિવાય બીજા રાજ્યો સાથે સબધ રાખવાની મના કરી

**સુધારા**—લૉર્ડ કર્ઝને ઘણા રાજકીય સુધારાઓ કર્યા એણે મીઠા ઉપરનો કર ઓછો કરી તથા આવકવેરામા યોગ્ય સુધારા કરી રૈયતને રાહત આપી વેપાર અને હુન્નરઉદ્યોગના ઉત્તેજનાર્થે એક નવુ ખાતુ સ્થાપ્યુ અને તેના વડાને વાઇસરૉયની કારોબારી સભાનો સભાસદ બનાવ્યો. દેશી યુવરાજોને કેળવણી આપવા ખાસ રાજકુમાર કૉલેજ સ્થાપી ઈ સ. ૧૯૦૦ મા ભારે દુષ્કાળ પડ્યો પણ તેને માટે એણે તરત જ ચાપતા ઇલાજો લેવાથી તેની અસર વધારે થઈ નહિ ઊંચી કેળવણીના પ્રચારની તપાસણી માટે લૉર્ડ કર્ઝને **યુનિવર્સિટી કમિશન** નીમ્યુ તેની ભલામણથી ઈ સ ૧૯૦૪ નો યુનિવર્સિટી ઍક્ટ પસાર થયો તેથી યુનિવર્સિટીઓના બધારણમા તેમ જ કૉલેજોના અભ્યાસક્રમમા ફેરફારો કરવામા આવ્યા આ ફેરફારોથી ઉચ્ચ કેળવણી પર કાપ મારેલો લાગતો હતો તેથી હિંદીઓ ગુસ્સે થયા અને પ્રખ્યાત હિંદી આગેવાન નામદાર ગોપાલ કૃષ્ણ ગોખલેએ એ ઍક્ટની સખત ટીકા કરી ખેડૂતોને દેવામાથી રાહત આપવા એણે **કોઑપરેટિવ સોસાયટી (પરસ્પર સહાયકારક મંડળી)** નો કાયદો પસાર કર્યો, ને જમીન મહેસૂલ પદ્ધતિને શાસ્ત્રીય પાયા પર મૂકી

હિંદુસ્તાનમા પુરાતન મદિરો, મસ્જિદો, ઇમારતો વગેરે બાધકામો ઐતિહાસિક તેમ જ શિલ્પ અને સ્થાપત્યની દૃષ્ટિએ ઘણા જ અગત્યના

છે. આથી એના સંરક્ષણાર્થે લૉર્ડ કર્ઝને **'પુરાતન ઇમારતોના રક્ષણનો કાયદો'** પસાર કરાવ્યો અને તેને માટે એક જુદું ખાતું ખોલ્યું. એણે પ્રાચીન સ્તંભો ઉપરના લેખોનું તેમજ બીજા શિલાલેખોનું ભાષાંતર પ્રસિદ્ધ કરાવ્યું, તેથી હિંદુસ્તાનનો જૂનો ઇતિહાસ ઘણો પ્રકાશમાં આવ્યો.



ગોપાળ કૃષ્ણ ગોખલે

નહેરો બાંધવાને માટે યોજના ઘડવા એણે **'ઇરિગેશન કમિશન** નીમ્યું, અને પોલિસ વ્યવસ્થાને સંગીન પાયા પર મૂકવા **'પોલિસ કમિશન'** નીમ્યું.

ઈ. સ. ૧૯૦૪ માં લૉર્ડ કર્ઝનના હોદ્દાની મુદ્દત પૂરી થઇ હતી, પણ એણે આરંભેલાં કામો સંપૂર્ણ કરવાને એની નિમણુકમાં બે વર્ષ વધારી આપવામાં આવ્યાં. આ બે વર્ષમાં એણે **'બંગાળાના ભાગલા'** પાડી લોકોની પ્રીતિ ગુમાવી. એના વર્તનથી લોકો એને સ્વેચ્છાચારી તેમ જ ઉદ્ધત ગણી ધિક્કારવા લાગ્યા. બંગાળા ઇલાકાનો વિસ્તાર પ્રમાણમાં ઘણો જ મોટો હોવાથી તેની વ્યવસ્થા એક અધિકારીથી થવી અશક્ય હતી. પૂર્વ બંગાળામાં ઘણાએ ખૂનો અને ઘાતકી કામો થતાં હતાં પણ સરકારને તેના ઉપર લક્ષ આપવાનો અવકાશ મળતો નહિ. આ કારણો ધ્યાનમાં લઇ બંગાળાને બે ભાગમાં વહેંચી નાખવામાં આવ્યો. આસામ અને પૂર્વ બંગાળાનો એક પ્રાંત અને બાકીના બંગાળાનો બીજો પ્રાંત બનાવવામાં આવ્યો. આથી ઉશ્કેરાઇને બંગાળીઓએ આખા દેશમાં ખળભળાટ મચાવ્યો. સભાઓ ભરી સરકારી નીતિને વખોડી બ્રિટિશ માલનો બહિષ્કાર કર્યો. લૉર્ડ કર્ઝનના આ કૃત્યથી લોકોમાં અસંતોષ ફેલાયો અને તેથી રાષ્ટ્રીય ભાવનાને ઉત્તેજન મળ્યું.

લૉર્ડ કર્ઝન વાઇસરૉય હતો ત્યારે મુખ્ય સેનાધિપતિ લૉર્ડ કિચનર હતો. લૉર્ડ કર્ઝન ને લૉર્ડ કિચનરની વચ્ચે સેનાધિપતિના મોભ્ભા વિષે મતભેદ પડ્યો. કિચનરે આ વાત હિંદી વજીરને જણાવી. પરિણામે કિચનરનો અભિપ્રાય માન્ય થયો. આથી નારાજ થઈ ઈ. સ. ૧૯૦૫ માં કર્ઝને રાજીનામું આપ્યું.

**લૉર્ડ મિન્ટો—'મૉર્લી-મિન્ટો સુધારા.'—**ઈ. સ. ૧૯૦૫ માં લૉર્ડ મિન્ટો વાઇસરૉય તરીકે હિંદ આવ્યો. એ આગળ થઈ ગએલા ગવર્નર જનરલ લૉર્ડ મિન્ટોનો પ્રપૌત્ર હતો. બંગાળાના ભાગલાથી આ વખતે હિંદમાં અશાન્તિનું વાતાવરણ પ્રસર્યું હતું. લોકોએ ઉશ્કેરાઈને સરકારની સામે સખત લખાણ કર્યાં અને બંગાળીઓએ ગુપ્ત રીતે બોમ્બગોળાનું લડાયક સાધન તૈયાર કરવા માંડ્યુ આવા વિચિત્ર સંજોગોમા લૉર્ડ મિન્ટોએ ઘણી જ સમયસૂચકતા વાપરી. તેણે બે નીતિઓ અખત્યાર કરી. (૧) રાજદ્રોહી ગુનેગારોને સખત શિક્ષા કરી અને દબાવ્યા, અને (૨) ઉચ્ચ કેળવણી પામેલા હિંદીઓને રાજ્યના મોટા હોદ્દાઓ પર નીમી તેઓના મન મેળવી લીધા. આ સમયે અંગ્રેજી કેળવણીના વિશેષ પ્રચારથી લોકોના વિચારો ઉન્નત થયા હતા અને રાજકાર્યમાં ભાગ લેવાને તેઓ ઉત્સુક થઈ રહ્યા હતા. જાપાનના રશિયાની સાથે વિગ્રહમાં થએલા અસાધારણ વિજયથી હિંદીઓનાં મન રાજકીય સ્વતંત્રતાને માટે ઉત્તેજિત થયા હતાં. હિંદુસ્તાનમા પ્રસરેલી ચળવળ શાંત પાડવા, હિંદીઓને દરેક સરકારી ખાતામાં ભાગ લેતા કરવા તથા રાજકીય તાલીમ આપવા હિંદી વજીર લૉર્ડ મોર્લી અને વાઇસરૉય લૉર્ડ મિન્ટોની ભલામણ પ્રમાણે બ્રિટિશ પાર્લમેન્ટ ઈ. સ. ૧૯૦૯ માં


લૉર્ડ મિન્ટો

'ઇન્ડિઅન કાઉન્સિલ ઍક્ટ' પસાર કર્યો આ કાયદાથી ધારાસભાના સભાસદોની સંખ્યા વધારી ૬૦ રાખવામાં આવી, જેમાંના ૨૭ સભાસદો લોકોથી ચૂંટાવાના હતા તેમ જ પ્રાંતિક ધારાસભાના સભાસદોની સંખ્યા વધારી ૫૦ રાખી, જેમાંના ૨૧ લોકનિયુક્ત હતા આ ધારાસભામાં બજેટ વિષે પ્રશ્નો પૂછવાનો તેમ જ સરકારી કામકાજની સમાલોચના કરવાનો અધિકાર મેમ્બરોને આપવામાં આવ્યો વાઇસરૉયની કારોબારી સભામાં એક હિંદીને નીમવામાં આવ્યો તેમ જ લંડનમાંની હિંદી વઝીરની સભામાં એક હિંદી અને એક મુસલમાનને નીમવામાં આવ્યા આ ઉપરાંત બંગાળા, મુંબઈ અને મદ્રાસની કારોબારી સભામાં એકેક હિંદી સભાસદ નીમવામાં આવ્યો આ સુધારાઓ **મોર્લી-મિન્ટોના સુધારાઓ** તરીકે પ્રખ્યાત છે આ નવાજેશથી લોકોમાં નવી જાગૃતિ આવી

ઈ સ ૧૯૧૦ માં શહેનશાહ સાતમા એડ્વર્ડનું અવસાન થયું તેઓએ પોતાના ટૂંક અમલમાં પોતાના શાંતિપ્રેમથી તેમ જ બીજા રાજ્યકર્તાને છાજે એવા ઊંચા ગુણોથી ઘણી લોકપ્રિયતા મેળવી અને **'શાંતિપ્રચારક'** તરીકે નામના મેળવી એમના પછી એમના કુંવર શહેનશાહ પાંચમા જ્યૉર્જ ' ગાદીએ આવ્યા

**લૉર્ડ હાર્ડિંગ**—ઈ સ ૧૯૧૦ માં લૉર્ડ હાર્ડિંગ વાઇસરૉય તરીકે હિંદુસ્તાન આવ્યો ત્યારપછી મહારાજા જ્યૉર્જ અને મહારાણી મેરી હિંદ પધાર્યાં, અને ઈ સ ૧૯૧૧ ના ડીસેમ્બર માસની ૧૨ મી તારીખે દિલ્હીમાં એક ભવ્ય દરબાર ભરી ઘણી ધામધૂમથી તેમનો મહારાજા અને મહારાણી તરીકે રાજ્યાભિષેક કરવામાં આવ્યો આ પ્રસંગે શહેનશાહે હિંદની રાજધાની કલકત્તાથી ખસેડી દિલ્હી કરવાનું જાહેર કર્યું મહારાણી વિક્ટોરીઆના ઢંઢેરાનું પાલન કરવાનું વચન આપ્યું બંગાળાના ભાગલાઓ રદ કરી બંગાળાને મદ્રાસ અને મુંબઈના જેવો ઇલાકો બનાવી તેને ગવર્નરની દેખરેખ નીચે મૂકવાનું જાહેર કર્યું દિલ્હીનો એક જુદો જ પ્રાંત બનાવ્યો અને તેનો કારભાર એક ચીફ કમિશનરને સોંપ્યો આસામનો જુદો પ્રાંત બનાવી તેને પણ

ચીફ કમિશનરની દેખરેખ નીચે મૂક્યો. આમ શહેનશાહે, ઘણી જ ઉદારતાથી લોકોની માગણીઓ પૂરી પાડી પોતાની હિંદ પ્રત્યેની મમતા દર્શાવી. હિંદુસ્તાનના રાજારાણાઓએ દરબારમાં પોતાની રાજનિષ્ઠા તેમજ સ્વામિભક્તિ ઉત્તમ રીતે બતાવી. એ નામદાર હિંદુસ્તાનના મુખ્ય શહેરોની મુલાકાત લઇ ઈ સ ૧૯૧૨ ના જાન્યુઆરી માસની ૧૦ મી તારીખે પાછા ઇંગ્લંડ સિધાવ્યા


લૉર્ડ હાર્ડિંગ

આમ રાજ્યમા સર્વત્ર શાન્તિ પ્રસરી રહી હતી પણ લૉર્ડ હાર્ડિંગ દિલ્લી દરબારના સમારભ માટે પ્રવેશ કરતા હતા તેવામા ચાદનીચોક આગળ કોઈ દુષ્ટ માણસે એ નામદાર ઉપર બોમ્બ ફેંક્યો. તથાપિ આ ધૈર્યવાન, ઉદાર અને ભલા વાઇસરૉયે આ બનાવ મનમા ન લાવતા કોઈ પણ માણસને સજા ન કરતા આવેલી આપત્તિ સહન કરી લીધી

લૉર્ડ હાર્ડિંગે પોતાની ૬ વર્ષની કારકિર્દીમા ઘણા સુધારા દાખલ કરી હિંદવાસીઓની પ્રીતિ સપાદન કરી. એના સમયમા દેશીઓને ઊંચા હોદ્દા મળ્યા. તેમણે દેશીઓને કેટલા પ્રમાણમા ઊંચી નોકરીમા દાખલ કરવા અને તેમની ઉન્નતિ માટે શા ઉપાયો યોજવા એ બાબતની સપૂર્ણ તપાસ કરવાને માટે એક કમિશન નીમ્યું. આજ સુધી વિક્ટોરીઆ ક્રૉસનુ શ્રેષ્ઠ માન રણભૂમિમા અપૂર્વ શૌર્યને માટે અંગ્રેજોને જ આપવામા આવતુ તે હિંદીઓને પણ આપવાનુ એમણે જાહેર કર્યું. વાઇસરૉયની કારોબારી સભામા હિંદી સભાસદને કેળવણીખાતુ સોંપવામા આવ્યુ, દર વર્ષે કેળવણીના ઉત્તેજનાર્થે સરકારે ૫૦ લાખ રૂપીઆ વધારે આપવાનુ ઠરાવ્યુ; અને

પ્રાથમિક શાળાઓની સંખ્યા બમણી કરવા ભલામણ થઈ આથી પ્રાથમિક શાળાઓ ઘણી વધી તેમજ રંગુન, પટના અને ઢાકામાં નવા વિશ્વવિદ્યાલયો સ્થપાયા આજ સાલમાં પંડિત **મદનમોહન માલવિયાના** અત્યુત્તમ પ્રયાસથી બનારસમાં એક હિંદુ યુનિવર્સિટિ સ્થાપવામાં આવી. આ ઉપરાંત લોકોની સુખાકારી માટે દવાખાના પાકા રસ્તાઓ, તેમ જ રેલ્વે સડકો બાંધવામાં આવ્યા

લૉર્ડ હાર્ડિંગે આ ઉપરાંત દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓનો પ્રશ્ન ધ્યાનમાં લીધો દક્ષિણ આફ્રિકાના રહીશો પોતાના હક્કો મેળવવા માટે મહાત્મા ગાંધીની સરદારી હેઠળ ચળવળો કરી રહ્યા હતા લૉર્ડ હાર્ડિંગે આ વિષય પર ધ્યાન આપી તેઓના હક્ક રજૂ કરવાને મનતુ કર્યું

ઈ સ ૧૯૧૪ મા યુરોપમા એકાએક મહાયુદ્ધ થયુ આથી હિંદમા આગળના સુધારામા ખલેલ પડી પણ લૉર્ડ હાર્ડિંગે લોકોની લાગણી સતોષી તેમના મન હરી લીધેલા હોવાથી આ યુદ્ધ માટે હિંદુસ્તાનમાથી જોઇતા માણસો નાણા તેમજ સાધનો સરકારને ઘણી સહેલાઇથી મળ્યા

**ઈ. સ. ૧૯૧૪ નુ જગવિખ્યાત યુદ્ધ**—ઈ સ ૧૯૧૪ મા ઇગ્લડને જર્મની સાથે ભારે યુદ્ધ થયુ આ યુદ્ધમા સસ્થાનોએ ઇગ્લડને મનની મદદ આપી પણ હિંદુસ્તાને આપેલો ફાળો તો ખરેખર અસાધારણ હતો અહીંના રાજાઓએ અને રાજકુમારોએ પોતાનાથી બનતુ દ્રવ્ય સાધનો તેમ જ માણસોની મદદ આપી બિકાનેર પતિયાળા જોધપુર વગેરેના રાજાઓએ લડાઇમા જવાની માગણી કરી તેમજ મૈસૂર વડોદરા, કાશ્મીર હૈદ્રાબાદ વગેરે મુખ્ય રાજ્યોએ પણ ઘણી મદદ આપી બ્રિટિશ અને હિંદીઓનુ બનેલુ ૨૪,૦૦૦ માણસનુ પરાક્રમી સૈન્ય સર જેમ્સ વિલકૉક્સની સરદારી તળે ઈ સ ૧૯૧૪ મા ફ્રાસની રણભૂમિ પર ઊતર્યું હિંદી સૈન્ય પઠાણ, ગુરખા, પજાબી, શીખ મરાઠા વગેરે લડાયક જાતિઓનુ બનેલુ હતુ આ હિંદી સૈન્યે પોતાનુ અપ્રતિમ શૌર્ય બતાવ્યુ અને યુદ્ધમા યશસ્વી નીવડેલા હિંદીઓમાના

૧૧ વીરોને વિક્ટોરીઆ ક્રૉસના ચાંદ મળ્યા ત્યારબાદ જર્મનોને મળી જનાર તુર્કો સાથે ઈ સ. ૧૯૧૫ માં લડાઈ થઈ તેમાં પણ હિંદી સૈન્યે અસાધારણ બળ બતાવ્યું ઈ સ ૧૯૧૭ માં જનરલ ઍલેન્બીની સરદારી હેઠળ હિંદી સૈન્યે પૅલેસ્ટાઈન પર સવારી કરી તેનું મુખ્ય શહેર જેરૂસલેમ કબજે કર્યું અને બીજે વર્ષે દમાસ્કસ જીતી લઈ તુર્કી પ્રજાને થકવી નાખી પ્રથમ અમેરીકાએ આ યુદ્ધમાં ભાગ લીધો ન હતો, પણ પાછળથી તેણે તેમાં જોડાઈ મિત્રરાજ્યોને મદદ આપવાથી આ દારુણ યુદ્ધનો ઈ. સ ૧૯૧૮ ના નવેમ્બર માસમાં અંત આવ્યો જર્મની અને તેના મળતીઆ રાજ્યોનો પરાભવ થવાથી તેમણે સુલેહની માગણી કરી અને જર્મનીનો રાજા કૈસર રાજગાદી છોડી હોલંડમાં જઈ રહ્યો ઈ સ ૧૯૧૮ ના નવેમ્બર માસની ૧૧ મી તારીખે સુલેહ થઈ તેમાં જર્મનીએ સઘળાં નડાયક સાહિત્ય અને જીતેનો મુનક આપી દેવાનું તથા લશ્કર કમી કરવાનું કબૂલ કર્યું આ સુલેહની કલમોને અમલમાં મૂકવા સારુ પૅરિસમાં સુલેહને માટે સભા ભરવામાં આવી તેમાં હિંદુસ્તાનનો બ્રિટિશ સામ્રાજ્યમાં દરજ્જો વધારવાને તથા હિંદીઓને રાજ્યવહીવટમાં ભાગ લેતા કરવાને **બિકાનેરના મહારાજા** અને **સર સત્યેન્દ્ર સિંહને** બેઠક આપવામાં આવી હિંદી સૈનિકોએ જુદા જુદા રણસંગ્રામમાં બતાવેલા શૌર્યથી દુનિયાના સર્વ દેશોની ખાતરી થઈ કે હિંદી સૈનિકો બીજા કોઈ પણ દેશના સૈનિકોથી કોઈ પણ રીતે ઊતરે તેવા નથી

## પ્રકરણ ૫૨

---

### લૉર્ડ ચેમ્સફર્ડ

ઈ. સ. ૧૯૧૬ માં લૉર્ડ ચેમ્સફર્ડ વાઈસરૉય તરીકે નીમાયો.



લૉર્ડ ચેમ્સફર્ડ

ઈ. સ. ૧૯૧૪ ના જગવિખ્યાત યુદ્ધના હિંદે બનાવેલી ગંજ ભક્તિની કદર કરી ઇંગ્લંડની સરકારે ઈ. સ. ૧૯૧૭ માં પાર્લમેન્ટમાં હિંદવાસીઓને રાજકીય હક્કો આપવાનું અને રાજકાર્યમાં ભાગ આપવાનું વચન આપ્યું. આ વચનની રૂએ ઈ. સ. ૧૯૧૮ માં હિંદી વઝીર મૉન્ટેગ્યુ હિંદની રાજકીય સ્થિતિ તપાસવા આવ્યા. તેઓએ હિંદના વાઈસરૉય સાથે બધે ફરી જાણીતા હિંદી અને રાજકીય પુરુષોની મુલાકાત લીધી. એમણે બંનેએ દેશની ઘટનાનું બારીક અવલોકન કરી તેનો વિગતવાર મૉન્ટેગ્યુ ચેમ્સફર્ડ રિપોર્ટ ઈ. સ ૧૯૧૮ ના જુલાઈ માસમાં પાર્લમેન્ટ સમક્ષ રજુ કર્યો. બાદ ઈ. સ. ૧૯૧૯ માં નવા સુધારાનો કાયદો પાર્લમેન્ટમાં પસાર થયો. આ કાયદો 'મૉન્ટફર્ડ ઍક્ટ' તરીકે પ્રખ્યાત થયો છે.

**રાષ્ટ્રીય જાગૃતિ**—ઇન્ડિઅન નૅશનલ કૉંગ્રેસે મૉન્ટફર્ડ સુધારાને અસંતોષકારક જાહેર કર્યા. આ બાબતમાં હિંદના આગેવાન પુરુષો બે પક્ષોમાં વહેંચાઈ ગયા. એક નરમ 'મોડરેટ' અને બીજો ગરમ 'એક્સ્ટ્રીમિસ્ટ'. મોડરેટોએ ઈ. સ. ૧૯૧૯ ના સુધારાને હર્ષભેર વધાવી લીધા. તેઓ સરકાર સાથે સહકાર કરી કાઉન્સીલોમાં

જઈ, મોટા હોદ્દાઓ સ્વીકારી, દેશમાં જાગૃતિ આણી, સ્વરાજ્ય મેળવવું એવા અભિપ્રાયવાળા હતા, ત્યારે એક્સ્ટ્રીમિસ્ટો આ



મિ૦ મૉન્ટેગ્યુ

સુધારાને અસંતોષકારક લેખી તેનો અસ્વીકાર કરતા હતા. આ સ્થિતિ સુધારવાની સરકારને ફરજ પાડવાના હેતુથી મહાત્મા ગાંધીએ સત્યાગ્રહ અથવા અહિંસાત્મક અસહકાર કરવાનું સૂચવ્યું અને **અસહકારની ચળવળ** શરૂ કરી. આને અમલમાં મૂકવાને લોકોને કોર્ટો, શાળાઓ, કૉલેજો અને કાઉન્સિલોનો બહિષ્કાર કરવાનું સૂચવ્યું; અને રાષ્ટ્રીય શાળાઓ સ્થાપી કેળવણી આપવાનું, રેંટીઆ કે ચરખા પર સુતર કાંતી ખાદીનો પ્રચાર કરવાનું, અને ગ્રામ્ય પંચાયતો સ્થાપવાનું કર્યું.

**અફઘાન વિગ્રહ**—ઈ. સ. ૧૯૧૯ માં અંગ્રેજો અને અફઘાનિસ્તાન વચ્ચે લડાઈ સળગી. ત્યાંના અમીર હબીબુલ્લાનું ખૂન થવાથી

તેનો પુત્ર અમાનુલ્લા ગાદીએ આવ્યો. આ વખતે અફઘાનિસ્તાનમાં અંધાધૂંધી તેમજ રાજકીય ચળવળો ઊભી થઈ. તેમાંથી બચવા માટે અમીરે અંગ્રેજ સાથે લડાઈ શરૂ કરી. અંગ્રેજ સૈન્યે તેને હરાવ્યો. આ યુદ્ધ લગભગ એક મહિનો ચાલ્યું. આખરે ઈ. સ. ૧૯૨૦ ના ઑગસ્ટ માસમા રાવળપિંડી આગળ સુલેહના કોલકરાર થવાથી આ વિગ્રહનો અત આવ્યો. આમ જ્યાં 'સરહદ' પરના આફ્રીદી તેમજ વઝીરી લોકોનું બંડ ચાલુ જ રહ્યું: પણ અંતે તેમને શાન્ત પાડવામાં આવ્યા.



લૉર્ડ રેડિંગ

**લૉર્ડ રેડિંગ**—લૉર્ડ રેડિંગ વાઇસરૉય તરીકે ઈ. સ. ૧૯૨૧ મા હિંદુસ્તાન આવ્યા.

ઈ. સ. ૧૯૨૧ માં લૉર્ડ રેડિંગે અફઘાનિસ્તાનના અમીરની સાથે સુલેહના કોલકરાર કર્યા. આથી અફઘાનિસ્તાન સ્વતંત્ર

દેશ બન્યો અને અમીરને પોતાના એલચી ઈંગ્લંડમાં તેમ જ બીજા રાજદરબારોમાં મોકલવાની છૂટ મળી. ઈ. સ. ૧૯૨૧ માં મલબાર કિનારે વસતા મોપલા નામના મુસલમાનોએ ધર્મઝનૂનથી બંડ કર્યો. ભયંકર ખૂનરેજી ચાલી અને ઘણા હિંદુઓ માર્યા ગયા. આથી સરકારે સખત પગલાં લઈ બંડ શમાવ્યું.

આજ અરસામાં હિંદ બહાર દક્ષિણ આફ્રિકા અને ફીનિયામાં વસતા હિંદીઓના હક્કનો પ્રશ્ન ખડો થયો અને હિંદી તેમ જ બ્રિટિશ પ્રજાના હક્કો સરખા છે એ વિષે ચર્ચા કરવા ઈ. સ. ૧૯૨૧ માં એક સામ્રાજ્ય પરિષદ ભરાઈ. આ પરિષદમાં હિંદીઓ તરફથી મૉન્ટેગ્યુ, શ્રીનિવાસ શાસ્ત્રી, અને કચ્છના રાવ બિરાજ્યા. આ પરિષદે સમાનતાનો હક્ક સ્વીકાર્યો, પણ દક્ષિણ આફ્રિકાની સરકારે આ મત સ્વીકાર્યો નહિ. આથી શ્રીનિવાસ શાસ્ત્રી સમાધાન કરવા ઈ. સ. ૧૯૨૨ મા દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલિઆ અને કૅનૅડા ગયા, પણ તેઓ કંઈ વધુ કરી શક્યા નહિ અને હિંદીઓની ફરિયાદ કાયમ જ રહી.

**અસહકાર**—આ વખતે મહાત્મા ગાધીએ અસહકારની ચળવળ જોરથી ચલાવી; અને સરકારી નોકરીનો ને શાળાઓનો બહિષ્કાર કરવા, કાઉન્સિલની બેઠકો ખાલી રાખવા, અસ્પૃશ્યતા દૂર કરવા, તેમ જ સૂતરને તાતણે સ્વરાજ્ય મેળવવા લોકોને આગ્રહ કર્યો. ગાધીજીના પક્ષમા અલી ભાઈઓએ સામેલ થઈને આ કાર્યને પુષ્ટિ આપી. ચળવળનુ વધતુ જતુ જોર અટકાવવાને સરકારે ગાંધીજીને તેમ જ આગળ પડતા લગભગ બધા જ લોકનેતાઓને રાજદ્રોહી ઠરાવી કેદ કર્યા. જેલમાં ગાધીજીની તદુરસ્તી બગડતી જતી હોવાથી સરકારે એમને ઈ. સ. ૧૯૨૪ મા છૂટા કર્યા.

ઈ. સ. ૧૯૨૪ મા લેજિસલેટિવ ઍસેમ્બ્લીમા સ્વરાજ્ય પક્ષની વધુમતિ હોવાથી લોકનિયુક્ત સભાસદોમાથી ઑનરેબલ મિ૰ વિઠ્ઠલભાઈ પટેલને ઍસેમ્બ્લીના પ્રમુખ તરીકે ચૂટવામા આવ્યા. આવુ માન મેળવનાર પ્રથમ હિંદી તેઓ જ હતા.

**લૉર્ડ અર્વિન**—ઈ. સ. ૧૯૨૬ માં લૉર્ડ અર્વિન વાઇસરૉય નીમાયા. હિંદુસ્તાન ખેતીપ્રધાન દેશ છે અને અહીંના લોકોનો મુખ્ય આધાર ખેતી ઉપર જ રહેલો હોવાથી એ કામની ઉન્નતિ અર્થે ઈંગ્લંડની સરકારે યોગ્ય વિચાર કરી બ્રિટિશ પ્રધાનમંડળમાં ખેતીવાડી ખાતાના પ્રધાન તરીકે અનુભવવાળા લૉર્ડ અર્વિનને વાઇસરૉયનો ઓદ્દો આપી હિંદ મોકલ્યા. એના આવવાની સાથે જ એક **'શાહી ખેતીવાડી કમિશન'** નીમવામાં આવ્યું નાણાંની તંગીને લીધે એની ઘણી ખરી ભલામણો અમલમાં મૂકાઈ નથી.



લૉર્ડ અર્વિન

ઈ. સ. ૧૯૨૭ માં હિંદી રાજકીય સુધારા વિષે તપાસ કરી ભલામણ કરવા શાહી કમિશન નીમવામાં આવ્યું, જેના પ્રમુખ સર જોન સાઇમનના નામ પરથી તે **સાઇમન કમિશન** તરીકે ઓળખાયું. આ કમિશનમાં એક પણ હિંદી નહિ નીમાયાથી કૉંગ્રેસ પક્ષના તેમ જ બીજા આગેવાનોએ એનો વિરોધ કર્યો અને એના કામમાં બિલકુલ ભાગ લીધો નહિ. આ કમિશનના રિપોર્ટથી હિંદમાં સંતોષ ફેલાવાને બદલે અસંતોષ વ્યાપી રહ્યો ને સરકાર વિરુદ્ધની કૉંગ્રેસની ચળવળને ઘણું જોર મળ્યું. સાઇમન કમિશનમાં એક પણ હિંદી નહિ નીમવાની ભૂલને સુધારવા અને હિંદીઓના મન સંતોષવાના હેતુથી સરકારે હિંદના રાજકીય સુધારાના સવાલનો સંતોષકારક નિકાલ લાવવા

લંડનમાં એક **ગોળમેજી પરિષદ (રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ)** ભરવાનું ઠરવ્યું, પણ તેમાં હિન્દુ રાજકીય બંધારણ સંસ્થાનિક સ્વરાજ્ય કે "ડોમીનીઅન સ્ટેટ્સના" સિદ્ધાંત પર રચવાની સરકાર તરફથી ખાત્રી નહિ મળવાથી કૉંગ્રેસ પક્ષે તેમાં ભાગ લેવાની સાફ ના પાડી અને પૂર્ણ સ્વાતંત્ર્યની ચળવળ શરૂ કરી

ઈ સ ૧૯૨૯ માં લાહોરમાં પંડિત જવાહિરલાલ નેહરુના પ્રમુખપણા હેઠળ ભરાએલી કૉંગ્રેસે સંપૂર્ણ સ્વાતંત્ર્યની ચળવળ શરૂ કરવાનો ઠરાવ પસાર કર્યો ઈ સ ૧૯૩૦ ના માર્ચની ૧૨ મી તારીખે મહાત્મા ગાંધીએ વાઇસરૉયને ખાસ પત્રદ્વારા ખબર આપી ૮૦ સ્વયંસેવકો સાથે સાબરમતીથી દાંડી કૂચ કરી ત્યાં મીઠું બનાવી મીઠાના કાયદાનો સવિનય ભંગ કરી **અહિંસાત્મક અસહકાર અને સવિનય કાયદાભંગની ચળવળનું** મંડાણ કીધું સાથે સાથે વિદેશી કાપડના બહિષ્કારની તેમ જ દારૂનિષેધની ચળવળ પણ પુર જોસમાં ચાલી પરિણામે દેશમાં ઠેકાણે ઠેકાણે સવિનય કાયદાનો ભંગ ચાલી રહ્યો અને તેમાં ભાગ લેનારાઓની પકડાપકડી થઈ એથી કરીને મહાત્મા ગાંધી, પંડિત મોતીલાલ તથા જવાહિરલાલ નેહરુ, પંડિત મદનમોહન માલવિયા, શ્રીયુત વિઠ્ઠલભાઈ તથા વલ્લભભાઈ પટેલ, શ્રીમતી સરોજિની નાયડુ વગેરે હજારો હિંદી નરનારીઓએ કારાવાસ સેવ્યો છેવટે ગોળમેજી પરિષદની પહેલી બેઠક સને ૧૯૩૦ માં લંડનમાં ભરાઈને તેમાં હિંદી રાજકીય સુધારાના પ્રશ્ન પર વિચાર થયો પણ પરિષદમાં થએલા કામ પર આગળ વિચાર કરવામાં સરકારને કૉંગ્રેસની સહાનુભૂતિની જરૂર જણાઈ તેથી ઈ સ ૧૯૩૧ ના એપ્રિલ માસમાં વાઇસરૉય લૉર્ડ અર્વિને કૉંગ્રેસની કેટલીક માગણીઓ અમુક શરતે સ્વીકારી મહાત્મા ગાંધી સાથે સમાધાન કર્યું અને સવિનય કાયદાભંગની ચળવળ બંધ પાડી સઘળા કૉંગ્રેસવાદીઓને છોડી મૂક્યા ઈ સ ૧૯૩૧ ના એપ્રિલ માસમાં લૉર્ડ વિલિંગ્ડન લૉર્ડ અર્વિનની જગ્યાએ હિંદુસ્તાનના વાઇસરૉય ને ગવર્નર જનરલ નીમાયા એ જ વર્ષના સપ્ટેમ્બર માસમાં લંડનમાં ગોળમેજી પરિષદ ફરી ભરવામાં આવી તેમાં **"ગાંધી–અર્વિન કરાર"**

પ્રમાણે મહાત્મા ગાંધી કોંગ્રેસની સ્વતંત્ર સ્વરાજ્યની માગણી રજૂ કરવા હાજર થયા. પણ એ પરિષદમાંથી મહાત્મા ગાંધી પાછા ફર્યા કે તરત જ ઈ. સ. ૧૯૩૨ ના જાન્યુઆરી માસની શરૂઆતમાં સરકારે સંખ્યા બંધ ઑર્ડિનન્સ (અસાધારણ હુકમનાં જાહેરનામાં) બહાર પાડ્યાં અને મહાત્મા ગાંધી તથા દેશના હજારો કોંગ્રેસવાદીઓને કેદમાં પૂર્યા. ઈ. સ. ૧૯૩૩ ના માર્ચ મહિનામાં ઈંગ્લંડની સરકારે હિંદુસ્તાનના રાજકીય બંધારણને લગતી ભલામણો 'વ્હાઈટ પેપર'મા પ્રસિદ્ધ કીધી. ઈ. સ. ૧૯૩૪ના મે માસમા કોંગ્રેસે અસહકારની ચળવળ બંધ કીધી.



લૉર્ડ વિલિંગ્ડન

ત્યાર બાદ કોંગ્રેસે વડી ધારાસભાની ચૂંટણીમાં ભાગ લઇ પોતાના સભાસદો મોટા પ્રમાણમાં વડી ધારાસભામાં મોકલ્યા. 'વ્હાઈટ પેપરની' ભલામણોપર પાર્લામેન્ટની જોઈન્ટ કમીટીનો રિપોર્ટ ઈ. સ. ૧૯૩૫ ની શરૂઆતમાં રજૂ થયો. એ રિપોર્ટના આધારે પાર્લામેન્ટે હિંદુસ્તાનના રાજ્યબંધારણનો ૧૯૩૫ નો કાયદો પસાર કીધો. આ બંધારણ પસાર કરાવવા તે વખતના હિંદી વજીર સર સેમ્યુઅલ હોઆરે તનતોડ મેહનત કીધી હતી.

ઈ. સ. ૧૯૩૫ માં શહેનશાહ પાંચમા જ્યૉર્જના અમલનાં ૨૫ વર્ષ પૂરાં થયાં તેની સિલ્વર જ્યુબિલી આખા બ્રિટિશ રાજ્યમાં ઘણા જ ઉત્સાહથી ને દબદબાથી ઊજવાઈ. પણ તે પછી થોડા વખતમાં ઈ. સ. ૧૯૩૬ ના જાન્યુઆરી માસની ૨૧ મી તારીખે તેમના ગુજરી જવાથી આખી બ્રિટિશ શહેનશાહતમાં ગમગીની ફેલાઈ. તેમના પછી તેમના પુત્ર પ્રિન્સ ઑફ વેલ્સ ગાદીએ આવ્યા અને હિંદુસ્તાનના શહેનશાહ થયા. એમણે એમનું નામ આઠમા એડ્વર્ડ રાખ્યું હતું.

લૉર્ડ વિલિંગડને હિંદુસ્તાનમાં રાજકીય અશાંતિ અને ચળવળ દબાવી દીધી અને શાંતિનું વાતાવરણ ફેલાવ્યું. એમના હોદ્દાની મુદ્દત ઈ. સ. ૧૯૩૬ ના એપ્રિલ માસમાં પૂરી થતાં એમની જગ્યાએ લૉર્ડ લિનલિથગો હિંદુસ્તાનના ગવર્નર જનરલ ને વાઇસરૉય નીમાયા છે. હિંદુસ્તાનની ખેતીવાડી વિષે વિચાર કરવાને ઈ. સ. ૧૯૨૬ માં શાહી કમિશન નીમાયું હતુ તેના એ પ્રમુખ હતા. વળી નવા રાજ્યબંધારણને લગતી જૉઇન્ટ પાર્લામેન્ટરી કમિટીના પણ એ પ્રમુખ હતા. એટલે હિંદના નવા રાજ્યબંધારણ વિષે તેમ જ અહીંના ખેડૂતો ને ખેતી વિષે એમની સારી માહિતી છે. ખેડૂતોનું હિત એમને હૈયે છે.

ઈ. સ. ૧૯૩૬ ના એપ્રિલ માસમાં ઇન્ડિઅન નૅશનલ કૉંગ્રેસની બેઠક લખનૌ મુકામે પંડિત જવાહિરલાલ નેહરુના પ્રમુખપણા નીચે મળી. આ કૉંગ્રેસમાં સોસિઆલિસ્ટ પક્ષ સબળ રીતે બહાર પડ્યો. નવું રાજ્યબંધારણ પ્રાંતોમાં ઈ. સ. ૧૯૩૭ ની ૧ એપ્રિલથી અમલમાં આવ્યું છે.

શહેનશાહ આઠમા એડ્વર્ડ ગાદીપર આવ્યા ત્યારે કુંવારા હતા. તેમને કોઈ રાજકુંવરી સાથે લગ્ન કરવાનું સૂચવવામાં આવ્યું. પણ એ સૂચના તેમને ગમી નહિ. ગાદીપર આવતાં પહેલાં તેમને એક અમેરિકન સ્ત્રી મીસીસ અરનેસ્ટ સીમ્પસન સાથે મૈત્રી હતી. ઈ. સ. ૧૯૩૬ ની શરૂઆતમાં મીસીસ સીમ્પસને પોતાના ધણી મીસ્ટર સીમ્પસનથી છૂટા છેડા લીધા. આઠમા એડ્વર્ડની મીસીસ

સીમ્પસન સાથેની મૈત્રીની વાત ઈ. સ. ૧૯૩૬ ના ઑક્ટોબર મહીનામાં પેપરદ્વારા બહાર આવી. રાજા આ સ્ત્રીને પરણવા ઈંતેજાર હતા. બ્રિટિશ પ્રધાનમંડળ આવા લગ્નની વિરુદ્ધ હતું. સંસ્થાનો પણ વિરુદ્ધ હતાં. એક બાજુ હૃદયનો પ્રેમ અને બીજી બાજુ બ્રિટિશ સામ્રાજ્યની રાજ્યગાદી. આ બેમાથી આઠમા એડ્વર્ડે ઈ. સ. ૧૯૩૬ ના ડીસેમ્બરની ૧૦ મી તારીખે રાજ્યગાદીને તિલાંજલી આપી. પાર્લામેન્ટે આઠમા એડ્વર્ડનો રાજ્યગાદીના ત્યાગનો કાયદો પસાર કીધો અને રાજાના ભાઈ છઠ્ઠા જ્યૉર્જનું નામ ધારણ કરી ૧૦ મી ડીસેમ્બરે ગ્રેટ બ્રિટન અને સંસ્થાનોના રાજા થયા. આઠમા એડ્વર્ડ ડયુક ઑફ વિન્સરનું નામ ધારણ કરી ઇંગ્લંડ છોડ્યુ. પાર્લામેન્ટે એને પેન્શન બાંધી આપ્યું. થોડા મહિના પછી એ મીસીસ સીમ્પસનને પરણ્યા. દુનિયાના આધુનિક ઇતિહાસમા આ બનાવ અસાધારણ અને અનુપમ છે. હિંદુસ્તાનના રાજા અને શહેનશાહ છઠ્ઠા જ્યૉર્જ છે. એમને બે પુત્રીઓ છે. એમને તથા રાણીને પ્રજાને માટે લાગણી છે.


છઠ્ઠા જ્યૉર્જ

ઈ. સ. ૧૯૩૯ ના મે મહિનામાં ઇંગ્લંડના રાજા અને રાણી બ્રિટિશ સામ્રાજ્યના ઇતિહાસમાં પહેલ વહેલાં કૅનેડા ગયાં. ત્યાંથી તેઓ યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકા ગયાં. બંને જગ્યાએ એમને ખૂબ માન મળ્યુ. એમના જવાથી ઇંગ્લંડ ને કૅનેડા વચ્ચેનો સંબધ અને ઈંગ્લંડ ને યુનાઇટેડ સ્ટેટસની મૈત્રી વધ્યાં છે.



લૉર્ડ લિનલિથગો

**પ્રાંતિક સ્વાતંત્ર્યના અમલની સમાલોચના**—નવા રાજ્ય-બંધારણની રૂએ પ્રાંતિક ધારાસભાઓને માટે ચૂંટણી ઈ. સ. ૧૯૩૭ ની શરૂઆતમા થઈ. ચૂંટણીમાં ૭ પ્રાંતોમા કૉંગ્રેસ પક્ષને વધુમતિ મળી. બીજા ૪ પ્રાંતોમા એકપણ પક્ષને વધુમતિ મળી નહિ આ ૫ પ્રાંતોમાં એકથી વધુ પક્ષના નેતાઓએ પ્રધાનમંડળો ઘડ્યા ને તેમને પ્રાંતિક રાજ્યવહીવટ સોંપાયો.

જે ૭ પ્રાંતોમાં કૉંગ્રેસને વધુમતિ મળી તેમા કૉંગ્રેસ પક્ષના નેતાઓએ જ્યાંસુધી ગવર્નરો પાસેથી તેમની ખાસ જવાબદારીઓ અંગેની તથા તેમની વિવેકબુદ્ધિથી વર્તન કરવાની સત્તા નહિ વાપરવાની ખાત્રી નહિ મળે ત્યા સુધી પ્રધાનમંડળો ઘડી સત્તા સ્વીકારવાનું ના પાડ્યું. ગવર્નરોએ બીજા પક્ષમાથી કામચલાઉ પ્રધાનમંડળો નીમ્યા. પણ વસ્તુસ્થિતિ કફોડી હોવાથી ઈ. સ. ૧૯૩૭ ના મે મહિનામા હિંદી પ્રધાને ગવર્નર-જનરલે માગેલી ખાત્રી આપી ને આ ૬ પ્રાંતોમા કૉંગ્રેસ પક્ષે સત્તા સ્વીકારી પ્રધાનમંડળો ઘડ્યા. ત્યારપછી થોડા વખતમા બીજા ૨ પ્રાંતોમા પણ કૉંગ્રેસ પક્ષના પ્રધાનમંડળો થયા

ઈ. સ. ૧૯૪૦ મા રાજીનામુ આપવા પહેલા કૉંગ્રેસ પક્ષના પ્રધાનમંડળો સુંદર અને સંગીન કામ કરી રહ્યા હતા ખેડૂતોને રાહત, ગ્રામ્ય પુનઃ રચના, દારૂની બંધી, જમીનમહેસૂલમા રાહત અને બીજા ઘણા સામાજિક અને આર્થિક સુધારાઓ કરવા તનતોડ પ્રયત્નો કરી રહ્યા હતા બીજા પ્રાંતોમા પણ પ્રધાનમંડળો ઉપયોગી કામ કરી રહ્યાં છે પ્રધાનમંડળોની મુખ્ય મુશ્કેલી નાણાની છે. એમને કામને માટે પુરતુ મહેસૂલ બંધારણમા નાણાની થએલી ગોઠવણને લીધે મળતુ નથી.

યુરોપમા જર્મનીએ ઈંગ્લંડ સાથે ઈ. સ. ૧૯૩૯ ના ડિસેમ્બર મહીનામા વિગ્રહ શરૂ કર્યો એટલે ઈંગ્લંડની સાથે હિંદુસ્તાન વિગ્રહમા સંડોવાયું. વિગ્રહમા ભાગ લે તે પહેલાં હિંદુસ્તાને ઈંગ્લંડની હિંદુસ્તાન પ્રત્યેની ભાવી રાજનીતિનો ચોક્કસ ખુલાસો માગ્યો અને જણાવ્યું કે વિગ્રહના અંતે હિંદુસ્તાનને તેનુ રાજ્યબંધારણ ઘડવાનુ વચન મળવુ જોઈએ. આ બન્ને શરતો પર બ્રિટિશ સરકારે ધ્યાન નહિ આપવાથી સાત પ્રાંતોમા જ્યાં કૉંગ્રેસ પ્રધાનમંડળ હતા ત્યા તેમણે રાજીનામા

આપ્યા ને ત્યાનું બંધારણ તે પ્રાંતના ગવર્નરોએ પ્રોક્લેમેશન બહાર પાડી હાથમા લીધુ. એ પ્રાતોમાં ધારાસભા તેમ જ પ્રધાનમંડળ હયાતીમા નથી. પ્રત્યેક પ્રાતમા ગવર્નરે સનદી નોકરીના સભ્યોમાથી ત્રણ સલાહકારો નીમ્યા છે અને તેમની સલાહથી પ્રાતનો વહીવટ ચલાવે છે. આ પ્રોક્લેમેશન પહેલાં એક વર્ષ માટે બહાર પાડવામા આવ્યુ હતુ એક વર્ષ પછી તે પાછું લંબાવ્યુ છે અને ૧૯૪૩ ના માર્ચ સુધી અમલમા રહેશે. બાકીના પ્રાતોમા બંધારણ પ્રમાણે અમલ ચાલે છે ઓરિસામાં પાછુ પ્રધાનમંડળ હયાતીમા આવ્યુ છે.

જર્મનીએ એક પછી એક યુરોપના બધા દેશો કબજે કર્યા છે ૧૯૪૧ મા જર્મનીએ રશિયા પર હુમલો કરી રશિયાનો કેટલોક ભાગ કબજે કર્યો. ૧૯૪૧ ની આખરે જાપાને મલાયા તથા ડચ ઈંડીઝના ટાપુઓ કબજે કર્યા અને પાસિફિકના ટાપુઓ લઈ ઓસ્ટ્રેલિયા પર આક્રમણ શરૂ કર્યું છે

બરમા પર પણ જાપાને હુમલો કર્યો છે રંગુન પડ્યુ છે અને વિગ્રહનો ભય હિંદુસ્તાનના આંગણે આવ્યો છે.

આ બધા સંજોગોમા હિંદુસ્તાનનો રાજદ્વારી પ્રશ્ન ઉકેલવા માટે તમામ હિંદીઓ વિગ્રહમા પૂર્ણ ભાગ ભજવે તે હેતુથી બ્રિટીશ વિગ્રહ પ્રધાનમંડળે તેમના એક સભ્ય સર સ્ટેફર્ડ ક્રિપ્સને બ્રિટિશ સરકારની હિંદ પ્રત્યેની રાજદ્વારી યોજના સાથે હિંદુસ્તાનમા નેતાઓ સાથે વાટાઘાટ કરવા મોકલ્યા છે. યોજનાના મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે છે.

૧ લડાઈ પૂરી થતા હિંદુસ્તાનમા બંધારણ ઘડવા (ઇંડિયન યુનિયન) માટે એક ઇલેક્ટરોલ કૉલેજ પ્રાંતિક એસેમ્બ્લીઓએ ચૂંટવી અને તે બંધારણ ઘડે. આ બંધારણ બ્રિટિશ સરકારે સ્વીકારવુ.

૨. પ્રત્યેક પ્રાતને એ બંધારણમા જોડાવુ કે નહિ તે મરજિયાત રાખવામા આવ્યુ છે અથવા પાછળથી જોડાઈ શકે છે જો એકથી વધુ પાસે પાસેના પ્રાતો જુદુ યુનિયન સ્થાપવા માગે તો તે બ્રિટિશ સરકાર સ્વીકારશે.

૩. દેશી ગજ્યોને એ યુનિયનમા જોડાવાનું મરજિયાત રાખવામાં આવ્યુ છે. જે પાછળથી જોડાઈ શકે છે.

૪. દેશી ગજ્યો યુનિયનમાં જોડાય કે નહિ તો પણ તેમની સાથેની સધિઓમા પ્રાસગિક ફેરફારો કરવાના છે.

૫ હિંદુસ્તાનના યુનિયનનુ બ્રિટિશ કોમનવેલ્થના બીજા સભ્યો સાથે સમાનતાનુ સ્ટેટસ સ્વીકારવામા આવ્યુ છે અને જો એણે એ સભ્યોથી છૂટા થવુ હોય તો એ થઈ શકે છે.

૬. તરતમા ગવર્નર જનરલ કારોબારી સભાની પુનર્રચના કરશે ફક્ત વિગ્રહ દરમ્યાન લશ્કર અને હિંદના રક્ષણનો પ્રશ્ન બ્રિટિશ સરકારની જવાબદારી હેઠળ રહેશે

આ યોજના પર હિંદના નેતાઓ વિચાર કરી ગયા છે

# ભાગ ૫

—:o:—

# હિંદુસ્તાનના રાજ્યબંધારણની રૂપરેખા

## પ્રકરણ ૫૬

---

### હિંદુસ્તાનનું નવું રાજ્યબંધારણ

સાધારણ રીતે પ્રત્યેક દેશનું રાજ્યબંધારણ તે દેશની પ્રજા તેની ધારાસભા દ્વારા ઘડે છે અને તેમાં તે ગમે તેવા ફેરફારો કરી શકે છે. હિંદુસ્તાન હજુ એક સ્વતંત્ર રાષ્ટ્ર નથી પણ બ્રિટિશ તાજની સત્તા નીચે છે. આથી હિંદુસ્તાનનું રાજ્યતંત્ર બ્રિટિશ પાર્લામેન્ટે ઘડ્યું છે અને તેમાં ફેરફાર પણ બ્રિટિશ પાર્લામેન્ટ જ કરી શકે છે

હિંદુસ્તાનનું નવું રાજ્યબંધારણ ફેડરલ સમવાયી તંત્ર છે એમાં રાષ્ટ્રની સત્તા બ્રિટિશ પાર્લામેન્ટ, ફેડરલ સરકાર, પ્રાંતિક સરકારો અને સમવાયી તંત્રમાં દાખલ થએલા દેશી રાજ્યો વચ્ચે વહેંચાયેલી છે

**હિંદુસ્તાનના રાજ્યબંધારણમાં શું શું આવે?**—આપણે હિંદુસ્તાનના રાજ્યબંધારણના અભ્યાસમાં આખા હિંદુસ્તાનનું ફીડરેશન સમવાયી તંત્ર ને તેના ત્રણ અંગો: ફેડરલ કારોબારી સરકાર, ફેડરલ ધારાસભા ને ફેડરલ ન્યાયખાતું તેમ જ પ્રાંતિક સરકારોના ત્રણ અંગો: પ્રાંતિક કારોબારી સરકાર, પ્રાંતિક ધારાસભાઓ અને પ્રાંતિક ન્યાયખાતું શીખવાનું છે. ફેડરલ તથા પ્રાંતિક સરકારો બ્રિટિશ પાર્લામેન્ટની સત્તા નીચે છે અને તેને જવાબદાર છે અને પાર્લામેન્ટ આ સત્તાનો અમલ બ્રિટિશ પ્રધાનમંડળના એક પ્રધાન હિંદી પ્રધાનદ્વારા કરે છે. તેથી હિંદી પ્રધાન, તેની સત્તા અને તેના સલાહકારો તથા હિંદી હાઇકમિશનર વિષે પણ આપણે માહિતી મેળવવી જોઇએ.

**હિંદુસ્તાનનું નવું રાજ્યબંધારણ કેવી રીતે ઘડાયું?**— ઈ સ ૧૯૧૯ ના ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટમા તે વખતે દાખલ કરેલા રાજકીય સુધારાના તત્રનુ કામ તપાસી રાજ્યબધારણમા પ્રરતો સુધારો વધારો કરવા દશ વર્ષ પછી એક શાહી કમિશન નીમવુ એવુ ઠરાવ્યુ હતુ તે પ્રમાણે બ્રિટિશ પાર્લામેન્ટે ઈ સ ૧૯૨૭ મા સર જૉન સાઇમનના પ્રમુખપણા નીચે એક શાહી કમિશન નીમ્યુ એનો રિપોર્ટ ઈ સ ૧૯૩૦ મા બહાર પડ્યો આ કમિશને હિંદુસ્તાનનુ રાજ્યબધારણ સમવાયી (ફેડરલ) તત્રના ધોરણ પર ઘડવુ તથા પ્રાતિક સરકારમા સપૂર્ણ જવાબદારીનુ ધોરણ દાખલ કરવુ એવી ભલામણ કરી

સાઇમન કમિશન પર એક પણ હિંદીની નિમણૂક નહિ કરવામા આવી હતી તેથી તેનો હિંદે બહિષ્કાર કર્યો હતો તે પરથી બ્રિટિશ સરકારને લાગ્યુ કે જો સાઇમન કમિશનની ભલામણો પર હિંદનુ નવુ રાજ્યબધારણ ઘડવામા આવશે તો તેનો હિંદીઓ સ્વીકાર કરશે નહિ ને હિંદમા રાજદ્વારી અસતોષ કાયમ રહેશે. આથી રાજ્યબધારણના આખા પ્રશ્ન પર નવેસરથી વિચાર કરવા બ્રિટિશ સરકારે ઈ સ. ૧૯૩૦ મા લડનમા ઈગ્લડ અને હિંદના જુદા જુદા પક્ષના પ્રતિનિધિઓની એક ગોળમેજી પરિષદ બોલાવી એ પરિષદમા ગયેલા દેશી રાજાઓએ એકાએક આખા હિંદુસ્તાનનુ ફીડરેશન (સમવાયી તત્ર) સ્થાપવાની ને તેમા દાખલ થવાની ઇચ્છા ને ઇતેજારી બતાવી આથી નવા રાજ્યબધારણના ત્રણ મુદ્દાઓ તુરત નક્કી થયા (૧) આખા હિંદુસ્તાનનુ ફીડરેશન, (૨) મધ્યસ્થ કે વડી સરકારમા જવાબદારી. (૩) હિંદુસ્તાનને હિતકારી સેફગાર્ડ્સ (**Safeguards**)

ઈ સ. ૧૯૩૦–૩૧ મા હિંદુસ્તાનમા અસહકારની ચળવળ મહાત્મા ગાધીની આગેવાની હેઠળ પૂરજોસમા ચાલી રહી હતી તે ઈ સ ૧૯૩૧ ની શરૂઆતમા ગાધી–અર્વીન કરારથી રાજદ્વારી સુલેહ થવાથી બધ પડી અને મહાત્મા ગાધી ઈ. સ ૧૯૩૧ ના સપ્ટેમ્બર મહિનામા લડનમા બીજી ગોળમેજી પરિષદમા ગયા આ પરિષદમા બધારણના કેટલાક વધુ મુદ્દાઓ નક્કી થયા, કોમોના પ્રતિ-

નિધિત્વ વિષે હિંદીઓમાં સમજૂત નહિ થવાથી બ્રિટિશ સરકારે ઈ. સ. ૧૯૩૨ માં કોમી ચુકાદો આપ્યો. ઈ. સ. ૧૯૩૨ માં લંડનમાં ત્રીજી ગોળમેજી પરિષદ મળી ને તેણે રાજ્યબંધારણનું રૂપ નક્કી કીધું. એ પ્રમાણે બ્રિટિશ સરકારે વ્હાઇટ પેપર પ્રસિદ્ધ કર્યો ને નવા સુધારાના કાયદાનો ખરડો તૈયાર કર્યો. એ ખરડો પાર્લામેન્ટની અમીરની ને આમની સભાની એક સંયુક્ત કમિટિએ બારીકીથી તપાસી તેમાં સુધારા વધારાની ભલામણો કરી અને તે પ્રમાણે અસલ ખરડામાં ફેરફારો કરવામાં આવ્યા ને તે ઈ. સ. ૧૯૩૫ માં ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા ઍક્ટ તરીકે પસાર થયો. આ ૧૯૩૫ નો ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા ઍક્ટ ને હિંદુસ્તાનનું નવું રાજ્યબંધારણ. એના બે ખાસ ભાગો છે. એક ભાગ ફીડરેશનને લગતો ને બીજો ભાગ પ્રાંતોને લગતો છે. પ્રાંતોને લગતો ભાગ ઈ. સ. ૧૯૩૭ ના ઍપ્રિલ મહિનાની ૧ લી તારીખથી અમલમા આવ્યો છે ને પ્રાંતોમાં તે તારીખથી પ્રાંતિક સ્વાતંત્ર્ય ને જવાબદાર રાજ્યતંત્ર ચાલે છે. ફીડરેશનને લગતો ભાગ હજુ અમલમાં આવ્યો નથી. અને આવશે એમ લાગતું નથી. હિંદુસ્તાનના રાજ્યબંધારણને માટે બ્રિટિશ પ્રધાનમંડળની એક નવી યોજના લઈ સર સ્ટેફર્ડ ક્રીપ્સ હિંદુસ્તાન આવ્યા છે. અને એ યોજના હિંદુસ્તાનના નેતાઓ બારીકીથી તપાસી રહ્યા છે.

# પ્રકરણ ૫૪

## બ્રિટિશ પાર્લામેન્ટ અને હિંદી સરકાર

**બ્રિટિશ પાર્લામેન્ટ**—બ્રિટિશ પાર્લામેન્ટ એ સભાની બનેલી છે: (૧) અમીરની સભા, જેમાં દેશના અમીરઉમરાવો વંશપરંપરાથી બેસે છે; અને (૨) આમની સભા, જેના સભાસદોને લોકો ચૂંટી કાઢે છે. સામાન્ય રીતે પાર્લામેન્ટમા બે પક્ષ હોય છે. એમાંથી આમની સભામા જેની વધુમતિ હોય તે રાજ્યકારભાર કરે છે. વધુમતિ પક્ષનો વડો વડો પ્રધાન થાય છે અને તે પોતાના પક્ષમાથી પોતાના સાથીઓનુ પ્રધાનમડળ બનાવે છે. જ્યાંસુધી એ પક્ષ વધુમતિ ટકાવી શકે છે, ત્યાસુધી એ અમલ ચલાવે છે, અને જ્યારે એની વધુમતિ તટી જાય છે ત્યારે જે પક્ષની વધુમતિ થાય છે તે અમલ ચલાવે છે. આ પ્રમાણે પ્રજાની ઇચ્છા પ્રમાણે પ્રજાના આગેવાનો જ ખરેખર રાજ્યકારભાર રાજાને નામે કરે છે. રાજા પ્રધાનમડળની સલાહ પ્રમાણે જ વર્તે છે, એટલે રાજા અને પ્રજા વચ્ચે વિરોધ થવાનો સભવ રહેતો નથી. હિંદ પર પાર્લામેન્ટની સત્તા અને બ્રિટિશ સરકારની સત્તા અમર્યાદિત છે પાર્લામેન્ટ હિંદના રાજ્યવહીવટને માટે જવાબદાર છે. આ સત્તાનો અમલ અને આ જવાબદારીની અદા પાર્લામેન્ટ હિંદી પ્રધાન મારફતે કરે છે

**હિંદી પ્રધાન**—હિંદી પ્રધાન બ્રિટિશ પ્રધાનમડળનો એક પ્રધાન છે અને એના સાથીઓ સાથે પાર્લામેન્ટને હિંદના વહીવટને માટે એકત્ર જવાબદાર છે. જ્યારે પ્રધાનમડળ બદલાય છે ત્યારે એ પણ બદલાય છે. એની પસદગી પોતાના સાથીઓમાથી વડો પ્રધાન કરે છે. એ અમીર કે આમની સભાનો સભાસદ હોય છે. હિંદુસ્તાનના રાજ્યવહીવટને લગતા પાર્લામેન્ટમા પૂછાતા પ્રશ્નોનો એ જવાબ આપે છે. એ દર વર્ષે હિંદી સરકારનુ અદાજપત્ર અને તેની સાથે હિંદુસ્તાનના લોકોની નૈતિક અને આર્થિક પ્રગતિનો રિપોર્ટ પાર્લામેન્ટમા રજૂ કરે છે.

# પ્રકરણ ૫૫

---

## આખા હિંદુસ્તાનનું ફીડરેશન: સમવાયી તંત્ર

હિંદુસ્તાનનું રાજ્યબંધારણ સમવાયી તંત્ર છે એટલે સમવાયી તંત્રનું સ્વરૂપ અને તેના ખાસ મુદ્દાઓની સમજણ આવશ્યક છે.

કોઈપણ દેશમાં સમવાયી તંત્રના સ્થાપન માટે બે જાતના સંજોગો આવશ્યક છે. (૧) એ દેશમાં અમુક સ્વતંત્ર રાજ્યો કે પ્રાંતો સામાન્ય ઇતિહાસ, વસ્તી, સંસ્કૃતિ અને ભૌગોલિક દૃષ્ટિએ એકતા ધરાવતા હોવા જોઇએ, (૨) એ રાજ્યો કે પ્રાંતોના નાગરીકોને પોતે બધા એક જ રાષ્ટ્રના નાગરિકો છે એવી લાગણી હોવી જોઇએ.

**સમવાયી તંત્ર કે ફીડરેશન એટલે શું?**—ફીડરેશન એટલે અનેક રાજ્યો કે પ્રાંતોએ સાથે જોડાઈ બધાની સમંતિથી ઘડેલું સંયુક્ત રાજ્યતંત્ર. આમાં જોડાએલા રાજ્યો કે પ્રાંતો સ્થાનિક બાબતોમાં સ્વતંત્ર છે, પણ સામાન્ય બાબતોમાં સંયુક્ત સરકારની સત્તા નીચે છે પ્રાંતિક સરકાર પોતાના નિર્ણીત અને મર્યાદિત પ્રદેશમાં જ અમલ કરે છે. સમવાયી તંત્ર જોડાએલા રાજ્યોના કે પ્રાંતોના જોડાણની શરતો, તેમનો કાર્યપ્રદેશ અને સત્તાની વ્યાખ્યા અને તેમનો પરસ્પરનો સંબંધ સચોટ રીતે વર્ણવે છે. ફેડરલ સરકાર અને પ્રાંતિક સરકારો વચ્ચે કાર્યપ્રદેશને લગતા વાંધાઓ પતાવવા ફેડરલ ન્યાયખાતુ આવશ્યક છે

ફેડરલ રાષ્ટ્ર આંતરરાષ્ટ્ર દૃષ્ટિએ એક રાષ્ટ્ર છે અને રાષ્ટ્રની દૃષ્ટિએ (internally) રાષ્ટ્રોનું જૂથ કે જોડાણ છે.

**હિંદુસ્તાન અને ફીડરેશન**—ભૂગોળની દૃષ્ટિએ હિંદુસ્તાન એક છે, છતાં રાજકીય દૃષ્ટિએ હિંદુસ્તાન બે છે: ૧. બ્રિટિશ હિંદુસ્તાન અને ૨. દેશી રાજ્યોનું હિંદુસ્તાન. આ બન્ને હિંદુસ્તાન બ્રિટિશ તાજની સત્તા નીચે છે. બ્રિટિશ હિંદુસ્તાન પર બ્રિટિશ તાજની હકૂમત સીધી છે ને દેશી રાજ્યો પર આડકતરી છે. બ્રિટિશ હિંદપર

શહેનશાહના નામથી રાજ્ય ચાલે છે ત્યારે દેશી રાજ્યોમાં શહેનશાહના સર્વોપરિપણા નીચે દેશી રાજાઓના નામથી રાજ્ય ચાલે છે. બને હિંદુસ્તાનની વસ્તી એક જ પ્રકારની છે ને તેના ઇતિહાસ, સાહિત્ય, સસ્કૃતિ તથા ધર્મ પણ એકસરખા છે. બને હિંદુસ્તાનમા એકતા છે બનેના આર્થિક અને રક્ષણના પ્રશ્નો પણ એકસરખા છે. આથી નવું રાજ્યબંધારણ આ એકતાસ્વરૂપે આખા હિંદુસ્તાનને માટે ઘડવામા આવ્યું છે.

**નવા બંધારણનાં ખાસ બે અંગો છે. (૧) બ્રિટિશ હિંદુસ્તાન, (૨) દેશી રાજ્યો.**

**(૧) બ્રિટિશ હિંદુસ્તાન**—નવું રાજ્યબંધારણ સમવાયી તંત્ર હોવાથી એમા પ્રાંતોનું સ્વાતંત્ર્ય આવશ્યક છે, તેથી બ્રિટિશ હિંદુસ્તાનના પ્રાંતોને પોતપોતાની પ્રાંતિક બાબતમા સ્વતંત્ર કરવામા આવ્યા છે. જો પ્રાંતો બ્રિટિશ સરકાર કે હિંદી પ્રધાનથી સ્વતંત્ર નહિ હોય તો પોતાના હકથી સમવાયી તંત્રના અંગો બની શકે નહિ, એ કારણથી શહેનશાહે હિંદી પ્રધાન મારફતે ગવર્નર-જનરલ તથા ગવર્નરોને જે સત્તા સુપરત કરી હતી તે પાછી ખેંચી લઈ સીધી પ્રાંતોને ને ફીડરેશનને આપી છે આ પ્રમાણે પ્રાંતો સ્વતંત્ર રાજકીય અંગો થયા છે

બ્રિટિશ હિંદુસ્તાનના રાજકીય વિભાગો કે પ્રાંતો નીચે પ્રમાણે ૧૭ છે એમા

(૧) ગવર્નરના પ્રાંતો ૧૧ છે મુંબઈ, મદ્રાસ, બંગાળા, સંયુક્ત પ્રાંત, પંજાબ, બિહાર, આસામ, મધ્યપ્રાંત, વાયવ્ય સરહદનો પ્રાંત. ઓરિસા અને સિંધ

(૨) ચીફ કમિશનરના પ્રાંતો ૬ છે દિલ્હી, અજમેર મેરવારા, કૂર્ગ, બ્રિટિશ બલુચિસ્તાન, આન્દામાન ને નીકોબારના ટાપુઓ, અને પંથપીપોલ્દા નામનો પ્રદેશ આ પ્રાંતોનો અમલ ગવર્નર-જનરલ સીધો કમિશનરો મારફતે કરે છે (બ્રહ્મદેશ તથા એડન હિંદુસ્તાનથી જુદા પાડવામા આવ્યા છે)

સિંધનો નવો પ્રાંત મુંબઈ ઇલાકામાંથી બનાવવામાં આવ્યો છે, અને ઓરિસ્સાનો નવો પ્રાંત જુના બિહાર-ઓરિસ્સાના પ્રાંતમાંથી તેમ જ મદ્રાસ ઇલાકાનો થોડો ભાગ ને મધ્યપ્રાંતનો થોડો ભાગ લઈને બનાવવામાં આવ્યો છે. વરાડ પ્રાંત હૈદ્રાબાદના નિઝામના રાજ્યનો ભાગ છે, પણ 'મધ્યપ્રાંત ને વરાડ' તરીકે તેનો વહીવટ હાલની રૂએ અંગ્રેજ સરકાર કરે છે.

(૨) **દેશી રાજ્યો**—દેશી રાજ્યો એકંદરે ૫૬૨ છે. હિંદુસ્તાનની એકંદર વસ્તી ૩૫ કરોડની છે. તેમાંની ૮ કરોડ દેશી રાજ્યોમાં છે. આ બધાં રાજ્યો પર બ્રિટિશ તાજની સાર્વભૌમ સત્તા છે. પ્રત્યેક દેશી રાજ્ય આંતરિક વહીવટને માટે સ્વતંત્ર છે, પણ બહારના વહીવટને માટે બ્રિટિશ તાજની સત્તા નીચે છે.

દેશી રાજ્યોને માટે ઈ. સ. ૧૯૨૧ થી એક નરેન્દ્રમંડળ સ્થાપવામાં આવ્યું છે. તેમાં અગીઆર અને તેથી વધુ તોપોનું માન રાખનાર દરેક રાજાને બેસવાનો હક છે અને તેથી ઊતરતા દરજ્જાના રાજાઓને પ્રતિનિધિઓ મોકલવાનો હક છે. ૫૬૨ રાજ્યો માંથી ૧૦૯ રાજ્યો નરેન્દ્રમંડળના સભ્ય છે, પણ એમાંના ઘણા ખરા પોતાના પ્રતિનિધિઓને મોકલતા નથી. ૧૨૬ રાજ્યો ૧૨ પ્રતિનિધિઓ મૂકે છે. બાકીનાં ફક્ત જાગીરો કે નાનકડાં રાજ્યો છે.

દેશી રાજ્યો પોતપોતાની હદમાં સ્વતંત્ર છે એટલે સમવાયી તંત્રમાં પોતાની મરજી હોય તો દાખલ થઈ શકે.

દેશી રાજ્યો પર બ્રિટિશ તાજનું સર્વોપરિપણું ને તેની વગની સત્તાનો અમલ ગવર્નર-જનરલને હસ્તક હતો તે હવે બ્રિટિશ તાજના પ્રતિનિધિને સોંપવામાં આવ્યો છે અને ગવર્નર-જનરલ કે ફીડરેશનને તેની સાથે કંઈ સંબંધ નથી.

**ફીડરેશનનું સ્થાપન**—ફીડરેશનના સ્થાપનને માટે બે શરતો કરવામાં આવી છે (૧) કાઉન્સિલ ઑફ સ્ટેટના સભાસદોમાંથી અડધા (૫૨) ચૂંટી કાઢવાનો હક ધરાવતા, અને સઘળાં દેશી

રાજ્યોની વસ્તીમાંની અડધી વસ્તીવાળા દેશી રાજ્યો જુદું જુદું પ્રવેશનામું કરી ફીડરેશનમા જોડાવાની પોતાની ઇચ્છા દર્શાવશે અને (૨) પાર્લામેન્ટની અમીરની અને આમની સભા શહેનશાહને રીડરેશન સ્થાપવા વીનવશે કે તરત શહેનશાહ ઢંઢેરાથી રીડરેશન સ્થાપશે

**દેશી રાજ્યો ફીડરેશનમાં કેવી રીતે દાખલ થઈ શકે ?**— દેશી રાજ્યોનો સબંધ બ્રિટિશ તાજ સાથે સીધો છે ને એ સબંધ કરારો, સંધિઓ તથા સનદોની રૂએ નક્કી થએલા છે ફેડરલ સરકાર પોતાની સત્તાનો અમલ દેશી રાજ્યોપર તેમની સમતિ સિવાય કરી શકે નહિ, તેથી દેશી રાજ્યો કેવી રીતે ફીડરેશનમા દાખલ થઈ શકે એટલુ જ બંધારણમા જણાવવામા આવ્યુ છે

**દેશી રાજ્યોનું પ્રવેશનામું ( Instrument of Accession )**—દેશી રાજાઓ પ્રવેશનામુ કરી રીડરેશનમા જોડાવાની પોતાની મરજી બતાવી શકે આ પ્રવેશનામામા ફેડરલ ધારાસભા પોતાના રાજ્યને માટે કેટલા ક્ષેત્રમા ધારાઓ ઘડી શકે તેમ જ ફેડરલ કારોબારી સત્તા કેટલા ક્ષેત્રમા અમલમા આવે એ સ્પષ્ટ જણાવવામા આવ્યુ છે વળી એ પ્રવેશનામામા દેશી રાજાએ પોતાના રાજ્યમા નવા બંધારણની કલમો અમલમા મૂકવાનુ સ્વીકારવાનુ છે એ પ્રવેશનામા પર દેશી રાજાએ સહી કરી ને એ શહેનશાહે સ્વીકાર્યું એટલે એ એ રાજાને અને એના વારસોને હમેશ માનવુ પડશે અને બંધન કર્તા થશે રાજ્યની જે બાબતો પ્રવેશનામાથી રીડરેશનને સુપરત થઈ નથી તેમા રાજ્યની સત્તા અમર્યાદિત રહેશે

**શહેનશાહ કે બ્રિટિશ તાજનો પ્રતિનિધિ વાઇસરૉય**—ઈ સ ૧૯૩૭ ની ૩૧ મી માર્ચ સુધી બ્રિટિશ તાજની દેશી રાજ્યોપરની સત્તાનો ગવર્નર–જનરલ ઇન કાઉન્સીલ દ્વારા અમલ થતો ઈ સ ૧૯૩૭ ની ૧ લી એપ્રીલથી આ સર્વોપરિપણાને લગતુ કામ જુદુ પાડવામા આવ્યુ છે અને તે શહેનશાહના કે તાજના પ્રતિનિધિને સોંપવામા આવ્યુ છે, અને આ સાર્વભૌમ સત્તાનો અમલ એ કરે છે. એની નિમણૂક શહેનશાહ કરે છે અને એ ગવર્નર–જનરલથી જુદી વ્યક્તિ છે, પણ હાલ તુરત ગવર્નર–જનરલ ને શહેનશાહના પ્રતિનિધિને

હોદ્દાઓ માટે એક જ વ્યક્તિ નીમવામાં આવી છે. વ્યક્તિ જ એક છે. પણ હોદ્દાઓ—તેમનું સ્વરૂપ અને કામ—જુદાં છે. એ વાઇસરૉય કહેવાય છે.

શહેનશાહના હિંદી લશ્કરને માટે શહેનશાહે એક સેનાપતિ નીમ્યો છે.

# પ્રકરણ ૫૬

## ફેડરલ કારોબારી સરકાર (Federal Executive)

ફેડરલ કારોબારી સરકાર ગવર્નર જનરલ અને પ્રધાનમંડળની બનશે

૧. ગવર્નર-જનરલ—ગવર્નર-જનરલ હિંદુસ્તાનમા બ્રિટિશ શહેનશાહનો પ્રતિનિધિ છે અને એ હિંદુસ્તાનનુ રાજ્ય શહેનશાહને નામે ચલાવે છે ફેડરલ સરકારની સઘળી કારોબારી સત્તા એને હસ્તક છે. એની નિમણૂક શહેનશાહ બ્રિટિશ રાજદ્વારી પુરુષોમાથી ૫ વર્ષને માટે કરે છે એને હોદ્દા દરમ્યાન એક વખત ૪ મહિનાની રજા મળે છે એને ૨,૫૦,૮૦૦ રૂપીઆનો વાર્ષિક પગાર મળે છે. ફેડરલ કારોબારી સત્તાનો એ બે રીતે અમલ કરે છે. ફેડરલ સરકારનુ કામ ખાતાઓમા વહેંચાયલુ છે આ ખાતાઓ બે પ્રકારના છે (૧) કેટલાક ગવર્નર જનરલને હસ્તક છે (reserved), (૨) બાકીના પ્રધાનોને સોપાયલા છે (transferred) હિંદુસ્તાનનુ રક્ષણ, ખ્રિસ્તી ધર્મ, આતરરાષ્ટ્રીય બાબતો અને સરહદની કામોને લગતા ખાતાઓ ગવર્નર-જનરલને હસ્તક છે આ ખાતાના કામમા ગવર્નર-જનરલ પોતાની વિવેકબુદ્ધિથી (in his discretion) વર્તે છે એટલે કે એના કામમા એને પ્રધાનોની સલાહ લેવાની જરૂર નથી એના વહીવટને માટે એ હિંદી પ્રધાનને જવાબદાર છે

**સલાહકારો કે કાઉન્સેલરો**

ગવર્નર-જનરલના કામનો બોજો અસહ્ય હોવાથી આ ખાતાઓનો વહીવટ ચલાવવા ગવર્નર-જનરલ ત્રણ સલાહકારો કે કાઉન્સેલરો નીમે છે આ સલાહકારો ધારાસભાના વધારાના (ex officio) સભાસદો છે અને એ ધારાસભાની બને સભાઓમા હાજર રહી શકે, તેના કામકાજમા ભાગ લઈ શકે, પણ એમને મત આપવાનો હક નથી એમનો પગાર શહેનશાહ ઈન્ કાઉન્સિલ ઠરાવે છે. આ કાઉન્સેલરો ગવર્નર-જનરલને જવાબદાર છે

**ગવર્નર-જનરલનું પ્રધાનમંડળ**—ઉપર જણાવેલા ખાતાઓ સિવાયના ફેડરલ સરકારના બીજા બધા ખાતાઓ પ્રધાનમંડળને હસ્તક છે અને તેનો વહીવટ ગવર્નર-જનરલ પ્રધાનોની સલાહ મશ્કરા અને સમતિથી કરે છે પ્રધાનમંડળ વધુમા વધુ ૧૦ પ્રધાનોનું બનશે પ્રધાનોને ગવર્નર-જનરલ ફેડરલ ધારાસભાના સભાસદોમાથી જે પક્ષ ધારાસભાનો વિશ્વાસ ધરાવતો હશે તેમાથી નીમશે એ પક્ષનો નેતા વડો પ્રધાન થશે ને તેના સાથીઓના નામો એ સૂચવશે ને તેમને ગવર્નર-જનરલ નીમશે પ્રધાનો ગવર્નર-જનરલની મરજી હશે ત્યાસુધી પ્રધાનપદ પર રહેશે પ્રધાનો નીમવામા લઘુમતિ કોમોના તેમ જ દેશી રાજ્યોના પ્રતિનિધિત્વની જરૂરીઆત તથા પ્રધાનોની સયુક્ત જવાબદારી સાધવાનુ ગવર્નર-જનરલ ધ્યાનમા રાખશે પ્રધાનોનો પગાર ધારાસભા નક્કી કરશે, પણ એક વખત નક્કી કર્યા પછી તેમના હોદ્દાની મુદ્દત દરમ્યાન તેમા ફેરફાર કરી શકાય નહિ પ્રધાનોના પગારને માટે બજેટમા ધારાસભાની મજૂરી લેવાની જરૂર નથી

**ગવર્નર-જનરલની ખાસ જવાબદારીઓ**

પ્રધાનોને સોપાએલા બધા ખાતાઓનો વહીવટ પ્રધાનોની સલાહથી જ થઈ શકે પણ આ સોપાએલા ખાતાઓમાની કેટલીક બાબતોને માટે ગવર્નર-જનરલની ખાસ જવાબદારી છે આ બાબતો આ પ્રમાણે છે

૧ હિંદુસ્તાનની સુલેહશાતિ
૨ ફીડરેશનની નાણાસ્થિતિનુ સમતોલપણુ ને તેની આબરુ રક્ષણ
૩ લઘુમતિ કોમના હિતનુ રક્ષણ
૪ સનદી નોકરો ને તેમના હકનુ રક્ષણ
૫ વેપારને લગતુ ભેદભાવ વર્તન (discrimination)
૬ ધારાસભામા બ્રિટિશ તથા બરમીઝ વેપાર તરફ વિરોધી વર્તન
૭ દેશી રાજ્યોના હક તથા તેમના રાજાઓના મોભાનું રક્ષણ

૮ જે જે બાબતોમા ગવર્નર જનરલને વિવેકબુદ્ધિથી તેમ જ પોતાના અગત અભિપ્રાય પ્રમાણે વર્તવાનુ છે તેનો અમલ.

આ બધા વિષયો પ્રધાન-હસ્તક હોવાથી એના વહીવટમા ગવર્નર જનરલને પ્રધાનોની સલાહ લેવાની છે પણ સલાહ લીધા પછી એ પોતાના અગત અભિપ્રાય પ્રમાણે ( in his individual judgment ) વર્તી શકે એટલે કે પ્રધાનોની સલાહની વિરુદ્ધ પણ વર્તી શકે આ સિવાયની બીજી બધી બાબતોમા એ પ્રધાનોની સલાહ અને સમતિથી જ વર્તી શકે જો આ બાબતોમા ગવર્નર-જનરલ ને પ્રધાનો વચ્ચે મતભેદ થાય તો ગવર્નર જનરલ પ્રધાનમડળને બર તરફ કરી શકે, અથવા પ્રધાનમડળ રાજીનામુ આપી શકે, અથવા ગવર્નર જનરલ સામા પક્ષમાથી નવુ પ્રધાનમડળ રચાવી શકે. જો નવુ પ્રધાનમડળ રચાવી નહિ શકાય તો એ ધારાસભા વિસર્જન કરી શકે ને નવી ચૂટણીમા જે પક્ષને વધુમતિ મળે તેમાથી પ્રધાનમડળ રચી શકે છે

**ગવર્નર-જનરલની ધારાઘડનને લગતી સત્તા**— અસાધારણ સજોગોમા ગવર્નર-જનરલ ઓર્ડિનન્સ કાયદા તરીકે બહાર પાડી શકે આવા ઓર્ડિનન્સોનો છ અઠવાડીઆ કે છ મહિના સુધી કાયદા તરીકે અમલ થઈ શકે ખાસ અસાધારણ સજોગોમા ગવર્નર જનરલ ગવર્નર-જનરલનો એક્ટ પસાર કરી શકે જો રાજ્ય બધારણનુ કામ કાયદેસર થઈ શકે એમ નહિ હોય તો ગવર્નર-જનરલ ફેડેરલ ન્યાયખાતુ સિવાયના ફેડેરલ સરકારના સઘળા ખાતાઓ પોતાને હસ્તક લઈ શકે અને તેનો વહીવટ કરી શકે. ત્રણ વર્ષ સુધી આ રીતે વહીવટ ચલાવી શકાય આ સઘળી સત્તા અસાધારણ છે અને એનો અમલ અસાધારણ સજોગોમા જ કરવાનો છે

**ઇન્સ્ટ્રૂમેન્ટ ઓફ ઇન્સ્ટ્રકશન્સ**— ગવર્નર-જનરલની નિમણૂક વખતે શહેનશાહ એને એક આજ્ઞાપત્ર ( Instrument of Instructions ) આપે છે તેમા એણે પોતાના અમલ દરમ્યાન સત્તા કેવી રીતે વાપરવી તે સ્પષ્ટ જણાવવામા આવ્યુ છે

**ઍડવોકેટ-જનરલ**—ફીડરેશનના ધારાશાસ્ત્રી તરીકે ગવર્નર-જનરલ ફીડરેશનનો ઍડવોકેટ-જનરલ નીમે છે.

**નાણાંશાસ્ત્રનો સલાહકાર**—ગવર્નર-જનરલ નાણાંના વિષયમાં મદદ મેળવવા પોતે એક નાણાંશાસ્ત્રના નિષ્ણાત સલાહકાર નીમે છે.

માનચાંદ આપવાના ને ગુનેગારને માફી આપવાના તાજના હકનો ગવર્નર-જનરલ અમલ કરે છે.

ઉપરના વર્ણન પરથી સાબિત થાય છે કે ફેડેરલ કારોબારી સરકાર દ્વિમુખી છે.

# પ્રકરણ ૫૭

## ફેડરલ ધારાસભા

ફેડરલ ધારાસભા, કાઉન્સિલ ઑફ સ્ટેટ (રાજ્યોની સભા) અને હાઉસ ઑફ ઍસેમ્બ્લી અથવા ફેડરલ ઍસેમ્બ્લીની બનેલી છે

**કાઉન્સિલ ઑફ સ્ટેટ: બંધારણ**—કાઉન્સિલ ઑફ સ્ટેટમા ૨૬૦ સભાસદો છે ૧૫૬ બ્રિટિશ હિંદુસ્તાનના ને ૧૦૪ દેશી રાજ્યોના બ્રિટિશ હિંદુસ્તાનના સભાસદોમાના ૧૫૦ સભાસદો પ્રાંતો તથા અમુક કોમોમાથી ચૂટાયલા છે અને બાકીના ૬ ગવર્નર જનરલ પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે નીમે છે બ્રિટિશ હિંદુસ્તાનના ૧૫૦ ચૂટાયલા સભાસદોની જગ્યામાથી ૭૫ 'જનરલ' (હિંદુઓની–હરિજનની ૬ જગ્યા સાથે), ૪ શીખ લોકોની, ૪૯ મુસલમાનોની તથા ૬ સ્ત્રીઓની છે મુબઈ પ્રાંત કાઉન્સિલ ઑફ સ્ટેટમા ૧૬ સભાસદો મોકલે છે

એના સભાસદોની ચૂટણી સીધી પ્રાંતોની કોમો કોમી ધોરણપર કરે છે

મતાધિકાર મોટી મિલકત ધરાવનાર કે મોટો ઈન્કમ ટેક્સ આપનારને આપવામા આવ્યો છે

કાઉન્સિલ ઑફ સ્ટેટમા દેશી રાજ્યો ૧૦૪ પ્રતિનિધિઓ નીમે છે હૈદરાબાદ ૫ મૈસૂર, કાશ્મીર, ગ્વાલીઅર, વડોદરા એ પ્રત્યેક ૩, ત્રાવણકોર, કોચીન ઉદેપુર જયપુર, જોધપુર ને બીજા કેટલાક રાજ્યો દરેક ૨ અને સાગલી તથા સાવતવાડી મળીને વારાફરતી ૧, બીજા નાના રાજ્યો વારાફરતી ૧ પ્રતિનિધી મોકલી શકે

આ સભાસદો એ રાજ્યના રાજાઓ નીમે છે તેઓ રાજ્યની પ્રજા તરફથી ચૂટાયલા નથી

કાઉન્સિલ ઑફ સ્ટેટ સ્થાયી છે એના સભાસદો નવ વર્ષને માટે ચૂટાય છે, પણ એના ત્રીજા ભાગના સભાસદોની મુદત દર ત્રણ વર્ષે બદલાય છે એને પોતાનો પ્રમુખ ચૂટવાની સત્તા છે

**ફેડરલ ઍસેમ્બ્લી : બંધારણ**—ફેડરલ ઍસેમ્બ્લીમાં ૩૭૫ સભાસદો છે ૨૫૦ બ્રિટિશ હિંદુસ્તાનના અને ૧૨૫ દેશી રાજ્યોના. બ્રિટિશ હિંદની ૨૫૦ જગ્યામાંની ૧૦૫ જનરલ ( હિંદુઓની—હરિજનોની ૧૯ સાથે ), ૬ શીખોની, ૩૨ મુસલમાનોની, ૪ ઍંગ્લો ઇંડીઅનોની, ૮ યુરોપીઅનોની, ૮ દેશી ખ્રિસ્તીઓની, ૧૧ વેપાર ઉદ્યોગના પ્રતિનિધિઓની, ૧૬ મજૂરોના પ્રતિનિધીઓની અને ૯ સ્ત્રીઓની છે.

આ સભાસદોની ચૂંટણી પ્રાંતિક ધારાસભાઓના સભાસદો કોમોના ધોરણપર કરે છે, આ ચૂંટણી આડકતરી કહેવાય.

ફેડરલ ઍસેમ્બ્લીમાં દેશી રાજ્યો પોતપોતાની વસ્તીના પ્રમાણમાં ૧૨૫ પ્રતિનિધિઓ નીમશે—હૈદરાબાદ ૧૬, મૈસુર ૭, સાંગલી ને સાવનવાડી મળીને ૧, એ પ્રમાણે આ સભાસદો રાજ્યના રાજાઓ નીમે છે સભાની મુદત ૫ વર્ષની છે, પણ ગવર્નર-જનરલને ૫ વર્ષ પૂરા થતા પહેલા એને મરખાસ્ત કરવાની કે મુલતવી રાખવાની સત્તા છે. આ મંડળને પોતાનો પ્રમુખ ચૂંટી કાઢવાની સત્તા છે.

**સભાસદોની લાયકાત**—ધારાસભાનો સભાસદ બ્રિટિશ પ્રજા કે ફીડરેશનમાં જોડાયેલા રાજ્યની પ્રજા હોવી જોઈએ. કાઉન્સિલ ઑફ સ્ટેટનો સભાસદ ૩૦ વર્ષની ઉંમરનો ને ઍસેમ્બ્લીનો સભાસદ ૨૫ વર્ષની ઉંમરનો હોવો જોઈએ ધારાસભામાં બેસતા પહેલા પ્રત્યેક સભાસદને વફાદારીના સોગંદ લેવા પડે છે

**સભાસદોના ખાસ હકો ( privileges )**—સભાસદોને ધારાસભામાં મુક્તકંઠે કોઈપણ જાતના અંકુશ સિવાય બોલવાની તેમ જ ચર્ચા કરવાની છૂટ છે પોતાના મતને માટે કે ધારાસભાની મંજૂરીથી બહાર જે કંઈ પ્રસિદ્ધ થાય તેને માટે સભાસદ જવાબદાર નથી

**ધારાસભાની ભાષા**—સાધારણ રીતે ધારાસભાનું કામ અંગ્રેજી ભાષામાં થશે પણ જો કોઈ સભાસદ અંગ્રેજી નહિ જાણતો હોય અથવા તો તેમાં સારી રીતે બોલી શકતો ન હોય તો તે બીજી ભાષામાં બોલી શકે છે

**કાયદા ઘડવાની રીત**—નાણાને લગતા બિલ ( ખરડા ) સિવાય ગમે તે બિલ બેમાંથી ગમે તે સભામાં લાવી શકાય ને જો બન્ને મંડળો તે પસાર કરે તો તે ગવર્નર-જનરલ આગળ રજૂ કરી

શકાય ગવર્નર-જનરલ એને રાજાને નામે સમતી આપે કે રાજાના અભિપ્રાયને માટે મુલતવી રાખે કે યોગ્ય લાગે તો તેમા ફેરફાર કરી પાછુ બને મડળોને ફરી વિચાર માટે મોકલી આપે. બંને મડળોમાથી પસાર થઈ ગવર્નર-જનરલની સમતિ મળે ત્યારે બિલ કાયદો થાય છે જો બને મડળો વચ્ચે મતભેદ પડે તો બનેના સભાસદો સાથે બેસે ને મત આપે ને જે નિર્ણય વધુમતે થાય તે પ્રત્યેક મડળનો નિર્ણય ગણાય

**આવકજાવકના અડસટ્ટા**—દર વર્ષે આવતા વર્ષના આવક જાવકના અડસટ્ટા ફેડેરલ સભાના બને મડળો આગળ ગવર્નર-જનરલ રજૂ કરાવે છે, પણ ગવર્નર-જનરલનો પગાર, ભથ્થુ, જાહેરદેવાનુ વ્યાજ, પ્રધાનો ને ફેડેરલ કોર્ટના જજોના પગાર, ગવર્નર-જનરલને હસ્તક રાખેલા—પ્રધાનોને નહિ સોપાયલા (reserved)—ખાતાનો ખર્ચ અને ગવર્નર જનરલની ખાસ જવાબદારીના વિષયોને લગતા ખર્ચને માટે નાણામત્રીને ફેડેરલ સભાની મજૂરી લેવાની જરૂર નથી ઉપર જણાવેલો ખર્ચ લગભગ કુલ ખર્ચનો ૮૦ ટકા જેટલો છે એટલે ધારાસભાનો કાબૂ ફક્ત ૨૦ ટકા જેટલા ખર્ચ પર કહેવાય જો નાણામત્રીએ માગેલા ખર્ચમા ધારાસભા કાપકૂપ કરે ને જો ખર્ચ ગવર્નર જનરલને પોતાની ફરજ અદા કરવા આવશ્યક લાગે તો તે એ મજૂર કરી શકે છે

જો બિલથી કર ઉઘરાવવાનો હોય કે નાણા ઉછીના કાઢવાના હોય તે બિલ ગવર્નર-જનરલની સમતિ સિવાય ઍસેમ્બ્લીમા લાવી શકાય નહિ અને કાઉન્સિલ ઑફ સ્ટેટમા તો ને લવાય જ નહિ

ધારાસભાના સભાસદો પ્રધાનોને પ્રશ્નો પૂછી શકે, ઠરાવો પસાર કરી શકે અને કોઈ જાહેર પ્રશ્ન એકાએક ઉપસ્થિત થયો હોય તો તેના પર વિચાર કરવા તથા સરકારનુ ધ્યાન ખેંચવા સભાનુ કામ મુલતવી રાખવાની દરખાસ્ત (motion for adjournment) પસાર કરી શકે છે

ઇ સ ૧૯૩૯ મા હિંદુસ્તાનમાથી હિંદી લશ્કર ધારાસભાને પુછ્યા સિવાય હિંદની બહાર મોકલવામા આવ્યુ તેથી ધારાસભાના કૉંગ્રેસ પક્ષના સભ્યોએ ત્યારથી ધારાસભાનો બહિષ્કાર કર્યો છે

## પ્રાંતિક સ્વાતંત્ર્ય ( Provincial Autonomy )

૧૯૩૫ ના ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિઆ ઍક્ટથી પ્રાંતો રાજકીય દૃષ્ટિએ સ્વતંત્ર થયા છે. અને પ્રાંતોમાં એમની સત્તા અને અધિકાર સંપૂર્ણ છે

**પ્રાંતિક સ્વાતંત્ર્ય ( Provincial Autonomy ) એટલે શું ?**—પ્રાંતિક સ્વાતંત્ર્ય એટલે પ્રત્યેક પ્રાંતની કારોબારી સરકાર ને ધારાસભા પોતાના અમુક નિશ્ચિત ક્ષેત્રમાં ફેડરલ સરકાર ને ફેડરલ ધારાસભાથી સ્વતંત્ર છે અને એ ક્ષેત્રમાં સ્વાધીન છે એ પ્રાંતમાં કારોબારી સરકાર ધારાસભાને જવાબદાર છે આવા રાજ્યતંત્રને પ્રાંતિક સ્વાતંત્ર્ય કહેવામાં આવ્યુ છે ઈ. સ ૧૯૩૭ ના એપ્રિલ મહિનાની ૧ લી તારીખથી પ્રાંતોમાં પ્રાંતિક સ્વાતંત્ર્ય દાખલ કરવામાં આવ્યુ છે

## પ્રાંતિક કારોબારી સરકાર ( Provincial Executive )

પ્રાંતિક કારોબારી સરકાર ગવર્નર અને ગવર્નરના પ્રધાનમંડળની બનેલી છે

**૧. ગવર્નર**—પ્રાંતની કારોબારી સત્તા અને અધિકાર બ્રિટિશ શહેનશાહના પ્રતિનિધિ તરીકે ગવર્નરને છે ને તે એનો અમલ કરે છે ગવર્નરની નિમણૂક શહેનશાહ ૫ વર્ષને માટે કરે છે એને હોદ્દા દરમ્યાન એક વખત ૪ મહિનાની રજા મળે છે જે વિષયને માટે એની ખાસ જવાબદારી છે તે સિવાયના બધા પ્રાંતિક વિષયોમાં એ પ્રધાનોની સલાહ ને સંમતિથી ચાલે છે એની નિમણૂક વખતે શહેનશાહ એને એક આજ્ઞાપત્ર ( Instrument of Instructions ) આપે છે તેમાં એણે એના અમલ દરમ્યાન કયા નિયમો પ્રમાણે વર્તવુ તે સ્પષ્ટ રીતે જણાવવામાં આવે છે પ્રાંતના ગવર્નર તરીકે એ પ્રાંતની સુલેહશાંતિ, લોકોની સુખાકારી ને સઘળી કોમોના ધર્મરક્ષણને માટે જવાબદાર છે મુંબઈના ગવર્નરનો વાર્ષિક પગાર ૧૨૦,૦૦૦ રૂપીઆ છે

**૨. ગવર્નરનું પ્રધાનમંડળ**—પ્રાંતિક સરકારનુ કામ નાણાખાતુ, કેળવણીખાતુ ...

# પ્રકરણ ૫૮

## પ્રાંતિક સરકાર

સને ૧૯૩૫ ના કાયદાથી આખા હિંદના નીચે પ્રમાણે રાજકીય ભાગો પાડવામાં આવ્યા છે—

૧ મુંબઈ પ્રાંત
૨ બંગાળા ,,
૩ મદ્રાસ ,,
૪ સંયુક્ત ,
૫ પંજાબ
૬ બિહાર
૭ મધ્યપ્રાંત અને વરાડ
૮ આસામ
૯ વાયવ્ય સરહદનો પ્રાંત
૧૦ ઓરિસા
૧૧. સિંધ
૧૨ બ્રિટિશ બલુચિસ્તાન
૧૩ દિલ્હી
૧૪ અજમેર મેરવાડ
૧૫. આન્દામાન ને નિકોબાર બેટ
૧૬. કૂર્ગ
૧૭ પંથ-પીપલોદા

આમાંથી મોટા પ્રાંતો (ઉપરના ૧-૧૧) ના હાકેમોને ગવર્નર કહે છે ને નાના પ્રાંતો (૧૨-૧૭) ના હાકેમોને કમિશનર કહે છે

મુંબઈ, મદ્રાસ ને બંગાળા પ્રાંતના ગવર્નરો ઇંગ્લંડના આગેવાન રાજદ્વારી પુરુષોમાંથી નીમવામાં આવે છે ને તેમને બીજા પ્રાંતના ગવર્નરના કરતાં દર વર્ષે ૨૦ હજાર રૂપીઆ વધારે પગાર આપવામાં આવે છે બીજા પ્રાંતના ગવર્નરો સિવિલિઅનો કે જાણીતા બાહોશ હિંદીઓમાંથી નીમવામાં આવે છે અને તેમને દર વર્ષે ૭૨ હજાર રૂપીઆથી ૧ લાખ રૂપીઆનો પગાર આપવામાં આવે છે

પ્રત્યેક પ્રાંતમાં રાજ્યવહીવટ સામાન્ય રીતે એક જ પદ્ધતિએ ચાલે છે, એટલે મુંબઈ પ્રાંતનો રાજ્યવહીવટ તપાસીશું તો બધા પ્રાંતોના વહીવટ વિષે ખ્યાલ આવી શકશે

## પ્રાંતિક સ્વાતંત્ર્ય ( Provincial Autonomy )

૧૯૩૫ ના ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટથી પ્રાંતો રાજકીય દૃષ્ટિએ સ્વતંત્ર થયા છે. અને પ્રાંતોમાં એમની સત્તા અને અધિકાર સંપૂર્ણ છે.

**પ્રાંતિક સ્વાતંત્ર્ય ( Provincial Autonomy ) એટલે શું ?**—પ્રાંતિક સ્વાતંત્ર્ય એટલે પ્રત્યેક પ્રાંતની કારોબારી સરકાર ને ધારાસભા પોતાના અમુક નિશ્ચિત ક્ષેત્રમાં ફેડરલ સરકાર ને ફેડરલ ધારાસભાથી સ્વતંત્ર છે અને એ ક્ષેત્રમાં સ્વાધીન છે. એ પ્રાંતમાં કારોબારી સરકાર ધારાસભાને જવાબદાર છે આવા રાજ્યતંત્રને પ્રાંતિક સ્વાતંત્ર્ય કહેવામાં આવ્યું છે ઈ. સ ૧૯૩૭ ના એપ્રિલ મહિનાની ૧ લી તારીખથી પ્રાંતોમાં પ્રાંતિક સ્વાતંત્ર્ય દાખલ કરવામાં આવ્યું છે

## પ્રાંતિક કારોબારી સરકાર ( Provincial Executive )

પ્રાંતિક કારોબારી સરકાર ગવર્નર અને ગવર્નરના પ્રધાનમંડળની બનેલી છે

**૧. ગવર્નર**—પ્રાંતની કારોબારી સત્તા અને અધિકાર બ્રિટિશ શહેનશાહના પ્રતિનિધિ તરીકે ગવર્નરને છે ને તે એનો અમલ કરે છે. ગવર્નરની નિમણૂક શહેનશાહ ૫ વર્ષને માટે કરે છે એને હોદ્દા દરમ્યાન એક વખત ૪ મહિનાની રજા મળે છે જે વિષયને માટે એની ખાસ જવાબદારી છે તે સિવાયના બધા પ્રાંતિક વિષયોમાં એ પ્રધાનોની સલાહ ને સંમતિથી ચાલે છે એની નિમણૂક વખતે શહેનશાહ એને એક આજ્ઞાપત્ર ( Instrument of Instructions ) આપે છે તેમાં એણે એના અમલ દરમ્યાન કયા નિયમો પ્રમાણે વર્તવું તે સ્પષ્ટ રીતે જણાવવામાં આવે છે પ્રાંતના ગવર્નર તરીકે એ પ્રાંતની સુલેહશાંતિ, લોકોની સુખાકારી ને સઘળી કોમોના ધર્મરક્ષણને માટે જવાબદાર છે મુંબઈના ગવર્નરનો વાર્ષિક પગાર ૧,૨૦,૦૦૦ રૂપીઆ છે.

**૨. ગવર્નરનું પ્રધાનમંડળ**—પ્રાંતિક સરકારનું કામ નાણાખાતું, કેળવણીખાતું, સ્થાનિક સ્વરાજ્યખાતું વગેરે ખાતાઓમાં

વહેંચી નાખવામા આવ્યુ છે પ્રાંતોમા ગવર્નરને હસ્તક રાખેલા (reserved) ખાતાં નથી સઘળા ખાતાઓ પ્રધાનોને હસ્તક છે પ્રાંતિક પ્રધાનમડળ આ પ્રધાનોનુ બનેલુ છે તેઓ પોતાના ખાતાના વહીવટ અને અમલને માટે ગવર્નરને તથા ધારાસભાને જવાબદાર છે. સાધારણ રીતે ગવર્નર તેમની સલાહ અને સમતિથી વર્તે છે

પ્રધાનોને ધારાસભાના સભાસદોમાથી જે પક્ષ ધારાસભાનો વિશ્વાસ ધરાવતો હોય તેમાથી ગવર્નર નીમે છે એ પક્ષનો નેતા વડો પ્રધાન થાય છે ને તેના સાથીઓના જે નામો એ સૂચવે છે તેને ગવર્નર પ્રધાનો નીમે છે પ્રધાનો ગવર્નરની મરજી હોય ત્યા સુધી પ્રધાનપદ પર રહે છે પ્રધાનોને નીમવામા લઘુમતિ કોમોનુ પ્રતિનિધિત્વ મેળવવાનું તેમ જ પ્રધાનોની સયુક્ત જવાબદારી સાધવાનુ ગવર્નર ધ્યાનમા રાખે છે

પ્રધાનોનો પગાર ધારાસભા નક્કી કરે છે* તેઓ પ્રધાનપદ પર રહે ત્યા સુધી તે પગાર કાયમ રહે છે તે ઘટાડી શકાતો નથી તેમના પગારને માટે બજેટમા ધારાસભાની મજૂરી લેવાની જરૂર નથી

**ગવર્નરની ખાસ જવાબદારીઓ**

જોકે પ્રાતિક સરકારના સઘળા ખાતાઓ પ્રધાનોને હસ્તક છે તોપણ કેટલાક ખાતાને લગતી કેટલીક બાબતોને માટે ગવર્નરની ખાસ જવાબદારી છે આ બાબતો આ પ્રમાણે છે

૧ પ્રાતની સુલેહશાતિ
૨ લઘુમતિ કોમોના હિતનુ રક્ષણ
૩ સનદી નોકરો ને તેમના હક્કોનુ રક્ષણ
૪ વેપારને લગતુ ભેદભાવભરેલુ વર્તન
૫ પૂરા બાતલ તથા થોડા અંશે બાતલ કરેલા પ્રદેશોનો અમલ.

---

* જે પ્રાતોમા કોંગ્રેસ પ્રધાનમડળો હતા ત્યા પ્રધાનોનો માસિક પગાર ૫૦૦ રૂપીઆ હતા આ પગાર ઉપરાત તેમને ૧૦૦ રૂપીઆ ઘરભાડુ તરીકે ને ૧૫૦ રૂપીઆ મોટરને માટે મળતા બીજા પ્રાતોમા તેમના પગાર મોટા છે

૬ દેશી રાજ્યોના હકોનું રક્ષણ તથા તેમના રાજાઓના મોભાનું રક્ષણ.

૭ ગવર્નર-જનરલના હુકમોનો અમલ.

આ સિવાય મધ્યપ્રાંત ને વરાડના ગવર્નરને તે પ્રાંતના મહેસૂલનો અમુક ભાગ વરાડમાં ખર્ચાય તે જોવાની ને સિંધના ગવર્નરને લોઇડ બૅરેજ ને નહેરો વિષે ખાસ જવાબદારી છે.

આ વિષયો પ્રધાનહસ્તક હોવાથી એના વહીવટમાં ગવર્નરને પ્રધાનમંડળની સલાહ લેવાની છે પણ સલાહ લીધા પછી એ પોતાના અંગત અભિપ્રાય પ્રમાણે (in his Individual Judgment) વર્તી શકે છે. એટલે કે એ બાબતોમાં પ્રધાનોની સલાહની વિરુદ્ધ પણ વર્તી શકે. આ સિવાયની બીજી બધી બાબતોમાં ગવર્નર પ્રધાનોની સલાહથી ને સમતિથી જ વર્તે છે. પ્રધાનો જે સલાહ આપે તેના પર ધારાસભા વિવેચન ને ટીકા કરી શકે અને તે સલાહની તરફેણમાં કે વિરુદ્ધ મત આપી શકે. પ્રધાનોએ ધારાસભાનો મત માન્ય રાખવાનો છે. આવી રીતે પ્રાંતનું પ્રત્યેક ખાતું પ્રધાન એટલે ધારાસભાના ચૂંટાયલા પ્રતિનિધિને હસ્તક હોવાથી પ્રાંતમાં સંપૂર્ણ જવાબદાર રાજ્યતંત્ર છે એમ કહી શકાય. જો પ્રધાનો ને ગવર્નર વચ્ચે મતભેદ થાય તો ગવર્નર પ્રધાનમંડળને બરતરફ કરી શકે, અથવા પ્રધાનમંડળ રાજીનામું આપી શકે અથવા ગવર્નર સામા પક્ષમાંથી નવું પ્રધાનમંડળ રચાવી શકે. જો નવું પ્રધાનમંડળ રચાવી નહિ શકાય તો એ ધારાસભા વિસર્જન કરી શકે ને નવી ચૂંટણીમાં જે પક્ષને વધુમતિ મળે તેમાંથી નવું પ્રધાનમંડળ બને છે.

**ગવર્નરની ધારાઘડતરને લગતી સત્તા**—અસાધારણ સંજોગોમાં ગવર્નર ઑર્ડિનન્સ (Ordinance) કાયદા તરીકે બહાર પાડી શકે. આવા ઑર્ડિનન્સોનો ૬ અઠવાડીઆ કે ૬ મહિના સુધી કાયદા તરીકે અમલ થઈ શકે. ખાસ અસાધારણ સંજોગોમાં ગવર્નર ગવર્નરનો ઍક્ટ પસાર કરી શકે. જો રાજ્યબંધારણ કાયદાસર નહિ ચલાવી શકાય એમ હોય તો ગવર્નર ન્યાયખાતા સિવાય પ્રાંતિક સરકારનાં

અલગા ખાતાઓ પોતાને હસ્તક નઈ શકે અને તેનો વહીવટ પોતે કરી શકે આમ નણ વર્ષ સુધી વહીવટ ચલાવી શકાય

આ સઘળી સત્તાઓ અસાધારણ કે અને એનો અમલ અમા ધારણ સંજોગોમાં જ કરવાનો છે

**ઇન્સ્ટ્રુમેન્ટ ઓફ ઇન્સ્ટ્રક્શન્સ (Instrument of Instructions)**—ગવર્નરની નિમણૂક વખતે શહેનશાહ એને એક આનાપત્ર (Instrument of Instructions) આપે છે તેમા એણે પોતાના અમલ દરમ્યાન સત્તા કેવી રીતે વાપરવી તે સ્પષ્ટ જણાવવામા આવ્યુ છે

**એડવોકેટ-જનરલ**—પ્રાંતના ધારાશાસ્ત્રી તરીકે ગવર્નર એડવોકેટ-જનરલ નીમે છે

પ્રાતિક સરકારનુ સઘળુ કામ ગવર્નરને નામે થાય છે

**પ્રાંતિક સ્વાતંત્ર્યના અમલની સમાલોચના (Working of Provincial Autonomy)**—ઈ સ ૧૯૩૭ ના એપ્રિલ મહિનાની ૧ લી તારીખે પ્રાતોમા નવુ બધારણ અમલમા આવ્યુ હ

ઈ સ ૧૯૩૭ ની શરૂઆતમા નવા બધારણની રૂએ ચૂંટણી થઈ આ ચૂંટણીમા બ્રિટિશ હિંદુસ્તાનના ૧૧ પ્રાતોમાથી ૬ પ્રાતોની ધારાસભામા કોંગ્રેસ પક્ષને વધુમતિ મળી ને બાકીના ૫ પ્રાતોમા કોઈ એ પક્ષને વધુમતિ મળી નહિ આ ૫ પ્રાતોમા જે પક્ષના વધુ સભાસદો હતા તેના નેતાને ગવર્નરોએ પ્રધાનમ ડો ઘ વા કહ્યુ અને એ નેતાઓએ બીજા પક્ષોના સભાસદો સાથે સમજૂત કરી મિશ્રિત પ્રધાનમડળો ઘડ્યા ને તેમના હાથમા એ પ્રાતોનો વહીવટ આપ્યો

જે ૭ પ્રાતોમા કોંગ્રેસ પક્ષને વધુમતિ મળી તેના ગવર્નરોએ કોંગ્રેસ પક્ષના નેતાઓને પ્રધાનમડળો ઘડવા કહ્યુ પણ તેમણે પોતે પ્રધાનમડળ ઘડી પ્રાતિક સરકારનો વહીવટ સ્વીકારતા પહેલા નવા બધારણમા ગવર્નરોને તેમની ખાસ જવાબદારીઓને અગે તથા તેની વિવેકબુદ્ધિ (in discretion) થી વર્તનની જે સત્તાઓ આપવામા આવેલી છે તેનો તેઓ ઉપયોગ નહિ કરે એવી ખાત્રી માગી પણ આવી ખાત્રી નહિ મળવાથી તેમણે પ્રધાનમડળ ઘડવા ના પાડી

બહુમતિવાળો પક્ષ પ્રધાન મંડળ ઘડવા ના પાડશે એવું કોઈએ ધાર્યું નહોતું વસ્તુસ્થિતિ કફોડી થઈ ગવર્નરોએ બીજા પક્ષોને કામચલાઉ પ્રધાનમંડળો રચવા કહ્યું આવા મંડળો ઘડાયા પણ તે ધારાસભાની બેઠક થયા પછી ટકી શકે એમ નહોતું પરિણામે ઈ સ ૧૯૩૭ ના મે મહિનામા હિંદી પ્રધાને ને ગવર્નર-જનરલે જે જાતની ખાત્રી કૉંગ્રેસ પક્ષે માગી હતી તેવી ખાત્રી આપવાથી આ ૬ પ્રાંતોમા કૉંગ્રેસ પક્ષે સત્તા સ્વીકારી ને પ્રધાનમંડળો ઘડ્યા ટૂંક સમયમા સરહદના વાયવ્ય પ્રાંતમા ને પછી આસામમા પણ કૉંગ્રેસ પક્ષમા પ્રધાનમંડળ રચ્યા

ઈ સ ૧૯૪૦ મા રાજીનામા આપ્યા તે પહેલા ૭ પ્રાંતોમા કૉંગ્રેસ પક્ષના પ્રધાનમંડળો હતા આ પ્રાંતોમા પ્રધાનમંડળો સુંદર અને સંગીન કામ કરી ગયા હતા ખેડૂતોને રાહત આપવા ગ્રામ્ય પુનર્રચના કરવા જમીનની મહેસૂલમા રાહત આપવા, દારૂબંધી કરવા, પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવા, શારીરિક કેળવણી દાખલ કરવા તથા બીજા કેટલાક આર્થિક અને સામાજિક સુધારાઓ કરવા તેમણે કાયદાઓ પસાર કરી અમલમા મૂક્યા

બીજા પ્રાંતોમા પણ પ્રધાનમંડળો ઉપયોગી કામ કરી રહ્યા છે

યુરોપમા જર્મનીએ ઈંગ્લંડ સાથે ઈ સ ૧૯૩૯ના સપ્ટેમ્બર મહીનામા વિગ્રહ શરૂ કર્યો એટલે ઈંગ્લંડની સાથે હિંદુસ્તાન વિગ્રહમા સંડોવાયું વિગ્રહમા ભાગ લે તે પહેલા હિંદુસ્તાનને ઈંગ્લંડની હિંદુસ્તાન પ્રત્યેની ભાવી રાજનીતિનો ચોક્કસ ખુલાસો માગ્યો અને જણાવ્યું કે વિગ્રહના અંતે હિંદુસ્તાનને તેનું રાજ્યબંધારણ ઘડવાનું વચન મળવું જોઈએ આ બન્ને શરતો પર બ્રિટિશ સરકારે ધ્યાન નહિ આપવાથી સાત પ્રાંતોમા જ્યા કૉંગ્રેસ પ્રધાન મંડળ હતા ત્યા તેમણે રાજીનામા આપ્યા અને ત્યાંનું બંધારણ તે પ્રાંતના ગવર્નરોએ પ્રોકલેમેશન બહાર પાડી હાથમા લીધું એ પ્રાંતોમા ધારાસભા તેમજ પ્રધાનમંડળ હયાતીમા નથી આ પ્રત્યેક પ્રાંતમા ગવર્નરે સનદી નોકરીના સભ્યોમાથી ત્રણ સલાહકારો નીમ્યા છે ને તેમની સલાહથી અમલ ચલાવે છે આ પ્રોક્લેમેશન પહેલા એક વર્ષ માટે બહાર પાડવામા આવ્યું હતું એક વર્ષ પછી તે પાછું લંબાયું છે અને ૧૯૪૩ ના માર્ચ સુધી

અમલમા રહેશે બાકીના પ્રાંતોમા બંધારણ પ્રમાણે અમલ ચાલે છે ઓરિસામા પણ પ્રધાનમંડળ હયાતીમા આવ્યુ છે.

જર્મનીનું યુરોપમા આક્રમણ તેમ જ જાપાને મલાયા સિંગાપુર અને પાસિફિકના ટાપુઓ લઈ ઑસ્ટ્રેલિયા અને બરમા પર કરેલા આક્રમણને લઈ હિંદુસ્તાનને આંગણે આવેલો વિગ્રહ ધ્યાનમા લઈ ઉભી થયેલી વસ્તુસ્થિતિને પહોચી વળવા તથા હિંદુસ્તાનનો રાજદ્વારી પ્રશ્ન ઉકેલવા માટે-તેમ જ હિંદીઓ વિગ્રહમાં પૂર્ણ ભાગ ભજવે અને મનની મદદ આપે તે હેતુથી બ્રિટિશ વિગ્રહ પ્રધાનમંડળે તેમના એક સભ્ય સર સ્ટેફર્ડ ક્રિપ્સને બ્રિટિશ સરકારની હિંદ અંગેની રાજદ્વારી યોજના સાથે મોકલ્યો છે એ યોજનાના મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે છે

૧ લડાઈ પૂરી થતા હિંદુસ્તાનમા (ઇન્ડિયન યુનિયન) બંધારણ ઘડવા માટે એક ડેલિગેશન કૉલેજ પ્રાંતિક ધારાસભાએ ચૂંટવી અને તે બંધારણ ઘડે આ બંધારણ બ્રિટિશ સરકારે સ્વીકારવુ

૨ પ્રત્યેક પ્રાંતને એ બંધારણમા જોડાવુ કે નહિ તે મરજિયાત રાખવામા આવ્યુ છે અથવા પાછળથી જોડાઈ શકે છે જો એકથી વધુ પાસે પાસેના પ્રાંતો જુદુ યુનિયન સ્થાપવા માગે તો તે બ્રિટિશ સરકાર સ્વીકારશે

૩, દેશી રાજ્યોને એ યુનિયનમા જોડાવાનુ મરજિયાત રાખવામા આવ્યુ છે જે પાછળથી જોડાઈ શકે છે

૪ દેશી રાજ્યો યુનિયનમા જોડાય કે નહિ તો પણ તેમની સાથેની સંધિઓમા પ્રાસંગિક ફેરફારો કરવાના છે

૫ હિંદુસ્થાનના યુનિયનને બ્રિટિશ કોમનવેલ્થના બીજા સભ્યો સાથે સમાનતાનુ સ્ટેટસ સ્વીકારવામા આવ્યુ છે અને જો એણે એ સભ્યોથી છૂટા થવુ હોય તો છૂટુ થઈ શકે છે

૬ તરતમા ગવર્નર જનરલ કારોબારી સભાની પુનર્રચના કરશે ફક્ત વિગ્રહ દરમ્યાન લશ્કર અને હિંદના રક્ષણનો પ્રશ્ન બ્રિટિશ સરકારની જવાબદારી હેઠળ રહેશે

આ યોજના પર હિંદના નેતાઓ વિચાર કરી રહ્યા છે

## પ્રકરણ ૫૯

### પ્રાંતિક ધારાસભા

**પ્રાંતિક ધારાસભા**—પ્રત્યેક પ્રાંતમાં ધારાસભા છે. મુંબઈ, મદ્રાસ, બંગાળા, સંયુક્ત પ્રાંત, બિહાર અને આસામની ધારાસભા બે મંડળની બનેલી છે, ત્યારે બાકીના પ્રાંતોની ધારાસભામાં એક જ મંડળ છે જ્યાં ધારાસભાના બે મંડળ છે ત્યાં તે લેજિસ્લેટિવ કાઉન્સિલ અને લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી કહેવાય છે જ્યાં એક છે ત્યાં તે લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી કહેવાય છે.

પ્રાંતિક ધારાસભાનું બંધારણ પ્રાંતે પ્રાંતે જુદું છે, પણ દરેક પ્રાંતમાં એ કોમી ધોરણ પર રચાયલું છે. જુદી જુદી કોમોને પ્રાંતિક ધારાસભામાં તેમની વસ્તીના પ્રમાણમાં કોમી ચુકાદાની* રૂએ જગ્યાઓ આપવામાં આવી છે પ્રત્યેક કોમના મતદારો તેમની કોમના મતદારસંઘમાં જ મત આપી શકે. જે પ્રાંતોમાં પછાત ભાગોને, પછાત કોમને, વેપારઉદ્યોગને, યુનિવર્સિટીને, જમીનદારોને કે બીજા ખાસ વર્ગો મંડળોને જગ્યાઓ આપવામાં આવી છે તેની ચૂંટણીને માટે પણ ખાસ યોજના ઘડવામાં આવેલી છે

**પ્રાંતિક લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી**—મુંબઈ ઇલાકાની પ્રાંતિક ઍસેમ્બ્લીમાં ૧૭૫ જગ્યા છે. એમાંથી ૧૧૪ જનરલ (હિંદુઓ માટે–૧૫ હરિજનોને માટે), ૧ પછાત વર્ગ અને પછાત ભાગને માટે, ૨૯ મુસલમાનોને માટે, ૨ ઍંગ્લો ઇંડીઅનને માટે, ૩ યુરોપીઅનોને માટે, ૩ દેશી ખ્રિસ્તીઓને માટે, ૭ વેપારઉદ્યોગને માટે, ૨ જમીનદારોને માટે, ૧ યુનિવર્સિટીને માટે, ૭ મજૂરોને માટે ને ૬ સ્ત્રીઓને (૧ મુસલમાન સ્ત્રીને) માટે છે

---

*કોમી ચૂકાદો (Communal Award) એટલે કે પ્રાંતોની ધારાસભામાં જુદી જુદી કોમોને કેટલી જગ્યાઓ આપવાની તેને લગતો બ્રિટિશ સરકારે આપેલો નિર્ણય.

**પ્રાંતિક લેજિસ્લેટિવ કાઉન્સિલ**— પ્રાંતિક લેજિસ્લેટિવ કાઉન્સિલનું બંધારણ કોમી ધોરણ પર જ ઘડાયું છે. મુબઈ ઈલાકાની પ્રાંતિક લેજિસ્લેટિવ કાઉન્સિલના બંધારણ જેવું જ બીજા પ્રાંતની કાઉન્સિલોનું બંધારણ છે. મુબઈની કાઉન્સિલમા કુલ જગ્યા ૨૯ થી ૩૦ છે, જેમા ૨૦ જનરલ છે, ૫ મુસલમાનોની છે, ૧ યુરોપીઅનની છે અને ૩–૪ પર ગવર્નર જે કોઈ કોમ કે વર્ગને પ્રતિનિધિત્વ નહિ મળ્યુ હોય તેના પ્રતિનિધિ નીમે છે.

**સભાસદોની લાયકાત**—ધારાસભાનો સભાસદ બ્રિટિશ પ્રજા હોવી જોઈએ. ધારાસભામા બેસતાં પહેલાં પ્રત્યેક સભાસદને વફાદારીના સોગદ લેવા પડે છે

**ધારાસભાના સભાસદોની ચૂંટણી**— લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીની ચૂટણી સીધી છે. પ્રત્યેક મતદારસઘ (Constituency) ના મતદારોની યાદી હોય છે. મતદારો પોતાના સઘમાં જ મત આપી શકે મતદારની લાયકાત પ્રાતે પ્રાતે જુદી છે. પણ સાધારણ રીતે જે માણસ (સ્ત્રી કે પુરુષ) કર આપતો હોય, અમુક કિંમતની મિલ્કત ધરાવતો હોય, અથવા જેણે અમુક કેળવણી લીધી હોય તે મતદાર થઈ શકે. આવકવેરો ભરનાર, સરકારી અમલદારો, કારોગ થએલા કે પેનશન પર ગએલા કે નોકરીમાથી છૂટા થએલા સૈનિકો કે પોલીસો, કે લશ્કરમા ચાર વર્ષ સુધી ચાલુ નોકરી કરેલી હોય એવા સૈનિકો મતદાર છે. અમુક પાછળ પડેલી કોમોના મતદારો માટે ઓછી લાયકાત ઠરાવવામા આવી છે. આ યોજના પ્રમાણે બધી પ્રાતિક ઍસેમ્બ્લીઓને માટે ઈ. સ. ૧૯૩૭ ની ચૂટણીમા કુલ સ્ત્રી અને પુરુષ મતદારોની સખ્યા ૩,૯૧,૩૭૯૧૪ હતી (કુલ વસ્તીનો ૧૪ ટકા). બધી પ્રાતિક લેજિસ્લેટિવ કાઉન્સિલોને માટે કુલ મતદારોની સખ્યા ૮૯,૫૭૧ હતી. ૧૯૧૯ માં સ્ત્રી અને પુરુષ મતદારની સંખ્યા ફક્ત ૮૭,૪૪૦૦૦ હતી (કુલ વસ્તીનો ૩ ટકા).

પ્રાંતના ગવર્નરને ધારાસભા બોલાવવાનો, તેને મુલતવી રાખવાનો તેમ જ બરખાસ્ત કરવાનો અધિકાર છે. સાધારણ રીતે ઍસેમ્બ્લીની મુદત ૫ વર્ષ છે. લેજિસ્લેટિવ કાઉન્સિલ સ્થાયી મડળ છે, પણ

એના ત્રીજા ભાગના સભાસદો ત્રણ ત્રણ વર્ષે ફારેગ થાય છે ધારાસભાના બને મંડળો પોતાનો પ્રમુખ પોતાનામાથી ચૂટે છે

**સભાસદોના ખાસ હકો ( Privileges )**— સભાસદોને ધારાસભામા મુક્તકંઠે કોઈપણ જાતના અંકુશ સિવાય બોલવાની તેમ જ ચર્ચા કરવાની છૂટ છે પોતાના મતો માટે તથા ધારાસભાની મંજૂરીથી જે કંઈ પ્રસિદ્ધ થાય તેને સભાસદો જવાબદાર નથી

**ધારાસભાની ભાષા**— સાધારણ રીતે ધારાસભાનુ કામકાજ અંગ્રેજી ભાષામા થવુ જોઇએ પણ જો કોઈ સભાસદ અંગ્રેજી ભાષા નહિ જાણતો હોય અથવા તો તેમા સારી રીતે કે સહેલાઇથી બોલી શકતો નહિ હોય તો બીજી ભાષામા બોલી શકે છે

**કાયદા ઘડવાની રીત**—ધારાનુ બિલ (ખરડો) ગમે તે મંડળમા રજૂ કરાય જો પસાર થાય, તો તે ગવર્નરની મંજૂરી માટે મોકલવામા આવે છે જે પ્રાંતોમા બે મંડળો છે ત્યા દરેક બિલ બને મંડળોમા પસાર થવુ જોઇએ ને પસાર થયા પછી તે ગવર્નરને મંજૂરી માટે મોકલવામા આવે છે જો બને મંડળો વચ્ચે મતભેદ પડે તો બનેના સભાસદો સાથે બેસે ને મત આપે ને જે નિર્ણય વધુમતે થાય તે પ્રત્યેક મંડળનો નિર્ણય ગણાય ગવર્નર બિલને મંજૂરી આપે કે નામંજૂર કરે કે ગવર્નર-જનરલના વિચાર માટે મુલતવી રાખે વળી એ તેમા સુધારા સૂચવી પાછુ મંડળો પર વધુ વિચાર માટ મોકલી શકે વળી શહેનશાહ ગમે તે કાયદો ગવર્નર કે ગવર્નર-જનરલે તેની મંજૂરી આપી હોય તે તારીખથી ૧૨ મહિનાની અંદર નાબૂદ કરી શકે છે

**આવકજાવકના અંદાજો**—દર વરસે ગવર્નર પ્રાંતના આવતા વર્ષના મહેસૂલખર્ચના અંદાજાનુ બજેટ ધારાસભાના મંડળો આગળ રજૂ કરાવે છે ગવર્નરનો પગાર અને ભથ્થુ, પ્રધાનો ને હાઇકોર્ટના જજોનો પગાર, પ્રાંતિક જાહેરદેવાનુ વ્યાજ અને બાતલ રાખેલા મુલકો ( Excluded areas ) નો ખર્ચ, એ સિવાયનો સઘળો ખર્ચ નાણામંત્રી બને મંડળો આગળ બહાલી માટે રજૂ કરે છે બને મંડળો એ ખર્ચની જૂદી જૂદી નાની મોટી રકમ પર વિવેચન

કરી શકે, પણ ઍસેમ્બ્લી એકલી જ તે મંજૂર કે નામંજૂર કરી શકે છે નાણાંને લગતું બિલ ફક્ત ઍસેમ્બ્લીમાં જ લાવી શકાય કાઉન્સિલમાં તે લાવી શકાય નહિ જો નાણાંમંત્રીએ માગેલા ખર્ચમાં ધારાસભા કાપકૂપ કરે ને જો એ ખર્ચ ગવર્નરને પોતાની ફરજ અદા કરવા આવશ્યક લાગે તો તે એ મંજૂર કરી શકે છે

ધારાસભામાં સભ્યો સરકારી બાબતો પર પ્રધાનોને પ્રશ્નો પૂછી શકે, જાહેર બાબતો પર ઠરાવો પસાર કરી શકે ને જો કોઈ અગત્યનો પ્રશ્ન એકાએક ઊભો થયો હોય અથવા કોઈ અગત્યનો બનાવ બન્યો હોય તો સરકારનું તે પર ધ્યાન ખેંચવા માટે સભાનું કામ મુલતવી રાખવાની દરખાસ્ત (Motion for adjournment) પસાર કરી શકે

**ચીફ કમિશનરના પ્રાંતો**—આવા પ્રાંતો ૬ છે ને પ્રત્યેક કમિશનરની હકૂમત નીચે છે ચીફ કમિશનરને ગવર્નર-જનરલ નીમે છે ને તેને એ જવાબદાર છે એમાં ધારાસભા નથી એમાંના કેટલાક કેન્દ્ર ધારાસભામાં સભાસદો મોકલે છે

**પૂર્ણ બાતલ અને થોડા બાતલ પ્રદેશો**—નવા રાજ્યબંધારણમાંથી પૂરા બાતલ કરેલા ને થોડે અંશે બાતલ કરેલા પ્રદેશો (Excluded and Partially Excluded Areas)

કેટલાક પ્રાંતોમાં કેટલાક ભાગો ઘણા પાછળ પડેલા છે તેને નવા બંધારણમાંથી પૂરા કે થોડે અંશે બાતલ કર્યા છે એ ભાગોને Excluded and Partially Excluded Areas કહે છે પૂરા બાતલ કરેલા (Excluded) ભાગોનો વહીવટ ગવર્નરને હસ્તક છે થોડા બાતલ કરેલા (Partially Excluded) ભાગોનો વહીવટ પ્રધાનોને હસ્તક છે ખરો પણ એના વહીવટ માટે ગવર્નર જવાબદાર છે એટલે જ્યારે એના વહીવટની બાબતમાં ગવર્નર અને પ્રધાનને મતભેદ પડે ત્યારે ગવર્નર પોતાના મત પ્રમાણે અમલ કરી શકે છે

## પ્રકરણ ૬૦

---

### ફીડરેશન અને પ્રાંતો વચ્ચેનો સંબંધ

જે વિષયો આખા ફીડરેશનને લગતા છે તે વિષે કાયદા ઘડવાનો અધિકાર ફેડરલ ધારાસભાને છે. અને જે વિષયોમા પ્રાતોનુ સ્થાનીક હિત સમાયલુ છે તે વિષે કાયદા ઘડવાનો અધિકાર પ્રાતોનો છે

નવા રાજ્ય બધારણમા કાયદા ઘડવાની સત્તા નીચેના અમલદારો તથા સભાઓને આપવામા આવી છે —

૧. ફેડરલ ધારાસભા, ૨ ગવર્નર-જનરલ

૩. પ્રાતિક ધારાસભા અને ૪ ગવર્નર.

સાધારણ રીતે ફેડરલ ધારાસભાને આખા હિંદુસ્તાનને કે કોઈ પણ વિભાગને માટે કે કોઈ પણ ફીડરેશનમા જોડાયલા રાજ્યને માટે કાયદા ઘડવાની સત્તા છે. પ્રાતિક ધારાસભાને આખા પ્રાત કે તેના કોઈ પણ ભાગને માટે ધારા ઘડવાનો અધિકાર છે ફેડરલ અને પ્રાતિક ધારાસભાનુ કાયદા બાધવાનુ ક્ષેત્ર ચોકસ રીતે નક્કી કરેલુ છે અને તે ક્ષેત્રમા પ્રત્યેક સ્વતંત્ર છે ફેડરલ અને પ્રાતિક ધારાસભા ક્યા ક્યા વિષયોને લગતા કાયદા ઘડી શકે તે બતાવવાને ત્રણ યાદી કરવામા આવી છે. પહેલી યાદીમા ફેડરલ ધારાસભા ક્યા વિષયોના કાયદા ઘડી શકે તે બતાવ્યુ છે બીજી યાદીમા પ્રાતિક ધારાસભા ક્યા વિષયોના કાયદા ઘડી શકે તે બતાવ્યુ છે અને ત્રીજી યાદીમા બન્ને ધારાસભાઓ ક્યા વિષયોના ધારા ઘડી શકે તે બતાવ્યુ છે.

પહેલી યાદીમા જણાવેલા ફેડરલ ધારાસભાની સત્તાના વિષયો ૫૧ છે. તેમા મુખ્યત્વે કરીને નીચે મુજબ છે —

૧. હિંદુસ્તાનનુ રક્ષણ, ૨ પરદેશી રાજ્ય સાથે સબધ, ૩. ચલણ, ૪. ફેડરલ રેલ્વે, ૫. ટપાલ તથા તાર, ૬. કરવેરા અને જકાત, ૭ આવકવેરો (Income Tax) ૮ મીઠુ (Salt).

બીજી યાદીમા જણાવેલા પ્રાંતિક ધારાસભાની સત્તાના વિષયો ૫૪ છે તેમા મુખ્યત્વે કરીને નીચે પ્રમાણે છે —

૧ પ્રાંતની સુલેહશાંતિ, ૨ સ્થાનિક સ્વરાજ્ય, ૩ જાહેર તન્દુરસ્તી, ૪ કેળવણી, ૫ નહેરખાતુ, ૬ ખેતીવાડી ને જમીનમહેસૂલ ૭ કરવેરા (ઇન્કમ ટૅક્સ સિવાયના)

ત્રીજી યાદીમા જણાવેલા ફેડરલ ને પ્રાંતિક ધારાસભા બન્નેની સત્તાના વિષયો ૩૬ છે તેમા મુખ્યત્વે કરીને નીચે મુજબ છે —

૧ ફોજદારી કાયદો, ૨ સિવિલ પ્રોસીજર, ૩ કારખાના

ત્રીજી યાદીના વિષયોમા પ્રાંતિક ધારાસભા પોતાના પ્રાંતને માટે જ ધારા ઘડી શકે જો એથી વધુ પ્રાંતો પ્રાંતિક વિષય માટે ફેડરલ ધારાસભાને વીનવે તો ફેડરલ ધારાસભા તે પ્રાંતોને માટે ધારા ઘડી શકે ત્રીજી યાદીના કોઈ વિષય પર પ્રાંતિક ધારાસભા કાયદો ઘડે તે જો ફેડરલ ધારાસભાએ પહેલા ઘડેલા કાયદાથી વિરુદ્ધ હોય તો જ્યાંસુધી પ્રાંતિક કાયદાને ગવર્નર-જનરલ કે શહેનશાહની સમતિ નહિ મળે ત્યા સુધી તે કાયદો નહિ ગણાય ને ફેડરલ કાયદો જ અમલમા રહે

પ્રાંતો પ્રાંતિક ક્ષેત્રમા સ્વતંત્ર છે આ પ્રાંતિક સ્વતંત્રતાના મુદ્દા પર જ નવુ રાજ્યબંધારણ રચાયુ છે અમુક બાબતમા જ ગવર્નર, ગવર્નર-જનરલ કે હિંદી વજીરના હાથ હેઠળ છે ફક્ત કોકટોકીને પ્રસગે કે મહામુશ્કેલીનો પ્રસગ જાહેર થાય ત્યારે જ ફેડરલ સભા પ્રાંતિક વિષયોને લગતા કાયદા ઘડી શકે

**કારોબારી સત્તા**—ફીડરેશન ને પ્રાંતો વચ્ચે ધારાના વિષયોની વહેંચણી થએલી છે તેમજ કારોબારી સત્તાના વિષયની પણ વહેંચણી થઈ છે સાધારણ રીતે ફેડરલ સરકાર ને તેના અમલદારો ફેડરલ કાયદાઓનો અમલ કરે છે અને પ્રાંતો ને રાજ્યો પાસે પોતાની સત્તાનો અમલ કરાવી શકે છે અથવા તેનો અમલ કરવાનું તેમને સોંપી શકે છે પણ તેમ કરતા તેણે પ્રાંતો તથા રાજ્યોનુ હિત ભૂલવાનુ નથી

પ્રાંતિક સરકાર પ્રાંતિક ધારાઓના અમલ માટે જવાબદાર છે

**આંતરપ્રાંતિક સંબંધ**—ફીડરેશન ને પ્રાંતોની વચ્ચે પોત પોતાના કાર્યપ્રદેશ, સત્તા ને અધિકાર વિષે હમેશા તકરાર થવાનો સભવ રહે

છે. જો તકરાર કાયદા કે હકને લગતી હોય તો તેનો ફેડરલ કોર્ટ ચુકાદો આપે છે. બીજી કોઈ તકરારનો નિકાલ કરવાને ગવર્નર-જનરલને આંતરપ્રાંતિક કાઉન્સિલ નીમવી પડે છે.

જો ફીડરેશનના બે અંગો વચ્ચે નદીના પાણીના દુરુપયોગ વિષે તકરાર ઊભી થાય તો ગવર્નર-જનરલને ફરિયાદ થઈ શકે. જો ગવર્નર-જનરલને યોગ્ય લાગે તો તેની તપાસ કરવા એ એક કમિશન નીમી શકે ને તેના રિપોર્ટને આધારે પોતાનો નિર્ણય આપે વળી આ બાબત નામદાર શહેનશાહે તેમની કાઉન્સિલ (His Majesty in Council) આગળ મૂકવા ગવર્નર-જનરલને વિનતિ કરી શકાય.

ફીડરેશન અને પ્રાંતો વચ્ચે મહેસૂલના વિષયોની વહેંચણી ચોક્કસ રીતે કરવામાં આવી છે

**મહેસૂલના વિષયોની વહેંચણી—ફેડરલ સરકારના** મહેસૂલના વિષયો નીચે પ્રમાણે છે —

૧ આયાત-નિકાસ પર જકાત
૨ તમાકુ પર ને બીજી હિંદુસ્તાનમાં પાકેલી ને બનાવેલી પીવાનો દારૂ, અફીણ ને દવાઓ સિવાયની વસ્તુઓ પર જકાત
૩ કોર્પોરેશન ટેક્સ (કંપનીઓ પરનો કર)
૪ ખેતીવાડીની આવક સિવાયની આવક પર વેરો
૫ ખેતીવાડીની જમીન સિવાયની મિલકતની કુલ કિંમત પર વેરો અને કંપનીની મૂડી પર વેરો
૬. ખેતીવાડીની જમીન સિવાયની બીજી મિલકતના વારસા પર કર
૭ ચેક, હૂંડીઓ વિગેરે પર સ્ટૅમ્પ ડયુટી
૮ ટરમિનલ ટૅક્સિસ વસ્તુઓ પર અથવા રેલવે કે એરોપ્લેનમાં જતા પેસેન્જરો પર ને રેલવે નૂર પર ટૅક્સ

**પ્રાંતિક સરકારની મહેસૂલના વિષયો નીચે પ્રમાણે** છે:—

૧. જમીનનું મહેસૂલ
૨. પીવાનો દારૂ, અફીણ, ભાંગ, ગાંજો વગેરે વસ્તુઓ પર એક્સાઈઝ ડયુટી

૩ ખેતીવાડીની આવક પર આવકવેરો
૪ જમીન તથા મકાનો પર વેરો
૫ ખેતીવાડીના વારસા પર (Succession) કર
૬ ખનિજ પદાર્થો પર કર
૭ માથાવેરો (Capitation Tax)
૮ ધંધારોજગાર પર કર
૯ પશુઓ પર કર
૧૦ ચીજોના વેચાણ પર અને જાહેરખબર પર કર
૧૧ અમુક સ્થાનિક વપરાશમા આવતી ચીજો પર કર
૧૨ સિનેમા નાટક, શરતો વગેરે મોજશોખની વસ્તુઓ પર કર
૧૩ ફેડરલ લિસ્ટમા જણાવ્યા સિવાયની બીજી સ્ટૅમ્પ ડ્યુટી
૧૪ દેશની અંદર જળમાર્ગે થઈને જનારા ઉતારુઓ ને વસ્તુઓ પર કર
૧૫ નાકાવેરા

આવકવેરામાથી અમુક વર્ષ પછી જેટલો આવકવેરો દરેક પ્રાતમાથી ઉઘરાવાય તેમાથી ૫૦ ટકા તે પ્રાતને પાછો આપવાનુ ઠર્યું છે પણ પહેલા પાચ વર્ષ સુધી વડી સરકારની નાણાની સ્થિતિ એવી નથી કે એ એમાથી ૫૦ ટકા ભાગ પ્રાતોને આપી શકે પાચ વર્ષ પછીના બીજા પાચ વર્ષમા જો વડી સરકારની નાણાની સ્થિતિ સુધરશે તો એ ભાગ અમુક પ્રમાણમા આપવાનુ શરૂ થશે ને ૧૦ વર્ષ પછી જો રેલ્વે મહેસૂલમા વધો ઘટાડો નહિ થાય તો એ ૫૦ ટકા પ્રાતોને મળશે

૫૦ ટકા આવકવેરો નીચેના પ્રમાણમા પ્રાતોમા વહેંચવામા આવશે મદ્રાસ ૧૫ ટકા, મુબઈ ૨૦, બગાળા ૨૦, સયુક્તપ્રાત ૧૫, પજાબ ૮, બિહાર ૧૦, મધ્યપ્રાત ૫, આસામ ૨, વાયવ્ય સરહદનો પ્રાત ૧, ઓરિસા ૨ સિંધ ૨

વળી બગાળા, બિહાર ને ઓરિસા કે જ્યાથી શણ (Jute) ની નિકાસ થાય છે તેને એ નિકાસવેરાના ૬૨½ ટકા આપવાનુ ઠર્યું છે

આ ઉપરાંત વડી સરકાર તેના મહેસૂલમાંથી નીચે પ્રમાણેની રકમ નીચેના પ્રાંતોને આપશે—

સંયુક્ત પ્રાંતને ૨૫ લાખ પાંચ વર્ષ સુધી

આસામને ૩૦ લાખ

વાયવ્ય સરહદના પ્રાંતને ૧૦૦ લાખ પાંચ વર્ષ સુધી ને ત્યારપછી એ રકમ ફરીથી નક્કી કરવામાં આવશે.

ઓરિસાને ૪૦ લાખ, પહેલે વર્ષે ૪૭ લાખ.

સિંધને ૧૦૫ લાખ, પહેલે વર્ષે ૧૧૦ લાખ.

**વડી સરકારનો ખર્ચ**—વડી સરકારનો ખર્ચ લગભગ એક અબજ રૂપીઆ છે. તેમાંનો ઘણો લશ્કરી ખાતા પાછળ, જાહેર દેવા પેટે, રાજ્યવહિવટ ખાતે અને તાર, ટપાલ, જાહેર બાંધકામ, રેલવે, નહેર, ચલણ વગેરે ખાતા પર થાય છે. બીજી મોટી ખર્ચની રકમ વિલાયતમાં જે ખર્ચ હિંદી પ્રધાન કરે છે તે છે.

**પ્રાંતિક સરકારનો ખર્ચ**—પ્રાંતિક સરકારનો ખર્ચ મોટે ભાગે રાજ્યવહિવટ ચલાવવામાં જ થાય છે. બાકીનો ખર્ચ કેળવણી, આરોગ્ય, જંગલ વગેરે ખાતા પર થાય છે.

# પ્રકરણ ૬૧

## ફેડરલ ન્યાયખાતું, સનદી નોકરી, પબ્લિક સર્વિસ કમિશન, ફેડરલ રેલ્વેખાતું

નવા બંધારણમાં ફેડરેશન માટે એક ફેડરલ કોર્ટ સ્થાપવાની ગોઠવણ છે ફેડરેશનમાં આવી કોર્ટની જરૂર છે એના અંગોમાં પોતપોતાની સત્તા વિષે વારંવાર તકરાર ઉપસ્થિત થાય તેનો ચુકાદો આપનાર એવી સર્વોપરિ કોર્ટ વગર ચાલે નહિ

**ફેડરલ કોર્ટ** ૧—ફેડરલ કોર્ટ એક વડા ન્યાયાધિશ ને બીજા ૬ ન્યાયાધીશોની બનશે એ ફેડરેશનના બેથી વધુ અંગો વચ્ચેની એક બીજાની સત્તા કે હકને લગતી કોઈપણ તકરારનો ચુકાદો આપશે અમુક બાબતોમાં પ્રાંતિક હાઈકોર્ટોના ચુકાદા સામે એને અપીલ કરી શકાશે અને અમુક બાબતોમાં એના ચુકાદાની સામે ઈંગ્લંડની પ્રિવી કાઉન્સિલને અપીલ થઈ શકશે ફેડરલ કોર્ટ દિલ્હીમાં કે એનો વડો જજ ગવર્નર-જનરલની રજાથી ઠરાવે ત્યાં બેસી શકશે એના જજોનો પગાર ફેડરલ મહેસુલમાંથી આપવામાં આવશે ફેડરલ કોર્ટ કાયદાનો જે અર્થ કરે તે બ્રિટિશ હિંદુસ્તાનની ને કેટલેક અંશે ફેડરેશનમાં દાખલ થએલા દેશી રાજ્યની કોર્ટને માન્ય રાખવો પડશે ફેડરલ કોર્ટ હયાતીમાં આવી છે. હાલ તુરત એ એક વડા ન્યાયાધીશ ને બીજા બે ન્યાયાધીશોની બનેલી છે

**હાઈકોર્ટો** ૨—નવા કાયદા પ્રમાણે મુંબઈ, મદ્રાસ, કલકત્તા, અલ્હાબાદ, લાહોર, પટના અને નાગપુરની હાઈકોર્ટો, અયોધ્યાની ચીફ કોર્ટ અને વાયવ્ય સરહદના પ્રાંતની ને સિંધની જ્યુડીશીઅલ કમિશનરની કોર્ટો હાઈકોર્ટ તરીકે ગણાશે દરેક કોર્ટ એક વડા જજ ને બીજા કેટલાક ન્યાયાધીશોની બનેલી છે

દરેક હાઈકોર્ટ પોતાના પ્રાંતમાં આવેલી બધી કોર્ટ પર દેખરેખ રાખે છે અને તેમના કામને માટે કાનૂનો ઘડી શકે છે તેમજ કેટલાક સંજોગોમાં એક કોર્ટમાંથી બીજી કોર્ટમાં દાવા મોકલી શકે છે ને નીચલી કોર્ટમાંથી પોતાને ત્યાં પણ લાવી શકે છે નીચલી કોર્ટના

ચુકાદા સામે એ અપીલ સાભળી શકે છે એના ચુકાદાની સામે અમુક બાબતમા ને સજોગોમા ફેડરલ કોર્ટને ને અમુક બાબતમા ને સજોગોમા ઇગ્લડની પ્રિવી કાઉન્સીલને અપીલ થઈ શકે છે.

પ્રાતિક ન્યાયખાતામા બીજા કઈ ખાસ ફેરફારો કરવામા આવ્યા નથી ને તે હાલમા છે તેવુ જ રહ્યુ છે પણ નવા કાયદા પ્રમાણે જિલ્ના જજોની ફેરબદલી ને તેમનુ પ્રમોશન ગવર્નરના હાથમા છે, પરતુ એ કરવામા એને હાઈકોર્ટની સલાહ લેવાની છે વળી જીલ્લાજજની પક્તિમા પ્રેસિડેન્સિ મેજીસ્ટ્રેટને પણ દાખલ કરવામા આવ્યા છે જિલ્લા જજોના તાબા નીચેના જજોની નિમણૂક પ્રાતિક પબ્લિક સર્વિસ કમિશને તૈયાર કરેલી યાદીમાથી ગવર્નર કરે છે તેમના ફેરબદલી ને પ્રમોશન હાઈકોર્ટના હાથમા છે નીચલી પાયરીના મેજીસ્ટ્રેટોની નિમણૂક તેમના જિલ્લા માજીસ્ટ્રેટની સલાહથી કરવામા આવે છે

**સનદી નોકરી**—સનદી નોકરી નવા કાયદા પ્રમાણે ત્રણ પ્રકારની છે આખા હિંદુસ્તાનની મધ્યસ્થ સરકારની ને પ્રાતિક સરકારની

૧ આખા હિંદુસ્તાનની નોકરીમા હિંદી વજીર ત્રણ જાતના નોકરો નીમે છે—

(૧) હિંદી સિવિલ સર્વિસના (૨) હિંદી પોલિસ સર્વિસના,
(૩) હિંદી મેડિકલ સર્વિસ (Civil) ના

આ સિવાય બીજી કેટલીક મુકરર જગ્યાઓ પર હિંદી પ્રધાન નિમણૂક કરે છે આ નોકરોનો પગાર ને પેનશન કદરના મહેસુલમાથી અપાય છે

૨ સનદી નોકરી (I C S) મધ્યસ્થ સરકારની નોકરી જેવીકે જકાત ખાતાની, ટપાલ તથા તાર ખાતાની ને રેલવે ખાતાની ફેડરલ કે મધ્યસ્થ નોકરીના ઉમેદવારોની પસદગીને માટે એક ફેડરલ જાહેર નોકરીનુ કમિશન નીમવામા આવ્યુ છે તે પરીક્ષા લઈ લાયક ઠરેલ ઉમેદવારોની યાદી તૈયાર કરે છે તેમાથી ફેડરલ સરકાર નિમણૂક કરે છે

**ફેડરલ પબ્લિક સર્વિસ કમિશન**

**પ્રાંતિક પબ્લિક સર્વિસ કમિશન**

૩. પ્રાંતિક નોકરીમા પ્રાંતિક સરકાર નિમણૂક કરે છે. દરેક પ્રાંતમા એક જાહેર નોકરીનુ કમિશન છે ને યોગ્ય તપાસ કરી કે પરીક્ષા લઈ લાયક ઉમેદવારોની યાદી તૈયાર કરે છે ને તેમાથી પ્રાંતિક સરકાર નિમણૂક કરે છે

ફેડરલ કમિશન પ્રાંતોને માટે પણ કામ કરી શકે ને એક પ્રાંતનુ કમિશન બે પ્રાંતોનુ પણ કામ કરી શકે.

સનદી નોકરોના હકને નવા બંધારણમા ખાસ રક્ષણ આપવામા આવ્યુ છે

**ફેડરલ રેલવે ખાતું**—હિંદુસ્તાનની રેલવેનો વહિવટ વ્યાવહારિક દૃષ્ટિથી કરવાને નવા રાજ્યબંધારણમા રેલવેના વહીવટને લગતુ સઘળુ કામ ફેડરલ રેલવે ઑથોરિટિ (Authority) ને સોંપવામા આવ્યુ છે આ Authority નો પ્રમુખ તથા ત્રણ સભાસદો ગવર્નર જનરલ નીમે છે તેમની નોકરીની મુદત પાંચ વર્ષની છે તેમના હાથમા રેલવેનો સઘળો વહીવટ છે દેશના ખેતી, વેપારઉદ્યોગ ને સામાન્ય હિત ધ્યાનમા રાખીને તેણે રેલવેની નીતિ ઘડીને અમલમા મૂકવાની છે તે વિષે ગવર્નર જનરલની જે સૂચના હોય તે લક્ષમા રાખવાની છે રેલવે ઑથોરિટિ ફેડરલ સરકારને દર વર્ષે અમુક રકમ ધારા મુજબ આપશે ફેડરેશનની ને દેશી રાજ્યોની રેલવે વચ્ચે તકરાર થાય તો તેના નિકાલને માટે રેલવે ટ્રાઈબ્યુનલ નીમવાની છે

# પ્રકરણ ૬૨

## સ્થાનિક સ્વરાજ્ય

**સ્થાનિક સ્વરાજ્ય**—હિંદુસ્તાન ઘણો મોટો દેશ હોવાથી દરેક બાબતમા રાજ્યવહિવટ મધ્યસ્થ સરકારથી કે પ્રાંતિક સરકારથી સંતોષકારક રીતે થવો મુશ્કેલ છે. આ વાત ઈ સ. ૧૮૭૦ પછીથી સારી રીતે સરકારના ધ્યાનમા આવી, અને મધ્યસ્થ સરકારની સત્તા કોઈ પણ રીતે ઓછી કર્યા વગર પ્રાંતોનો રાજ્યવહિવટ વધુ સરળતાથી ચાલે એ હેતુથી પ્રાંતોના રાજ્યવહીવટની કેટલીક બાબતો સગવડને ખાતર પ્રાંતોને સોંપાઈ. પ્રાંતોના વહીવટમા વધુ સુગમતા અને સવડના આવે એ હેતુથી શહેરો, જિલ્લાઓ, તાલુકાઓ તથા ગામડાઓમા સ્થાનિક સ્વરાજ્યની સસ્થાઓ સ્થાપવામા આવી. લૉર્ડ રિપનના વખતથી સ્થાનિક સ્વરાજ્ય ખીલવવાની નીતિ સ્વીકારાયલી છે.

હાલમા આ દેશમા સ્થાનિક સ્વરાજ્યની સસ્થાના ચાર પ્રકાર છે —

૧. ગામડા માટે **પંચાયત**

૨. તાલુકા માટે **તાલુકા લોકલબોર્ડ**

૩. જિલ્લા માટે **જિલ્લા લોકલબોર્ડ**

૪. શહેર માટે **મ્યુનિસિપાલિટી**

આ જુદી જુદી સ્થાનિક સ્વરાજ્યની સસ્થાઓ વહીવટની સુગમતા ને સવડ માટે રચાયલી છે આ સસ્થાઓ પર પ્રાંતિક સરકારનો કાબૂ પૂરેપૂરો છે. માત્ર સ્થાનિક બાબતોનો સ્થાનિક જરૂરીઆતોને અનુસરીને જલદી નિકાલ થાય તેટલા પૂરતી જ સત્તા એ સસ્થાઓને આપવામા આવી છે.

**ગ્રામ્ય પંચાયત**—ગ્રામ્ય પચાયત આ દેશની પ્રાચીન સસ્થા છે. પ્રાચીન ગ્રામ્ય પચાયત ગામના ચૂંટાયલા પ્રતિનિધિઓની બનેલી હતી અને તે ગામના મહેસૂલની ખેડૂતવાર કાળજી કરતી, ગામના

દીવાની અને ફોજદારી ટંટા પતાવતી, અને ગામના રક્ષણની વ્યવસ્થા કરતી પ્રત્યેક ગામ એક નાનું સરખું પ્રજાસત્તાક રાજ્ય જેવું હતું. આ પંચાયતો સૈકાઓ પર્યંત ચાલ્યા પછી છેલ્લાં ૧૦૦ વર્ષમાં તૂટી ગઈ છે. વીસમી સદીની શરૂઆતથી પ્રાંતિક સરકારોએ ગ્રામ્ય પંચાયતોનો પુનરુદ્ધાર કરવાને પ્રયાસો કર્યા છે. મુંબઈ સરકારે ગ્રામ્ય પંચાયતનો એક કાયદો પસાર કર્યો છે, અને આ કાયદાની રૂએ થોડી પંચાયતો સ્થપાઈ પણ છે. પંચાયતોને નવા પ્રાંતિક સ્વાતંત્ર્યના અમલમાં ઉત્તેજન મળ્યું છે.

**તાલુકા બોર્ડ**—ગ્રામ્ય પંચાયતોથી ઊંચી પાયરીએ તાલુકા બોર્ડ આવે છે. આ તાલુકા બોર્ડો સ્થાનિક વિષયોના વહીવટને માટે સ્થાપેલાં છે. આ બોર્ડોની શરૂઆત લૉર્ડ મેયોના વખતથી થઈ કહેવાય, પણ તેનો વિકાસ લૉર્ડ રિપનના વખતમાં થયો. પ્રથમ તાલુકાબોર્ડમાં લોકોના પ્રતિનિધિઓ ઘણા થોડા પ્રમાણમાં હતા અને પ્રમુખ ઘણે ભાગે તાલુકાનો મામલતદાર હતો. તેનું કાર્ય પ્રાથમિક કેળવણી, જાહેર આરોગ્ય, શીતળા કાઢવાનું, હૉસ્પિટલો બાંધવાનું, રસ્તાઓ બાંધવાનું ને તેને સમરાવવાનું, તથા કુવો બાંધવાનું હતું. આ કામને માટે જમીન આકાર પર દર રૂપીએ એક આનો લોકલ ફંડ લેવામાં આવ્યો ને વધારાનો ખર્ચ સરકારી મદદથી પૂરો કરવામાં આવ્યો.

આ સંસ્થાની સ્થાપના કરવામાં લૉર્ડ રિપનને બહુ આશાઓ હતી. સ્થાનિક પ્રશ્નોનો સંતોષકારક રીતે લોકોની મરજી પ્રમાણે ફેંસલો થાય અને લોકોને આ સંસ્થાદ્વારા રાજ્યવહીવટનો અનુભવ મળે એ હેતુથી જ આ સંસ્થા સ્થપાઈ હતી. લૉર્ડ રિપને તો એને રાજ્કીય કેળવણીની નિશાળ તરીકે ગણી હતી, પણ કમનસીબે લૉર્ડ રિપનના અમલથી તે છેક ૧૯૧૯ નો સુધારાનો કાયદો પસાર થયો ત્યાંસુધી આ સંસ્થાનો ધારવા જેટલો વિકાસ થયો નહિ, અને ધારેલું પરિણામ આવ્યું નહિ. સુધારાના કાયદાના ચાર મુખ્ય હેતુઓમાંનો એક સ્થાનિક સ્વરાજ્ય સંપૂર્ણ કરવાનો છે. આ સમયથી દરેક પ્રાંતમાં નવી ધારાસભાએ નવા કાયદાઓ પસાર કરી તેના બંધારણમાં તથા સત્તામાં વધારો કર્યો છે.

હાલમા પ્રત્યેક તાલુકા બોર્ડમાં ચૂંટાયલા સભાસદોની બહુમતિ છે. તેના પ્રમુખો ને ઉપપ્રમુખો ચૂંટાયલા છે. બોર્ડને લોકલફંડ, હોડીઓ હંકારવાના પરવાનાની ફી, રસ્તા પરનો ટોલ, પ્રાથમિક શાળાની ફી, અને ખાણોની ફીમાથી આવક થાય છે. આ ઉપરાત સરકાર કેળવણી, રસ્તા, પુલો, પાણી, આરોગ્ય અને હૉસ્પિટલોના નિભાવને માટે સારો ફાળો આપે છે.

**જીલ્લા બોર્ડ**—તાલુકા બોર્ડથી ચઢતી પાયરીના જિલ્લા બોર્ડ છે. એમા પણ લોકોથી ચૂંટાયલા સભાસદોની બહુમતી છે. એના પ્રમુખ અને ઉપપ્રમુખ ચૂંટાયલા છે આ બોર્ડ તાલુકા લોકલબોર્ડનુ કામ નક્કી કરે છે, તેમના અદાજપત્રો તપાસે છે, અને તેને લગતા કામોનો નિકાલ કરે છે. મુબઈ ઇલાકામા કુલ ૨૬ જિલ્લા લોકલ બોર્ડો છે મુબઈ ઇલાકામા ૧૯૨૩ ના પ્રાથમિક કેળવણીના કાયદાની રૂએ પ્રાથમિક કેળવણી સરકારે લોકલ બોર્ડને સ્વાધીન કરવાનુ નક્કી કર્યું છે, અને લગભગ બધા બોર્ડોને તે સ્વાધીન કરી છે.

**મ્યુનિસિપાલિટી**—કાયદા પ્રમાણે નીચેના કામો પ્રત્યેક મોટી નાની મ્યુનિસિપાલિટીને ફરજિયાત કરવાના છે—શહેરના રસ્તા વાળી સાફ કરાવવા, તેના પર પાણી છટાવવુ ને દીવા કરાવવા, શહેરનુ આગથી રક્ષણ કરવુ, નુકસાનકારક અને જોખમકારક વેપારધધાને અટકાવવા. રસ્તા વચ્ચે અને પોળોમા નડતર કરતી વસ્તુઓ દૂર કરાવવી, ગદકીવાળા સ્થાનો ચોકખા રખાવવા, મુડદાને બાળવાની કે દાટવાની ગોઠવણ કરાવવી, જાહેર રસ્તા બધાવવા ને તેને દુરસ્ત રખાવવા, હદના નિશાન રાખવા, જાજરૂ, પાણીની મોરીઓ, હમામ ખાના, ધોવાની જગાઓ, હવાડા તથા હોજો, કતલખાના, બધ વગેરે બાધવા, મહોલ્લાઓ ને રસ્તાઓના નામ પાડવા, શીતળા ટાકવા, શહેરના છોકરાઓને પ્રાથમિક કેળવણી આપવાનો બંદોબસ્ત કરવો, દવા તથા દાક્તારી મદદની સગવડ કરવી, પીવાનુ પાણી પુરુ પાડવુ વગેરે

મ્યુનિસિપાલિટીના મરજિયાત કામો નીચે પ્રમાણે છે—બાગ, લાયબ્રેરી, મ્યુઝીઅમ, આરામ ને વિશ્રાંતિના સ્થાનો, પ્રદર્શન, ધર્મ શાળા વગેરેની સગવડ કરવી ને ચલાવવા

મુંબઈ, કરાંચી, મદ્રાસ, અને કલકત્તા બંદરો હોવાથી ત્યાં પોર્ટ ટ્રસ્ટો સ્થાપવામાં આવ્યાં છે. એ ડક્કા બાંધવાનું, તેના પર દેખરેખ રાખવાનું, અને તેને લગતો વહીવટ ચલાવવાનું કામ કરે છે. આ મંડળો સરકારી તેમ જ વેપારી મંડળો તરફથી ચૂંટાયેલા અને સરકાર તરફથી નીમાયેલા સભાસદોના બનેલાં છે.

મોટાં શહેરોમાં વેપારરોજગારને લીધે થએલી ગીચ વસ્તીને માટે જોઈતી સગવડવાળાં રહેવાનાં મકાનો પૂરાં પાડવા તથા શહેર સુધરાઈને માટે યોગ્ય ઉપાયો યોજવાને કલકત્તા વગેરે શહેરોમાં સિટિ ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ સ્થાપવામાં આવેલાં છે. એ શહેરોમાં નવાં ઘરો બાંધવામાં તેના પહેલાં ટ્રસ્ટનું સર્ટિફિકેટ લેવું પડે છે.

હિંદુસ્તાનની ૮૯ ટકા વસ્તી ગામડાંઓમાં રહે છે. આ વાત ધ્યાનમાં રાખવાથી ગ્રામ્ય પંચાયતો અને તાલુકા તથા જિલ્લા લોકલ બોર્ડો ખીલવવાની આવશ્યકતા સહજ સમજાશે. તેના વિકાસને માટે સતત પ્રયાસો થવા જોઈએ. કેળવણીના પ્રચારની તથા સ્થાનિક સ્વરાજ્યની આવશ્યકતા વિષે લોકોને સમજણ આપવી જોઈએ.

ગામડાં, કસ્બાઓ, તથા શહેરો, એ સર્વેની રહેણીકરણીમાં તેમ જ જરૂરીઆતોમાં ફેર છે, એટલે આંતરિક વ્યવસ્થા એ દરેકના પોતાના જ હાથમાં હોય તો તેથી ત્યાં વસતા લોકોનું સુખ અને સગવડ સારી રીતે સચવાય. જો તે ભેગી રાખવામાં આવે તો સ્વાભાવિક રીતે જ ગામડાંના લોકોનું હિત કોરે મૂકવામાં આવે અને કસ્બા તથા શહેરોના હિત પર વધારે લક્ષ આપવામાં આવે. આ કારણથી ગ્રામ્ય પંચાયતોની ખિલવણી થવી જોઈએ. પ્રાથમિક કેળવણીનો જ્યારે વિકાસ સંપૂર્ણ રીતે થશે, ત્યારે આ પંચાયતોમાં જીવ આવશે એમ લાગે છે. (

પ્રાંતિક સ્વાતંત્ર્યના અમલમાં સ્થાનિક સ્વરાજ્ય પર ખાસ ધ્યાન અપાયું છે ને પ્રત્યેક પ્રાંતમાં એને લગતા કાયદામાં સુધારો કરી એની બધી સંસ્થાઓને સંગીન પાયા પર મૂકવાના પ્રયત્નો થઈ રહ્યા છે.

# ભાગ ૬



# રાજ્યવહીવટ અને દેશી રાજ્યો



## પ્રકરણ ૬૩

---

## પ્રાંતિક વહીવટ અને જાહેરખાતાંઓ

### ૧. પ્રાંતિક વહીવટ

આપણે પાછળ જોયું કે રાજ્યવહીવટને માટે આખા હિંદુસ્તાનના ૧૫ રાજકીય ભાગો પાડવામાં આવ્યા છે. રાજ્યવહીવટની સરળતા અને સવડને માટે મુંબઈ પ્રાંતના ત્રણ વિભાગ પાડવામા આવ્યા છે —

(૧) **ઉત્તર વિભાગ**, (૨) **મધ્ય વિભાગ**, અને (૩) **દક્ષિણ વિભાગ.** આ ભાગો ફક્ત જમીન મહેસૂલની ઉપરાત ને જમીનને લગતા વહીવટને માટે જ કરેલા છે. આ દરેક વિભાગ એક **કમિશનર**ના અધિકાર નીચે છે. કમિશનર હમેશા સનદી નોકરીનો અમલદાર હોય છે. એ જમીન મહેસૂલની ઉપરાત ઉપર દેખરેખ રાખે છે, જમીનની મહેસૂલને લગના દફતરો રાખે છે, અને જમીન વિષેના કજિયાની દલીલો સાભળે છે. દરેક પ્રાંતિક ભાગ પાચ સાત જિલ્લાઓનો બનેલો હોય છે અને દરેક જિલ્લાનો વહીવટ તે જિલ્લાનો કલેક્ટર ચલાવે છે.

સવડને ખાતર દરેક જિલ્લાના બે કે ત્રણ ભાગ પાડવામાં આવેલા હોય છે. આવો દરેક ભાગ બે ત્રણ તાલુકાઓનો બનેલો હોય છે. દરેક તાલુકામા આશરે ૬૦ થી ૧૦૦ ગામડાં હોય છે, વિભાગનો ઉપરી **અસિસ્ટંટ કલેક્ટર** કે **ડેપ્યુટી કલેક્ટર** હોય છે. તાલુકાનો ઉપરી **મામલતદાર** છે, અને ગામનો ઉપરી **મુખી**

કે પટેલ છે. રાજ્યવહીવટને અંગે કરવામાં આવેલા ભાગો ને વિભાગોનો ખ્યાલ નીચેના કોઠા પરથી સહેલાઈથી આવી શકશે:—

| | | ગવર્નર-જનરલ | નોંધ |
|---|---|---|---|
| દેશ | હિંદુસ્તાન | ગવર્નર-જનરલ ને વાઇસરૉય | મુંબઈ ઇલાકો વગેરે ૧૫ રાજકીય ભાગો. |
| પ્રાંત | મુંબઈ | ગવર્નર | ઉત્તર ભાગ (ગુજરાત), મધ્ય ભાગ (મહારાષ્ટ્ર), દક્ષિણ ભાગ (કર્ણાટક) એવા ત્રણ ભાગો |
| ભાગ | ઉત્તર ભાગ | કમિશનર | ઉત્તર ભાગના છ જિલ્લાઓ:— અમદાવાદ, ખેડા, પંચમહાલ, સુરત, ભરૂચ, અને થાણા. |
| જિલ્લો | સુરત | કલેક્ટર | સુરત જિલ્લાના ત્રણ ડિવિઝન (ભાગ) છે ને ૭ તાલુકા છે: ચોર્યાસી, ઓરપાડ, માંડવી, બારડોલી, જલાલપુર, ચીખલી અને વલસાડ. |
| ડિવિઝન | વલસાડ | ઍસિસ્ટંટ કલેક્ટર કે ડેપ્યુટી કલેક્ટર | વલસાડ ને ચીખલી વલસાડ ડિવિઝનમાં છે. |
| તાલુકો | વલસાડ | મામલતદાર | વલસાડ તાલુકાનાં ગામો વલસાડ, ભદેલી, ઊંટડી, પલસાણા વગેરે. |
| ગામ | ભદેલી | પટેલ | |

**જિલ્લાનો વહીવટ**—હિંદના બ્રિટિશ રાજ્યવહીવટની ઇમારતનું ચણતર જિલ્લા પર થયું છે. જિલ્લાનો મુખ્ય અમલદાર કલેક્ટર છે. તે જીલ્લાનો મૅજિસ્ટ્રેટ છે. આ અમલદાર 'રાજ્યવહીવટની ઇમારતનો સ્તંભ છે. બ્રિટિશ હિંદુસ્તાનમાં કુલ ૨૬૮ જિલ્લાઓ' છે, અને દરેક જિલ્લાનું ક્ષેત્રફળ સરાસરી ૪,૪૩૦ ચોરસ માઇલ છે. કલેક્ટર ઘણું ખરું

હિંદી સનદી નોકરીનો અમલદાર હોય છે. જેમ એની પદવી કલેક્ટર અને મેજિસ્ટ્રેટ એમ બે પ્રકારની છે, તેમ એના કાર્યનુ ક્ષેત્ર પણ બે પ્રકારનુ છે, કલેક્ટર તરીકે અને મૅજીસ્ટ્રેટ તરીકે.

**કલેક્ટર તરીકે** જિલ્લાની જમીનમહેસૂલની ઉઘરાતને માટે એ જવાબદાર છે એ જમીનમહેસૂલ, જમીનમહેસૂલના દફતરો, જમીનની માપણી, ને પાકોની આકણીના કામ પર દેખરેખ રાખે છે. અને એ કામને માટે વર્ષમા ત્રણેક મહિના તાલુકાઓમા ફરે છે. ગામડાના લોકો એને સરકાર–માબાપ ગણે છે. લોકોના ગાઢ પરિચયમા આવી તેમની જરૂરીઆતો તેમ જ દુખો જાણી તેના ઉપાય કરવા એ એનુ કામ છે જિલ્લાની જાહેર સલામતીને માટે એ જવાબદાર છે.

**મૅજીસ્ટ્રેટ તરીકે** એ પહેલી પાયરીનો મૅજીસ્ટ્રેટ છે, અને બે વર્ષની સાદી કે સખ્ત કેદ અને ૧,૦૦૦ રૂ. સુધીનો દંડ કરવાની એને સત્તા છે ગુન્હા અટકાવવા માટે પગલા લેવાની એને સત્તા છે સુલેહશાન્તિ જાળવવા માટે પોતાની જુમ્મેદારીથી એ ધારે તે પગલા લઈ શકે છે

**પરચૂરણ કાર્ય**—એ જિલ્લાના સામાન્ય વહીવટને માટે જવાબદાર હોવાથી પોલીસ સુપરિન્ટેન્ડન્ટ, ડેપ્યુટી એન્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ફૉરેસ્ટ ઑફિસર, સિવિલ સર્જન વગેરે જિલ્લાના બીજા ખાતાના અમલદારોને જિલ્લાને લગતી તેમના ખાતાની બાબતોમા પૂછી શકે છે. સરકારને મોપેલી સગીરની મિલ્કતનો એ વાલી છે.

**ઍસિસ્ટંટ કલેક્ટર**—જિલ્લાના પેટાભાગ ઍસિસ્ટંટ કલેક્ટર કે ડેપ્યુટી કલેક્ટરની સત્તા હેઠળ છે એનુ કામ અને એનો અધિકાર નાના પ્રમાણમા કલેક્ટરના જેવો જ છે એ પણ પહેલી કે બીજી પાયરીનો મૅજિસ્ટ્રેટ છે, અને મહેસૂલી અમલદાર છે એ ગુન્હાઓની ફરિયાદની તપાસ ચલાવે છે, ને જમીનને લગતા દાવાઓ સાભળી ચુકાદા આપે છે, તથા જમીનમહેસૂલના વહીવટ પર દેખરેખ રાખે છે. ચોમાસાના ચાર મહીના એ જિલ્લાને સદર મુકામે (મુખ્ય શહેરમાં) છે, ને બાકીના આઠ મહિના તાલુકાઓમા ફરે છે.

મૅજિસ્ટ્રેટ કલેક્ટર હિંદી સનદી નોકરીનો અમલદાર હોય છે, ત્યારે ડેપ્યુટી કલેક્ટર પ્રાંતિક નોકરીનો અમલદાર હોય છે

**મામલતદાર**—તાલુકાનો ઉપરી અમલદાર છે એ પ્રાંતિક નોકરીનો ઊતરતી પાયરીનો અમલદાર છે એ પણ મુલકી તેમજ મૅજિસ્ટ્રેટની સત્તા ધરાવે છે એ બીજા કે ત્રીજા પાયરીનો મૅજિસ્ટ્રેટ હોય છે એ તાલુકાની જમીનમહેસૂલની ઉઘરાત પર દેખરેખ રાખે છે જમીનને લગતી બધી બાબતો પર એની સત્તા હોય છે એ નાના ગુનાને લગતી ફરિયાદો સાંભળી તેનો ચુકાદો આપે છે. એ તાલુકાની સરકારી તીજોરી સાચવે છે. એના હાથ નીચે અવલ કારકુન હોય છે તે એને કામમાં મદદ કરે છે

**મુખી કે પટેલ**—દરેક ગામનો એક પટેલ હોય છે જો ગામ મોટું હોય તો ત્યાં બે પટેલ હોય છે એક મુલકી પટેલ અને એક પોલીસ પટેલ દરેક ગામને માટે અથવા ગામ નાનું હોય તો બે ત્રણ ગામ વચ્ચે એક તલાટી હોય છે પટેલ ને તલાટી સાથે મળીને જમીનમહેસૂલ ઉઘરાવે છે ને તાલુકા તિજોરીમાં ભરે છે તલાટી જમીનના દફતરો, ખેતરોની હદના નિશાનો, નકશાઓ, પાકો તથા આકણીની વિગત, અને જમીનના મોસદનાના ને વેચાણ કે ગીરોના દસ્તાવેજોની ગામના જમીનદફતરમાં નોંધ રાખે છે જો ગામ મોટું હોય તો ત્યાં નિશાળ ને નિશાળના મહેતાજી હોય છે ગામમાં પટેલ ને તલાટી ઉપરાંત ચોકીદાર, ઇનામદાર તથા વેઠીઆઓ ગામના રક્ષણને માટે તેમ જ વહીવટને લગતા પરચૂરણ કામકાજને માટે હોય છે. તેઓને પગાર આપવામાં આવે છે, અથવા તો નોકરી મન વગર દરે જમીન આપવામાં આવેલી હોય છે

આ ઉપરાંત ગામની સામાન્ય જરૂરીઆતો પૂરી પાડવાને માટે ગામમાં સુતાર, લુહાર, મોચી, કુંભાર, હજામ વગેરે હોય છે, ને તેમને પણ ખેડવાને ઇનામી જમીન (વાવડુ) મળેલી હોય છે ગામના મંદિરના પૂજારીને પણ ઘણુંખરું સરકાર તરફથી વાવડુ કે વર્ષાસન મળે છે

## ૭. સનદી નોકરી

હિંદી સનદી નોકરોની પરીક્ષા માટે ઉમ્મર, લાયકાત, અભ્યાસ વગેરે બાબતને લગતા નિયમો હિંદી પ્રધાન ઘડે છે હરીફાઈની પરીક્ષા સિવિલ સર્વિસ કમિશનરો હિંદમાં ને ઇંગ્લંડમાં લે છે અને જેઓ પરીક્ષામાં પાસ થાય છે તેમને હિંદી પ્રધાન નીમે છે તેઓ હિંદી સનદી નોકરો કહેવાય છે અને તેમના પગાર ને પેન્શન પર હિંદી ધારાસભાનો કાબૂ નથી આ સનદી નોકરી ઉપરાંત **પ્રાંતિક સનદી નોકરી** હોય છે એ નોકરોની પરીક્ષાનું ધોરણ, પગાર, ઉમ્મર, વગેરે પ્રાંતિક સરકાર નક્કી કરે છે ને આ નોકરીમાંથી પસંદ કરેલા લાયક અમલદારોને અમુક સંખ્યામાં હિંદી સનદી નોકરીની પાયરીએ ચઢાવવામાં આવે છે હિંદી ને પ્રાંતિક નોકરી ઉપરાંત એ બંને નોકરીથી **ઉતરતી પાયરીની નોકરી** હોય છે, જેના અમલદારોને ખાતાના વડાઓ નીમે છે

આ ત્રણ પાયરીના અમલદારો હિંદનો રાજ્યવહીવટ ચલાવે છે આ સિવાય ટપાલ તાર જંગલ જાહેર બાંધકામ, પોલીસ વૈદક, ખેતીવાડી, નાણાં જકાત તથા આવકવેરા ખાતાના વહીવટને માટે પણ ઉપર જણાવ્યા મુજબ ત્રણ વર્ગના અમલદારો છે આ અમલદારોમાંના કેટલાકને હિંદી પ્રધાન પસંદ કરી નીમે છે અને કેટલાક જાહેર પરીક્ષાને પરિણામે નીમાય છે

સનદી નોકરીની પરીક્ષા હવે હિંદુસ્તાનમાં પણ લેવાય છે એટલે તેમાં દાખલ થવાનું હિંદીઓને સુગમ થયું છે હાલમાં જે અંગ્રેજ સનદી નોકરો નોકરીમાં છે તે જ્યારે [illegible] થશે ત્યારે તેમની જગાએ બહુ ભાગે હિંદીઓ નીમાશે એટલે વખત જતાં બધી નોકરીઓમાં હિંદુઓનું પ્રમાણ ઘણું વધશે

આ ત્રણે પ્રકારની નોકરીમાં અમલદારોની નિમણૂક તથા તેને લગતાં કામકાજને માટે કાયમના કેંદ્રિય તથા પ્રાંતિક **જાહેર નોકરીનાં કમિશનો** નીમવામાં આવ્યાં છે

## ૩. ન્યાયખાતું

આખા દેશમાં સર્વને એક જ ફોજદારી અને દીવાની કાયદા લાગુ પડે છે. ફોજદારી અને દીવાની ખાતાનો વહીવટ સઘળા પ્રાંતોમાં એકસરખી રીતે ચાલે છે. ફક્ત કોમી બાબતોમાં જ કોમી કાયદા લાગુ પડે છે. લગ્ન અને બીજા આમાજિક રીતરિવાજ, વારસના હકો વગેરે વિષયોમા હિંદુઓને હિંદુ ને મુસલમાનોને મુસલમાની કાયદો લાગુ પડે છે.

આખા હિંદુસ્તાનને માટે હજુ એક વરિષ્ઠ કોર્ટ નથી. હાલમાં હાઈકોર્ટોના ફેંસલાવિરુદ્ધ અપીલો ઈંગ્લંડની **પ્રિવી કાઉન્સિલને** કરવામા આવે છે, જે તે સાંભળી તેના પર છેવટનો ચુકાદો નામદાર શહેનશાહને નામે આપે છે.

**મુંબઈ ઇલાકામાં ન્યાયખાતાનો વહીવટ**—આપણા ઇલાકામા દીવાની, ફોજદારી ફરિયાદો ચૂકવવા માટે દીવાની તથા ફોજદારી કોર્ટ હોય છે.

**ફોજદારી**—ભાગ્યેમા ભારે ફરિયાદો મુબઈની હાઇકોર્ટ ચૂકવે છે. આ ફરિયાદો બે જાતની હોય છે, એક તો મુબઈ શહેરમાં થએલા ગુનાને લગતી અને બીજી જિલ્લાઓમાં થએલા ગુનાને લગતી (અપિલો). હાઈકોર્ટના જજ કોઈ પણ ફોજદારી ફરિયાદ જ્યુરીની મદદ વગર સાંભળતા નથી. જ્યુરી ઘણું કરીને નવ પ્રતિષ્ઠિત શહેરીઓની બનેલી હોય છે. જ્યુરી ગુનાની હકીકત ધ્યાનમાં લઈ તેના પર પોતાનો મત જણાવે છે, અને જજ કાયદાની દૃષ્ટિએ ગુનો નક્કી કરે છે. જ્યુરી જો એકમત હોય તો તે પ્રમાણે જજે વર્તવું જોઈએ. જો એકમત નહિ હોય તો તેના અભિપ્રાય પ્રમાણે જજ નહિ વર્તે અથવા ફરીથી વિચાર કરવાનું ફરમાવે. જ્યુરીની મદદ ન્યાય નિષ્પક્ષપાતપણે આપવા માટે છે. હાઈકોર્ટ ગમે તેટલી શિક્ષા કરી શકે છે.

ઇલાકાનાં શહેરોમા ગુનાઓની તપાસ કરી તેને હાઈકોર્ટમાં મોકલવા તેમ જ સાધારણ ગુનાઓને છેવટનો ફેંસલો આપવા **પ્રેસિડેન્સી મૅજિસ્ટ્રેટોની** કોર્ટ છે. તદ્દન સાધારણ ગુનાઓ સાંભળવા

માટે શહેરમા **ઑનરરી મૅજિસ્ટ્રેટો** (જે પી) હોય છે જિલ્લાઓમા જિલ્લા જજની કોર્ટ જિલ્લામા થએલા ભારેમા ભારે ગુનાઓને લગતી ફરિયાદ સાભળે છે એને **સેશન્સ કોર્ટ** કહે છે

જિલ્લાના જજ ફોજદારી ગુનાઓની તપાસ ઍસેસર કે જ્યુરરની મદદથી ચલાવે છે, પણ તે ઍસેસર કે જ્યુરરના અભિપ્રાય મુજબ ચાલવાને બધાએલો નથી આ કોર્ટના જજો ઘણે ભાગે સનદી નોકરો હોય છે સેશન્સ કોર્ટથી ઊતરતી બીજી ત્રણ જાતની કોર્ટો છે (૧) **ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટની** કોર્ટ જિલ્લાનો કલેક્ટર ઍસિસ્ટટ કલેક્ટર તથા ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેક્ટર ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટ હોય છે (૨) **સેકન્ડ ક્લાસ મૅજિસ્ટ્રેટની** કોર્ટ ને (૩) **થર્ડ ક્લાસ મૅજિસ્ટ્રેટની** કોર્ટ ઘણે ભાગે સેકન્ડ તથા થર્ડ ક્લાસ મૅજિસ્ટ્રેટ મામલતદાર હોય છે

ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટની સત્તા બે વરસની કેદ અને ૧,૦૦૦ રૂપીઆ સુધી દડ કરવાની છે જ્યારે સેકન્ડ અને થર્ડ ક્લાસ મૅજિસ્ટ્રેટની સત્તા અનુક્રમે ૭ માસની કેદ અને ૨૦૦ રૂપીઆ દડ અને એક માસની કેદ ને ૫૦ રૂપીઆ દડ કરવાની છે

ફર્સ્ટ સેકન્ડ અને થર્ડ ક્લાસ મૅજિસ્ટ્રેટના ફેંસલા વિરુદ્ધ સેશન્સ જજને અપીલ કરી શકાય છે અને સેશન્સ જજના ફેંસલા વિરુદ્ધ હાઈકોર્ટને અપીલ કરી શકાય છે હાઈકોર્ટના ફેંસલા વિરુદ્ધ હાઈકોર્ટના જ એકથી વધુ જજની બેંચને અપીલ થઈ શકે છે અને ખાસ સજોગોમા આ ચુકાદા વિરુદ્ધ પણ ઍડવોકેટ જનરલનુ સર્ટિફિકેટ મળે તો ઇંગ્લન્ડની પ્રિવી કાઉન્સિલને અપીલ કરી શકાય છે

**દીવાની**—ઇલાકાના શહેરોમા દીવાની મુકદમાઓ સાભળવા માટે હાઈકોર્ટ ને હાઈકોર્ટ એ પ્રકારના દીવાની મુકદ્દમાઓ સાભળે છે, (૧) મુબઈ શહેરમા ઊભા થએલા મુકદ્દમાઓ અને (૨) જિલ્લાઓમા ચૂકાએલા મુકદ્દમાના ચુકાદા વિરુદ્ધ થએલી અપીલો પહેલા પ્રકારના મુકદ્દમાઓ એક જજ સાભળે છે, અને બીજા પ્રકારના ઘણે ભાગે બે જજો સાભળે છે પહેલા પ્રકારના મુકદ્દમાઓના ચુકાદાની વિરુદ્ધ એ કોર્ટના બે કે વધુ જજોને અપીલ થઈ શકે છે અમુક

સંજોગોમાં હાઈકોર્ટના ચુકાદા વિરુદ્ધ પ્રિવી કાઉન્સિલને પણ અપીલ થઈ શકે છે.

હાઈકોર્ટના જજોની નિમણૂક નામદાર શહેનશાહ કરે છે. તેઓ ગવર્નર કે બીજા કોઈ સરકારી અમલદારના કાબૂ હેઠળ નથી. હાઈકોર્ટના વડાને **ચીફ જસ્ટિસ** કહે છે, અને તે સઘળાં દીવાની કામકાજની વ્યવસ્થા કરે છે. હાઈકોર્ટમાં વધુમાં વધુ ૧૫ જજ હોઈ શકે. એ પૈકી ૩ ઇંગ્લંડ અને આયર્લંડના બૅરિસ્ટર અને ૩ સિવિલિયનો હોવા જોઈએ અને બાકીના હિંદી વકીલો હોઈ શકે.

કસ્બાઓમાં અને બીજાં નાનાં શહેરોમાં નાના રૂ. ૨,૦૦૦ સુધીના દીવાની દાવાઓ માટે **સ્મૉલ કૉઝિઝ કોર્ટ** હોય છે. આ કોર્ટના ચુકાદા સામે અપીલ થઈ શકતી નથી.

જિલ્લામાં ચાર જાતની દીવાની કોર્ટ હોય છે. જિલ્લાની દીવાની કોર્ટને **ડિસ્ટ્રિક્ટ જજ**ની કોર્ટ કહે છે. જિલ્લા જજ દીવાની દાવા સાંભળે છે, ને આગળ કહ્યું તેમ ફોજદારી ફરિયાદો પણ સાંભળે છે. ગમે તેટલી કિંમતના દાવાઓ એ સાંભળી શકે છે. એના ચુકાદા વિરુદ્ધ હાઈકોર્ટમાં અપીલ થઈ શકે છે. એ જિલ્લાની દીવાની કોર્ટો ઉપર દેખરેખ રાખે છે. ડિસ્ટ્રિક્ટ જજની મદદ માટે ઍસિસ્ટંટ જજો નીમવામાં આવે છે. ઘણે ભાગે આ જજો દસ હજાર રૂપીઆની કિંમત સુધીના દાવાઓ સાંભળે છે. દીવાની મુકદ્દમાઓ માટે ડિસ્ટ્રિક્ટ અને ઍસિસ્ટંટ ડિસ્ટ્રિક્ટ જજના તાબા નીચે **સબૉર્ડિનેટ જજ** હોય છે. **ફર્સ્ટ ક્લાસ સબૉર્ડિનેટ જજ** અમુક રકમ સુધીના દીવાની દાવાઓ સાંભળે છે. એ કોર્ટની નીચે **સેકન્ડ ક્લાસ સબ જજ**ની કોર્ટ હોય છે, જે અમુક રકમ સુધીના દાવાઓ સાંભળે છે. સેકન્ડ ક્લાસ સબ જજ કે ફર્સ્ટ ક્લાસ સબ જજના ચુકાદા વિરુદ્ધ ડિસ્ટ્રિક્ટ જજને અપીલ થઈ શકે છે. અને અમુક સંજોગોમાં ફર્સ્ટ ક્લાસ સબ જજના ચુકાદા વિરુદ્ધ હાઈકોર્ટને બારોબાર પણ અપીલ થઈ શકે છે.

## ૪. જાહેર સલામતી

જાહેર સહીસલામતી બે પ્રકારની છે: પરદેશીઓના હુમલા સામે સહીસલામતી અને દેશની અંદરની સહીસલામતી. પહેલા પ્રકારની સહીસલામતી માટે આ દેશમાં મોટું લશ્કર રાખવામાં આવ્યું છે અને તે પરદેશીઓના હુમલા અટકાવવાને તથા તેની સામા થવાને પૂરતું છે. હિંદુસ્તાનનું કુલ લશ્કર લગભગ સવા ત્રણ લાખ માણસનું છે. તેમાં લગભગ પોણો લાખ ગોરું છે અને બાકીનું દેશી છે.

આ ઉપરાંત આપણા દેશના લાંબા દરિયાકિનારાનું રક્ષણ કરવા નૌકાસૈન્યની જરૂર છે, તેથી એવું નૌકાસૈન્ય ઊભું કરવાની શરૂઆત થઈ છે. આપણા દરિયાકિનારાના રક્ષણને માટે આપણે વિલાયતની સરકારને દર વર્ષે દશ લાખ રૂપિયા આપીએ છીએ.

બીજા પ્રકારની સહીસલામતીને માટે ઘણો પાકો બંદોબસ્ત કરવામાં આવ્યો છે. આ બંદોબસ્તને માટે પોલીસખાતું નિભાવવામા આવે છે.

હિંદુસ્તાનની સુલેહશાન્તિ જાળવવા ગવર્નર-જનરલને અને પ્રાંતની સુલેહશાન્તિ જાળવવા ગવર્નરોને ખાસ સત્તા આપવામાં આવેલી છે. અસાધારણ સંજોગોમાં તેઓ ખાસ કાયદાઓ અમલમાં મૂકી શકે છે અને ખાસ ખર્ચની બહાલી આપી શકે છે. વળી આ દેશમાં સુલેહશાન્તિ જાળવવા સારૂ હથિયારબંધીનો કાયદો કરવામાં આવેલો છે. ૧૮૫૭ ની રાજ્યક્રાન્તિ પછીથી લોકો પાસેથી હથીઆર લઈ લેવામાં આવ્યાં છે, તેથી સરકારની ખાસ પરવાનગી વગર કોઈ પણ હિંદી હથીઆર રાખી કે વાપરી શકતો નથી. પરવાનગી વગર હથીઆર રાખનાર કે વાપરનારને સજા થાય છે. પણ અંગ્રેજો પરવાનગી વગર હથીઆર રાખી શકે છે અને વાપરી શકે છે.

જિલ્લાઓમા કલેક્ટરને તેમ જ તેની નીચેના બીજા અમલદારોને જિલ્લાની સહીસલામતીને માટે પગલાં લેવાની સત્તા છે. પ્રત્યેક પ્રાંતનાં આંતરિક રક્ષણ ને સહીસલામતીનું કામ પોલીસ કરે છે.

ગુનાઓ શોધવા, ગુનેગારોને પકડવા, તેમને શિક્ષા કરાવવી તેમ જ ગુના થતા અટકાવવા અને જાહેર સુલેહશાન્તિ જાળવવી, એ બધું કામ પોલીસખાતું કરે છે આવું ખાતું પ્રાંતવાર જુદું હોય છે પ્રાન્તના પોલીસખાતાનો ઉપરી **ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પોલીસ** કહેવાય છે

દરેક જિલ્લામાં પોલીસખાતાનો વહીવટ કલેક્ટર અને જિલ્લા મૅજિસ્ટ્રેટની સામાન્ય દેખરેખ નીચે **પોલીસ સુપરિન્ટેન્ડન્ટ** કરે છે પોલીસના કામને માટે જિલ્લાના ભાગો પાડવામાં આવ્યા છે. આવા દરેક ભાગમાં ઍસિસ્ટન્ટ **ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ** હોય છે, અને તેમાં અમુક અમુક ઠેકાણે પોલીસના થાણા હોય છે તાલુકા પર દેખરેખ રાખવાને ઇન્સ્પેક્ટર કે ફોજદાર હોય છે પ્રત્યેક પોલીસ થાણામાં એક **સબ ઇન્સ્પેક્ટર** હોય છે, અને થાણામાં આવેલા ગામોને માટે થાણામાં થોડા **કૉન્સ્ટેબલો** ને **જમાદારો** હોય છે તેઓ નિયમસર દરેક ગામમાં ફેરી ફરે છે અને જાહેર સહીસલામતી જાળવે છે ગામનો **પટેલ** ગામની સહીસલામતીને માટે જવાબદાર છે ગામમાં ગુના થતા અટકાવવામાં તથા ગુનેગારોને પકડવામાં તેમ જ ગામની સુલેહશાન્તિને આંચ આવે એવી બીજી બાબતમાં તે પોલીસને મદદ કરે છે ને પોલીસથાણા પર ખબર આપે છે ગામનો **હવાલદાર** ને **ચોકીદાર** ગામના લોકોના રક્ષણને માટે રાત્રે ગામમાં ફેરી ફરે છે.

શહેરોમાં મહોલ્લે મહોલ્લે પોલીસ-ચોકીઓ હોય છે, જ્યાં પોલીસ કૉન્સ્ટેબલો રહે છે રસ્તા પરનો વ્યવહાર તેઓ સંભાળે છે

રેલવેમાં થતી ચોરી, ગુના, તેમ જ સુલેહશાન્તિનો ભંગ અટકાવવા રેલવેની પોલીસ જુદી હોય છે

આ ઉપરાંત ખાસ ગંભીર ગુના શોધવાને, બદમાશો પર દેખરેખ રાખવાને, ધાડપાડુઓ પકડવાને, તેમ જ રાજદ્રોહીઓની પ્રવૃત્તિઓ પર દેખરેખ રાખવાને સરકાર મોટું ખર્ચ એક જુદું પોલીસ ખાતું નિભાવે છે

## ૫. રેલ્વે

આ દેશમાં રેલ્વે બાંધવાની સૂચના પહેલીવહેલી ઈ. સ. ૧૮૪૪ માં કંપની સરકારને કરવામાં આવી હતી, પણ લૉર્ડ ડેલહાઉસીના વખત સુધી એ બાબતમાં કંઈ કરવામાં આવ્યું નહિ. તેણે રાજકીય તેમ જ લશ્કરી દૃષ્ટિએ હિંદમાં રેલ્વે બાંધવાની ખાસ અગત્ય જોઈ અને તેણે વિલાયતના મૂડીવાળાઓને દર વર્ષે રોકેલી રકમ પર ૪ થી ૫ ટકા વ્યાજ આપવાની ખાતરી આપી તેમ જ રેલ્વે બાંધવાને મફત જમીન આપી. આથી લલચાઈને વિલાયતના મૂડીવાળાઓએ 'ઇસ્ટ ઇન્ડિઆ,' 'જી. આઈ. પી.' અને 'બી. બી. ઍન્ડ સી. આઈ.' રેલ્વેઓ બાંધવા કંપનીઓ ઊભી કરી ને તેમનું બાંધકામ શરૂ કીધું. આ કંપનીઓ સાથે સરકારે અમુક વખતે રેલ્વેઓ ખરીદી લેવાની શરત કીધી હતી. આ પ્રમાણે ૧૮૬૯ સુધી રેલ્વેઓનું બાંધકામ ચાલ્યું. પણ આ પદ્ધતિ બહુ ખર્ચાળ અને ખોટની લાગવાથી સરકારે જાતે જ મૂડી ઊભી કરી રેલ્વે બાંધવાની નીતિ દાખલ કરી પોતે ઊભી કરેલી મૂડીથી થોડી રેલ્વે બાંધી, પણ એ રીતે કંઈ લાભ જણાયો નહિ અને દુકાળથી દેશનું રક્ષણ કરવાને માટે બહોળા વિસ્તારમાં રેલ્વેની જરૂર જણાઈ. તેથી રેલ્વે કંપનીઓને રાહત આપી અમુક શરતે તેઓને રેલ્વે બાંધવા દેવાની પદ્ધતિ સ્વીકારવામાં આવી. એ પ્રમાણે દેશમાં અનેક ઠેકાણે મોટી રેલ્વેઓ બંધાઈ છે અને તેની સાથે ઘણી નાની રેલ્વેઓ પણ બંધાઈ છે. કેટલાક દેશી રાજ્યોએ પણ પોતાના મુલકમાં પોતપોતાની રેલ્વેઓ બાંધી છે.

ઉપર જણાવેલી શરત મુજબ બધી રેલ્વેઓ સરકારે ખરીદી લીધી છે. ખરીદ્યા પછીથી કેટલીકનો વહીવટ અમુક વર્ષોને માટે કંપનીઓને પાછો સોંપવામાં આવ્યો છે. ફક્ત "ઇસ્ટ ઇંડિઆ" રેલ્વેનો વહીવટ તેની રાજકીય અને લશ્કરી અગત્યને લીધે સરકારે પોતાને હસ્તક રાખ્યો છે. પણ હાલમાં બધી સરકારી રેલ્વેનો વહીવટ સરકારે જ કરવો એવી નીતિ સ્વીકારાઈ છે, તેથી જી. આઈ. પી. રેલ્વે

કંપનીની સાથેના કરારની મુદત પૂરી થવાથી તેનો વહીવટ સરકારે પોતાને હસ્તક લીધો છે, અને બી બી એન્ડ સી. આઈ ના કરારની મુદત પૂરી થશે ત્યારે તેનો વહીવટ પણ સરકાર જ કરશે.

રેલ્વેના મોટા હોદ્દાઓ ઘણે ભાગે યુરોપીઅનો અને ઍંગ્લો-ઇન્ડિયનો હોય છે હવે પારસીઓ, મુસલમાનો, અને હિંદુઓને પણ મોટા હોદ્દા આપવા એવું સ્વીકારાયું છે આજે હિંદુસ્તાનમાં બધી મળીને ૪૪,૦૦૦ માઇલની રેલ્વે છે

રેલ્વેનું અંદાજપત્ર હિન્દી સરકારના સામાન્ય અંદાજપત્રથી જુદું પાડવામાં આવ્યું છે, અને રેલ્વેનો વહીવટ ધંધાની દૃષ્ટિએ થવા માંડ્યો છે હાલમાં દર વર્ષે વડી સરકારના અંદાજપત્રમાં રેલ્વેની પેદાશમાંથી અમુક રકમ જ આપવામાં આવે છે પણ હવેથી જો વધારે નફો થાય તો તે પ્રમાણે વધુ રકમ આપવાનું અને મુકરર રકમ આપ્યા બાદ જે નફો રહે તે રેલ્વેના કામને માટે જ વાપરવાનું નક્કી થયું છે આ ફેરફારથી રેલ્વેના વહીવટમાં ઘણો લાભ થયો છે

રેલ્વેનો વહીવટ ગવર્નર-જનરલની કારોબારી સભાના હુન્નરઉદ્યોગખાતાના સભાસદના હાથમાં છે પણ તે તો માત્ર દેખરેખ જ રાખે છે રેલ્વેનો ખરો વહીવટ તો **રેલ્વે બોર્ડ** કરે છે આ બોર્ડના ચાર સભાસદો છે—ચીફ કમિશનર (પ્રમુખ), ફિનેન્શિયલ કમિશનર અને બે સભાસદો

રેલ્વેના દરોને લગતી બાબતોને માટે એક રેઈટ્સ **ટ્રિબ્યુનલ** નીમવામાં આવ્યું છે

રેલ્વેથી દેશના વેપારને ઘણો લાભ થયો છે રેલ્વેથી આખું હિંદુસ્તાન એક થયું છે લોકોમાં રાષ્ટ્રીય ભાવના અને રાષ્ટ્રીય એક્ય ઉદ્ભવી છે અસ્પૃશ્યતાના પ્રશ્નનો પણ રેલ્વેની મુસાફરીથી માર્ફ કચો થયો છે

## ૬. નહેરખાતું

આપણો દેશ ખેતીવાડીનો છે ખેતીવાડીને માટે હમેશા પાણીની જરૂર છે પાણીનો આધાર હમેશા વરસાદ ઉપર

પડે છે જો વરસાદ વખતસર નહિ આવે અથવા થોડો આવે તો ખેતીવાડી પાયમાલ થાય અને વધુ ખેતી થઈ શકે નહિ વળી વરસાદ કોઈ ખાસ માસ આવતો નથી તેથી સરકારે જુદા જુદા પ્રાંતોમા જુદા જુદા પાકને માટે હમેશા પાણી મળે એવી વ્યવસ્થા કરવાના પ્રયત્નો કર્યા છે નદી, નાળ, તળાવ કૂવા વગેરે પાણીના સાધન જ્યા ન હોય ત્યા સરકાર તરફથી નહેરો ખોદવામા આવે છે વ્યાજે મૂડી ઊભી કરી તેમાથી નહેરો બાંધવામા આવે છે ને જે ખેડૂતો નહેરનુ પાણી પોતાના વપરાશમા લે તેઓને કર ભરવો પડે છે આ મહેસૂલમાથી મૂડીનુ વ્યાજ તેમજ મૂળ રકમ પાછી ભરપાઈ કરવામા આવે છે

આવી નહેરોથી ખેતીવાડીમા બહુ સુધારો વધારો થવા પામ્યો છે અને તેથી ખેડૂતોને પણ ઘણો લાભ થયો છે ને થાય છે દુકાળ વખતે નહેરો બહુજ ઉપયોગી થઈ પડે છે નહેરો પર થયેલો ખર્ચ ઉત્પાદક છે વધુ કૂવાઓ, તળાવો અને નહેરોની ખેતીવાડીની ખિલવણીને માટે ખાસ જરૂર છે

## ૭. દુકાળ-સંકટનિવારણ

આપણા દેશની વસ્તીનો ૭૩ ટકા ભાગ ખેતી પર જીવે છે ખેતીની આબાદી વરસાદ પર રહે છે જો વરસાદ નહિ પડે મોડો પડે, કે ઓછો પડે તો ખેતીવાડીને નુકસાન થાય, દુકાળ પડે અને ભૂખમરો ચાલે આપણી સરકારે દુકાળથી લોકોનુ રક્ષણ કરવાને બે પ્રકારની પદ્ધતિ સ્વીકારેલી છે—(૧) દુકાળ પડે ત્યારે લોકોને કામધંધે વળગાડી તેમને ખાવા પૂરતુ અનાજ આપી ભૂખમરો થતો અટકાવવાની અને (૨) લોકોની આર્થિક સ્થિતિ સુધારી તેમને દુકાળ સામે પોતાનો બચાવ કરવાને તૈયાર કરવાની

પહેલો હેતુ બર લાવવાને “ફૅમિન રીલીફ કોડ” તૈયાર કરવામા આવ્યો છે અને આ કોડ પ્રમાણે દુકાળસંકટનિવારણને માટે નીચે પ્રમાણે કામ થાય છે

દરેક જિલ્લામા દુકાળ પડે ત્યારે કરવાના જાહેર બાંધકામની નોંધ હમેશા રાખવામા આવે છે જો વરસાદ નહિ આવે, અનાજના ભાવો વધે, ઢોરોનો ભૂખમરો થાય, પાણીની તંગી પડે, તો તે જિલ્લામા દુકાળ પડ્યો છે એમ જાહેર કરવામા આવે છે, અને લોકોને મદદ કરવાને તગાવી રસ્તા વગેરે નાના અજમાયશી બાંધકામ શરૂ કરવામા આવે છે મજૂરોને ખાધા પૂરતી જ મજૂરી આપવામા આવે છે જો આવા કામ પર ઘણા માણસો આવે તો બાંધકામો ચાલુ રાખી બીજા પણ હાથમા લેવામા આવે છે અપંગો તથા બાળકો માટે રસોડા ખોલવામા આવે છે ઘરડાઓને ઘર આગળ ખાવાનુ પૂરુ પાડવામા આવે છે બીજે વર્ષે વરસાદ શરૂ થાય ત્યા સુધી આ બાંધકામો ચાલુ રાખી વરસાદ પડે એટલે ખેડતો તથા મજૂરો તગાવી લોન લઈ ખેતી કરવા જાય છે ઢોરોને માટે ઘાસચારાની ગોઠવણ થાય છે રેલવેની સગવડથી અનાજ ને ઘાસચારો ગમે તે જગાથી લાવવામા આવે છે, અને દુકાળનુ દુ ખ લાગતુ નથી

દુકાળની સામે ટકાવ કરી શકે એવી આર્થિક સ્થિતિમા લોકોને મૂકવાના સરકારે પ્રયત્નો કીધા છે. રેલ્વે. નહેર, સહાયકારક મંડળીઓ, ખેડૂતોના રક્ષણ માટે પસાર કરવામા આવેલા ખાસ કાયદાઓ, તગાવી લોનો, જમીનના મહેસૂલમા છૂટછાટ વગેરે પગલાઓ લોકોની આર્થિક સ્થિતિ સુધારી તેમને દુકાળમા દુ ખો સામે સજ્જ કરવાને લેવાયેલા છે. દેશમા હુન્નરઉદ્યોગની ખિલવણીથી સંપત્તિ વધે ને લોકોને રોજીનુ સાધન થાય, એ વાત પણ હવે સ્વીકારાઈ છે દુકાળ એટલે ભૂખમરો ને બેકારી અને તેનો ઉપાય હુન્નરઉદ્યોગની ખીલવણી.

## ૮. જેલ

જે ગુનેગારોના ગુના સાબીત થાય છે તેને તેના ગુનાની ગંભીરતા પ્રમાણે અમુક વખત સુધી કેદ કરવામા આવે છે. પ્રત્યેક પ્રાંતમા ત્રણ જાતના કેદખાના (જેલ) હોય છે (૧) **સેંટ્રલ જેલ:—**

જે ગુનેગારને એક વર્ષથી વધુ કેદની શિક્ષા કરવામા આવી હોય તેને સેંટ્રલ જેલમા મોકલવામા આવે છે (૨) **ડિસ્ટ્રિક્ટ જેલ** હમેશા જિલ્લાને મથકે હોય છે જિલ્લાના ગુનેગારોને આ જેલમા રાખવામા આવે છે **નાની જેલો:**—જે ગુનેગારોએ સાધારણ નાના ગુના કર્યા હોય ને જેને થોડા વખતની કેદની શિક્ષા કરવામા આવી હોય તેને આ જેલમા રાખવામા આવે છે વળી જે ગુનેગારોના ગુનાની તપાસણી ચાલતી હોય તેને પણ અહીં રાખવામા આવે છે

બધી જેલોનો ઉપરી **ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પ્રિઝન્સ** છે એ હિંદી મેડિકલ સર્વિસનો અમલદાર હોય છે જિલ્લા જેલ કલેક્ટરની દેખરેખ નીચે હોય છે અને તેનો ઉપરી **જેલર** કહેવાય છે સિવિલ સર્જન કેદીઓની તંદુરસ્તી પર દેખરેખ રાખે છે જેલના કેદીઓના જુદા જુદા ભાગો પાડવામા આવે છે જેવા કે જે કેદીઓના ગુનાની તપાસ ચાલતી હોય તે સિવિલ કેદીઓ, સ્ત્રીઓ, છોકરાઓ, જુવાનીઆઓ અને મોટી ઉમ્મરના કેદીઓ જુદા જુદા કેદીઓને જુદી જુદી રીતે રાખવામા આવે છે

જે કેદીને દેશપારની શિક્ષા થઈ હોય તેને **આન્દામાન મોકલવામાં આવે છે.**

જેલના વહીવટમા ધીમે ધીમે ઘણો સુધારો થયો છે હજુ વધારે સુધારો થવાની જરૂર છે જેલ ગુનેગારોને શિક્ષા કરવાને માટે જ નથી પણ તેમને સુધારવાને માટે પણ છે

સોળ વર્ષની અંદરની ઉંમરના અને સોળથી એકવીશ વર્ષની અંદરની ઉંમરના ગુનેગારોને સુધારવાને ખાસ શાળાઓ સ્થાપેલી હોય છે, તેને અનુક્રમે **"રેફરમેટરી સ્કૂલ"** અને **"બોર્સ્ટલ સ્કૂલ"** કહે છે રેફરમેટરી સ્કૂલ એક પુનામા છે અને એક મુબઈમા છે બોર્સ્ટલ સ્કૂલ એક જ છે ને તે ધારવાડમા છે

## ૯. કેળવણી

આપણા દેશમા કેળવણીનો અને તેમા ખાસ કરીને સ્ત્રીકેળવણીનો પ્રચાર ઓછો છે હિંદુસ્તાનની કુલ વસ્તીનો માત્ર નવ ટકા ભાગ

લખી વાંચી જાણે છે જો બ્રિટિશ હિંદની કુલ વસ્તીનો ૧૫ ટકા જેટલો ભાગ નિશાળે જવા જેટલી ઉમરનો ગણીએ તો હાલની ગતિએ નિશાળે જવા લાયક ઉમરના બધા છોકરાઓ નિશાળે જતા થાય તેને માટે ઓછામા ઓછા ૫૦ વર્ષ જોઈએ

પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત થવી જોઈએ જ્યા સુધી દેશમાથી અજ્ઞાનનો નાશ પામે નહિ ત્યાસુધી તે આગળ વધે જ નહિ સુધારાના કાયદાથી કેળવણીને મફત અને ફરજિયાત કરવાનુ ની ઠરાવ્યુ છે મુંબઈ ઈલાકામા ૧૯૨૩ ના પ્રાથમિક કેળવણીના કાયદા મુજબ શહેરોમા તેમ જ ગ્રામ્ય ભાગોમા પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરવાની યોજના તૈયાર કરવાની છે, પણ હજી સુધી નાણાની તંગીને લીધે તેનો અમલ થયો નથી મહાત્મા ગાંધીની વર્ધા યોજનાથી પ્રાથમિક કેળવણીનું રૂપાંતર થયુ છે ને તેને ઉત્તેજન મળ્યુ છે

દેશ હજુ અજ્ઞાનના અંધારા ખાડામા ગરક થઈ રહ્યો છે હજારો ગામડા નિશાળ વગરના છે લાખો માણસો લખી વાંચી શકતા નથી દેશમા પ્રત્યેક સ્ત્રીપુરુષ લખી વાંચી શકે એવો બંદોબસ્ત થવો જોઈએ. આની યોજના કરવામા ગમે તેટલો ખર્ચ થાય તેનો હિસાબ ગણાવો જોઈએ નહિ

કેળવણી ખાતાના વહીવટને માટે પ્રત્યેક ઈલાકામા કેળવણી ખાતાના વડા તરીકે "ડાયરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન" હોય છે ઈલાકાના પ્રાંતોમા એક એક એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હોય છે પ્રત્યેક ઈલાકા કે પ્રાંતમા યુનિવર્સિટી છે

## ૧૦ જાહેર સુખાકારી અને દાક્તરી ખાતું

કોઈ પણ દેશની પ્રજાના સુખનો આધાર લોકોની સુખાકારી પર રહે છે આપણા દેશમા પ્રાચીન કાળમા વૈદ્યો ને હકીમોની મદદથી સુખાકારી જળવાતી આપણી સરકારે દરેક તાલુકાને અને દરેક જિલ્લાને મથક એક દવાખાનુ રાખેલુ છે જે નાના મોટા હોય છે તો

ત્યા એકથી વધુ દવાખાનાઓ હોય છે મોટા શહેરમા ખાનગી તેમ જ ધર્માદા દવાખાનાઓ હોય છે કેટલીક જગાએ ખ્રિસ્તિ પાદરીઓએ પણ દવાખાના ખોલેલા છે આ દેશમા તાવની બિમારીથી હજારો માણસો પીડાય છે, ને તેમના લાભાર્થે સરકારે દરેક ટપાલ ઑફીસમા સસ્તી કિંમતે ક્વિનાઇનના વેચાણની ગોઠવણ કરેલી છે પીવાના પાણીના કૂવાઓ સુધારવાને લોકલ બોર્ડો મદદ કરે છે …ગીતગા …ઢવા માટે પણ બંદોબસ્ત કરવામા આવ્યો છે પ્લેગ ઇન્ફ્લુએન્ઝા વગેરે ખાસ રોગ ફાટી નીકળે છે ત્યારે તેને દાબી દેવાને સરકાર યોગ્ય પગલા લે છે વળી આંખની ઇસ્પિતાલ સ્ત્રીઓને માટે સુવાવડખાતા અને ઢોરાને માટે ખાસ ઇસ્પિતાલ કોઈ કોઈ જગાએ બાંધવામા આવી છે તે છતા દેશની વસ્તી તંદુરસ્તી અને ગરીબાઈ ધ્યાનમા લેતા હજુ દાક્તરી મદદ વધારવાનુ ક્ષેત્ર વિશાળ છે

દાક્તરી કેળવણીને માટે મુંબઈમા બે કૉલેજો છે અને અમદાવાદ પુના તથા હૈદ્રાબાદમા એકેક શાળા છે

દરેક પ્રાંતમા દાક્તરી ખાતાનો ઉપરી **સર્જન જનરલ** હોય છે અને સુખાકારી ખાતાનો ઉપરી **"ડાયરેક્ટર ઑફ પબ્લિક હેલ્થ"** છે આ બંને ખાતાના વડાઓ ઇન્ડિયન મેડિકલ સર્વિસના અમલદાર હોય છે

# પ્રકરણ ૬૪

## દેશી રાજ્યો

હિંદુસ્તાનની એકંદર વસ્તી ૪૦ કરોડની છે, તેમાંથી લગભગ ૮ કરોડ વસ્તી દેશી રાજ્યોમાં છે દેશી રાજ્યો એકંદર ૫૬૨ છે

જેમ જેમ કંપની સરકારની હકૂમત હિંદમાં ફેલાતી ગઈ તેમ તેમ એક પછી એક દેશી રાજ્યોએ અંગ્રેજ સરકારનું સર્વોપરિપણું સીધી રીતે કે આડકતરી રીતે સ્વીકાર્યું માર્કિવસ ઑફ વેલેસ્લીની સહાયકારી યોજનાથી કંપની સરકારની સત્તા દેશી રાજ્યો પર વધી અને જે રાજ્યોએ એ યોજના સ્વીકારી તેઓ પોતાની રાજકીય સ્વતંત્રતા ખોઈ બેઠા શરૂઆતમાં આ યોજના મરજિયાત હતી, પણ પાછળથી એવા સંજોગો ઊભા થયા કે ઘણાં રાજ્યોને તે સ્વીકારવી જ પડી લૉર્ડ ડેલહાઉસીની ખાલસા રાજ્યપદ્ધતિથી ઘણાં રાજ્યોને ખાલસા કરવામાં આવ્યાં ઈ સ ૧૮૦૮ થી ઈ સ ૧૮૫૮ સુધીમાં ઘણાં ખરાં દેશી રાજ્યોએ કંપની સરકારનું સર્વોપરિપણું કબૂલ કર્યું તેની સાથે કરાર કરી રાજકીય સંબંધ નક્કી કર્યા આ રાજ્યોમાંના નિઝામ વડોદરા, ગ્વાલિયર અને ઈંદોર બ્રિટિશ રાજ્યના સમકાલીન જ છે કારણ કે તે મુગલાઈ અને પેશ્વાઈ તૂટી તે સમયમાં હયાતીમાં આવ્યાં હતાં પણ ત્રાવણકોર મૈસૂર અને ઉદેપુર તથા બીજાં રજપૂતાનાનાં રાજ્યો અને કાશ્મીર વગેરે જૂનાં છે બધાં રાજ્યો પર સાર્વભૌમ સત્તા બ્રિટિશ સરકારની છે આ સઘળાં દેશી રાજ્યોએ નીચેની શરતો સ્વીકારી છે (૧) કોઈ પણ દેશી રાજ્ય હિંદ બહારના કોઈ પણ રાજ્ય સાથે બારોબાર સલાહ કે યુદ્ધ કરી શકે નહિ તેમ જ તેમના તરફથી મળતો માનમરતબો પણ બ્રિટિશ સરકારની સંમતિ સિવાય લઈ શકે નહિ (૨) હિંદની અંદરના દેશી રાજ્યો સાથે પણ તેઓ રાજ્ય બ્રિટિશ અમલદાર મારફત તેમણે કરેલા નિયમાનુસાર જ વ્યવહાર ચલાવી શકે (૩) દેશી રાજ્યની

પ્રજા સલાહશાંતિમાં રહે અને તેના ઉપર જુલમ ન થાય તેમ જ જુલમી રાજાને તે પદભ્રષ્ટ ન કરે તે બ્રિટિશ સરકારને જોવાનું છે (૪) બ્રિટિશ રાજ્યની કે પરદેશી પ્રજા દેશી રાજ્યમાં વસે તો તેના રક્ષણનું કામ બ્રિટિશ સરકારનું છે, તેમ જ દેશી રાજ્યની પ્રજા બ્રિટિશ રાજ્યમાં ગઈ હોય તો ત્યાં બ્રિટિશ સરકાર તેનું રક્ષણ કરે છે અને પરદેશ જાય છતાં ત્યાં પણ બ્રિટિશ હિંદની પ્રજા તરીકે ગણી તેના તરફ બ્રિટિશ સરકાર લક્ષ રાખે છે (૫) બ્રિટિશ સરકાર ઉપર આફત આવે ત્યારે તેને આ રાજ્યોએ મદદ કરવાની છે અને એ મદદ કરી શકે તેટલા માટે તેઓને લશ્કર રાખવું પડે છે

આપણે ઉપર જોયું તેમ દરેક રાજ્ય આંતરિક વહીવટને માટે સ્વતંત્ર છે, પણ બહારના વહીવટને માટે બ્રિટિશ સરકારની સત્તા નીચે છે

દેશી રાજ્યો સાથેનો સંબંધ હિંદુસ્તાનના પરદેશખાતા દ્વારા ચલાવવામાં આવે છે, અને આ ખાતું વાઇસરૉયના પોતાના હાથમાં છે. નામદાર શહેનશાહના પ્રતિનિધિ તરીકે દેશી રાજ્યો સાથે સંબંધ એ ચલાવે છે આ દેશી રાજ્યોને લગતા વહીવટને માટે સરકારે દેશી રાજ્યોના વર્ગ પાડ્યા છે આમાંના મોટા રાજ્યો પહેલા વર્ગના **(First Class)** ગણાય છે

વડોદરા, નિઝામ, મૈસૂર, કાશ્મીર, અને ગ્વાલિયરના ફર્સ્ટ ક્લાસ દેશી રાજ્યો સીધા વાઇસરૉયના તાબામાં છે ને ત્યાં અંગ્રેજ **રેસિડંટ** રહે છે. આ રાજ્યો મોટા વિસ્તારવાળા ને મોટી આવકવાળા છે ખાસ કરીને વડોદરા ને મૈસૂરમાં સુધરેલી ઢબનું રાજ્યતંત્ર દાખલ કરવામાં આવ્યું છે, ને કેળવણી વગેરે પ્રજાની ખિલવણીના ખાતા સારી રીતે ચલાવવામાં આવે છે

મધ્ય હિંદમાં આવેલા રાજ્યો મધ્યહિંદ **એજન્સિના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ**ના તાબા નીચે છે

ઉદેપુર, જયપુર, જોધપુર, ભરતપુર, બીકાનેર, કોટા વગેરે રજપૂતાનામાં આવેલા રાજ્યો રજપૂતાનાના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલના તાબા નીચે છે

બલુચિસ્તાનના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલના તાબામા ખેલાત અને લાસબેલાનાં રાજ્યો છે.

પંજાબના રાજ્યો પંજાબ સ્ટેટ્સના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલના તાબા નીચે છે.

કાઠિયાવાડના રાજ્યો વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટ્સના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલના તાબા નીચે છે.

ગુજરાતના રાજ્યો ગુજરાત સ્ટેટ્સના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલના તાબા નીચે છે

દક્ષિણના રાજ્યો ડેક્કન સ્ટેટ્સના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલના તાબા નીચે છે

મદ્રાસના ગવર્નરના તાબા નીચે કોચીન, ત્રાવણકોર, અને બીજા ત્રણ રાજ્યો છે

બંગાળાના ગવર્નરના હાથ નીચે કુચબિહાર, સિક્કિમ, અને બીજા કેટલાક રાજ્યો છે

મધ્યપ્રાંતના ગવર્નરના હાથ નીચે રામપુર, તેહરી વગેરે રાજ્ય છે.

પંજાબના ગવર્નરના હાથ નીચે બાવલપુર, પતિયાળા, નાભા, ઝિંદ, કપુરથલા, અને બીજા કેટલાક રાજ્યો છે

બ્રહ્મદેશના ગવર્નરના હાથ નીચે કેટલાક રાજ્યો છે

નિઝામ અને કચ્છ સિવાય બીજાં બધા રાજ્યોમા બ્રિટિશ હિંદુસ્તાનનુ જ ચલણ ચાલે છે

બ્રિટિશ સામ્રાજ્યના પ્રશ્નો ચર્ચવાને માટે બ્રિટિશ હિંદુસ્તાનના પ્રતિનિધિઓને ઇમ્પિરિયલ કૉન્ફરન્સમા બોલાવવામા આવે છે તે વખતે દેશી રાજ્યોના પ્રતિનિધિને પણ બોલાવવામા આવે છે એટલે બ્રિટિશ સામ્રાજ્યમા તેમનું સ્થાન ચોક્કસ છે વળી પ્રજાસંઘમા પણ હિંદી પ્રતિનિધિઓમા દેશી રાજાઓનો એક પ્રતિનિધિ હોય છે.

**નરેન્દ્રમંડળ**—મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાની રૂએ એક નરેન્દ્રમંડળ (**ચેમ્બર ઑફ પ્રિન્સીઝ**) સ્થાપવામા આવ્યુ છે. તેમા અગિયાર અને તેથી વધુ તોપોનુ માન ધરાવનાર દરેક રાજાને બેસવાનો હક્ક છે,

અને તેથી ઊતરતા દરજ્જાના રાજાઓને પોતાના પ્રતિનિધિઓ મોકલવાનો હક્ક છે આ સભાથી રાજાઓની અંદર અંદર જે સવાલો ઊભા થાય તેનો ફેંસલો કરવાનુ, તેમના બ્રિટિશ સરકાર સાથેના વ્યવહારને માટે એકસરખા નિયમો ઘડવાનુ, સગીર રાજકુવર હોય તે વખતે તેમના રાજ્યવહીવટની ગોઠવણ કરવાનુ, અને બીજા દેશી રાજાઓના રાજ્યવહીવટ વિષે ઊભા થતા પ્રશ્નોનુ નિરાકરણ કરવાનુ સુલભ થયુ છે આ મડળને બ્રિટિશ હિંદના રાજકીય સવાલોમા સલાહ આપવાની છૂટ મળી છે અને તેમની આતરિક સ્વતંત્રતા જાળવવા સરકારે ખાતરી આપી છે

# અગત્યની સાલો

| | |
|---|---|
| વેદનો સમય | ઈ સ પૂ ૨૦૦૦ |
| ગૌતમ બુદ્ધ | ઈ. સ. પૂ. ૫૬૩–૪૮૩ |
| સિકંદરની ચઢાઈ | ઈ સ પૂ ૩૨૬ |
| ચંદ્રગુપ્ત | ઈ સ પૂ ૩૨૧–૨૯૭ |
| અશોક | ઈ સ પૂ ૨૭૨–૨૩૨ |
| સમુદ્રગુપ્ત | ઈ સ ૩૩૦–૩૭૫ |
| વિક્રમાદિત્ય | ઈ સ ૩૭૫–૪૧૩ |
| ફાહિયાનનો હિંદમાં પ્રવાસ | ઈ સ ૩૯૯ |
| હર્ષવર્ધન | ઈ સ ૬૦૬–૬૪૭ |
| શ્રી શંકરાચાર્ય | ઈ સ ૭૮૮ |
| મહમદ કાસમની સવારી | ઈ સ ૭૧૨ |
| રજપૂત સમયનો અંત | ઈ સ ૧૧૯૩ |
| વિજયનગર રાજ્યની સ્થાપના | ઈ સ ૧૩૩૫ |
| બ્રાહ્મણી રાજ્યની સ્થાપના | ઈ સ ૧૩૪૭ |
| પાણીપતની પહેલી લડાઈ | ઈ સ ૧૫૨૬ |
| પાણીપતની બીજી લડાઈ | ઈ સ ૧૫૫૬ |
| સર ટૉમસ રોનું હિંદમાં આગમન | ઈ સ ૧૬૧૫ |
| શિવાજીનો જન્મ | ઈ સ ૧૬૨૭ |
| પાણીપતની ત્રીજી લડાઈ | ઈ સ ૧૭૬૧ |
| નાના ફડનવીસનું મૃત્યુ | ઈ સ ૧૮૦૦ |
| વસઈના કરાર | ઈ સ ૧૮૦૨ |
| મરાઠી રાજ્યનો અંત | ઈ સ ૧૮૧૮ |
| સિપાઈઓનો બળવો | ઈ સ ૧૮૫૭ |

| | | |
|---|---|---|
| જગવિખ્યાત યુદ્ધ | ઈ. સ. | ૧૯૧૪–૧૯૧૮ |
| મૉન્ટેગ્યુચેમ્સફર્ડ સુધારા | ઈ. સ. | ૧૯૧૯ |
| ગોલમેજી પરિષદ્ | ઈ. સ. | ૧૯૩૦–૧૯૩૧ ૧૯૩૨ |
| ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા ઍક્ટ | ઈ. સ | ૧૯૩૫ |
| નવા બંધારણનો પ્રાંતોમાં અમલ | ઈ. સ. | ૧૯૩૭ ૧ લી એપ્રિલ |